# ગ્રંથપરિચય.

---

'ગ્રંથ અને ગ્રંથકાર'નું છઠ્ઠું પુસ્તક વાચક વર્ગ સમક્ષ મૂકતા આનંદ થાય છે આ યોજના જનતામા પ્રિય થઇ પડી છે એ નિઃસંશય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના વાર્ષિક વિવિધ પ્રકાશનોમા આ પુસ્તક ઉપયોગિતાની દૃષ્ટિએ મહત્ત્વનું છે એમ સર્વત્ર સ્વીકારાય છે

પ્રસ્તુત ગ્રંથમા ગ્રંથકારોની માહિતીમા વિશેષ આકર્ષક વિદ્વદ લેખકોના ચરિત્રો છે ગ્રંથોની માહિતી પ્રતિ વર્ષ જેવી જ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ માટે જરૂરી સાધન પુરનાર સામગ્રીરૂપે છે માસિકોમા પ્રસિદ્ધ થએલા લેખોની યાદી પણ એક ઉપયોગી અંગ છે એ જણાશે પ્રકીર્ણ લેખોમા દિ બા કેશવલાલ ધ્રુવના વિદ્વત્તાપૂર્ણ લેખો આ પુસ્તકમા કાયમી સ્થાન પામશે એ હર્ષનો વિષય છે એ સંપાદન કરવા માટે પ્રયોજકને ધન્યવાદ ઘટે છે

ગુજરાતના જૂના ખત પત્રો સંબંધી માહિતી અને તેના કેટલાક નમુના ભાષાશાસ્ત્રીઓને માટે શોધખોળનું સાધન પૂરું પાડવા કામ લાગે તેવા છે અને સામાન્ય વાચનારને પણ તેમાથી અનેક વસ્તુઓ જાણવાની મળે તેમ છે આ વિભાગ શ્રી સાંડેસરા જેવા એ કામના પૂર્ણ અનુભવીને હાથે રચાયો છે, જેથી આ પુસ્તકનું મૂલ્ય વધ્યુ છે

કવિ સુન્દરમ્ તરફથી ૧૯૩૪ની કાવ્ય કૃતિઓમાથી પસંદગી કરી જે વાનગીઓ આપી છે તે ગુજરાતી કવિતા સમૃદ્ધિનો સારો ખ્યાલ આપે તેમ છે વિશેષમા ગુજરાતી કવિતાનુ વલણ, કવિઓનો અમુક વિષયો તરફનો ઝોક, ગુર્જર પ્રજાનુ માનસ રજુ કરતુ વિવેચન, વિચારપૂર્વક અને શ્રમ લઇ લખેલુ છે એ જોઇ શકાશે

'વર્તમાન ગુજરાતી સાહિત્ય'નો રા હીરાલાલ પારેખનો લેખ સાહિત્ય સમાલોચનાના સાચા વિવેચકના દૃષ્ટિબિન્દુથી લખાએલો હોઇ આદરને પાત્ર થશે ગુજરાતી સાહિત્યનો ફાલ વર્ષોવર્ષ વધતો જાય છે અને તેના અનેક અંગો વિકાસ પામતા જાય છે એ ઉપલક જોનારને પણ જણાઇ આવે તેમ છે છતા અમુક અંગો જોઇએ તેવા વિકાસ પામ્યા નથી-તેવા શક્તિશાળી લેખકો ગુજરાતમા ગ જુજ સખ્યામા છે, એ સત્ય પણ તરી આવે છે ગુજરાતી ભાષાના વાચનાર અને લખનારની સ

દર વર્ષે વધતી જાય છે એ બીના સંતોષપ્રદ છે. ગુર્જર સાહિત્ય હિન્દની અન્ય પ્રાન્તીય ભાષાઓના સાહિત્યની બરોબરી કરી શકે એ કક્ષાએ પહોંચી ગયુ છે એમ કહેવામા વધારે પડતુ કથન નથી. કદાપિ કોઇને તેમ લાગે તો બહુ અલ્પ સમયમા ત્યા પહોંચી જશે એ નિ:શંક છે.

ગુર્જર ભાષાના નાના મોટા સર્વ લેખકોને યથાશક્તિ માતૃભાષાની સેવા કરવા ખાતે અભિનંદન ઘટે છે. જે ક્ષેત્રો વગર ખેડાએલા પડયા છે તેમા પ્રવેશ કરી સ્વભાષાનુ ગૌરવ વધારવા, તેને વિશેષ પ્રાણવાન બનાવવા શક્તિશાળી સાહિત્ય સર્જકો પોતાનો સમય અને શક્તિ અર્પણ કરશે એવી શુભાશાથી આ પરિચય સમાપ્ત કરૂ છુ.

અમદાવાદ, તા. ૧૪-૧-૩૫ } વિદ્યાબહેન ર. નીલકંઠ



# પ્રસ્તાવના

ગ્રંથ અને ગ્રંથકારનું આ ૭મું પુસ્તક પ્રસિદ્ધ થાય છે. તેની ઉપયોગિતા વિષે બે મત નથી, પણ ગુજરાતી સાહિત્યના અભ્યાસી માટે તે રચાથી રેફરન્સનું પુસ્તક થઇ પડે તે માટે હજુ તેમા ઘણા સુધારાવધારાનો અવકાશ રહે છે, અને તે પદ, લેખકબંધુઓનો પુરો સહકાર મળે જ, તે પ્રાપ્ત કરી શકે.

આ વર્ષે ગુજરાતી ભાષાના કેટલાક જુના ખતો, દસ્તાવેજો વગેરે આપ્યા છે, તે આપણી ભાષાનો પદ્ધતિસર અભ્યાસ કરવામા ઉપયોગી જણાશે તેનુ સંપાદન ભાઇશ્રી ભોગીલાલ જ. સાંડેસરાએ કાળજીપૂર્વક કરી આપ્યુ છે, તે બદલ અમે તેમનો ખાસ ઉપકાર માનીએ છીએ

વર્ષના ઉત્તમ કાવ્યોની પસંદગી જુદા જુદા હસ્તે પ્રતિ વર્ષ કરાવવા આપણા એક પ્રતિષ્ઠિત સાક્ષરબંધુએ સૂચના કરી હતી, જેથી દર વખતે તેની ચુંટણીમા નવુ દૃષ્ટિબિંદુ મળતુ રહે તે પરથી આપણા જાણીતા યુવક કવિ શ્રીયુત સુન્દરમને સન ૧૯૩૪ના ઉત્તમ કાવ્યો પસંદ કરી આપવાની અમે વિનતિ કરી હતી, જે તેમણે ખુશીથી સ્વીકારી હતી.

શ્રીયુત બચુભાઇ રાવત આ વખતે કેટલીક અનિવાર્ય અડચણોને લઈને, લેખ લખી શક્યા નથી, એ ઉણપ, ગ્રંથકારોના વાચકને, અમારી પેઠે, જરૂર ખુંચશે; જો કે પ્રસ્તુત પુસ્તકના સંપાદન કાર્યમા તેમનો સહકાર ચાલુ મળતો રહેલો છે.

પ્રકીર્ણ વિભાગમા દી. બા. કેશવલાલભાઇના બે નિબંધો, જે માટે વારંવાર માગણી થતી હતી, તે ફરી છાપ્યા છે. તેમા ઘટતા ફેરફાર અને સુધારા, આંખે વાચવાની મુસ્કેલી હોવા છતા, કરી આપ્યા છે, તેને અમે એમની કૃપા જ લેખીએ છીએ.

ગ્રંથકાર ચિત્રાવળી—પ્રથમ શતક—ચાલુ વર્ષમા આપવાનો અમે નિર્ધાર કર્યો હતો પણ કેટલાક ગ્રંથકારોની છબી મેળવવામા બહુ વિલંબ થવાથી અને બીજી કેટલીક નહિ મળવાથી, તે યોજના આવતા વર્ષ પર મૂલતવી રાખવી પડી છે.

સન ૧૯૩૬મા તે પ્રકાશન બહાર પડી શકશે એમ અમે માનીએ છીએ.

ગ્રથ અને ગ્રથકારના સપાદન કાર્યમા જે બધુઓએ સહાયતા આપેલી છે તે સર્વના, અમે અત કરણપૂર્વક ઉપકાર માનીએ છીએ

વિશેષ કરીને લેડી વિદ્યાબ્હેન એ કાર્યમા અગત રસ લઈને જે પ્રોત્સાહન આપે છે, તેનુ મૂલ્ય અમારે મન બહુ મ્હોટુ છે

તા ૭-૧૦-૧૯૩૫
અમદાવાદ.

હીરાલાલ ત્રિ. પારેખ
સપાદક



# અનુક્રમણિકા

| વિષય | પૃષ્ઠ |
|---|---|

# વર્તમાન ગુજરાતી સાહિત્ય



"Modern Gujarati Literature shows great richness and variety. Irresponsible flights of the romantic have been brought under control Human nature and experience, in true proportions, now attracts authors Dramatic presentation of life is no longer an unknown art, humour is coming into its own The novel, the short story, and the drama have attained distinctive form; literary art has acquired greater freedom, a more skilful technique, a higher creativeness

( I J S Taraporevala )

ચાલુ વર્ષમા, અને તે થોડા થોડા સમયને અંતરે, વર્તમાન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આલેખતા અને ચર્ચતા, બે પુસ્તક પણ તે અંગ્રેજીમા, આપણા બે માનનીય અને અગ્રેસર સાહિત્યકારોએ લખેલા પ્રાપ્ત થયા છે, અને હમણા જ્યારે સાહિત્ય સૃષ્ટિમા નવુ મથન થઇ રહ્યુ છે, તેના આદર્શ, પ્રકાર અને ધોરણો વિષે ઉહાપોહ ચાલુ છે, અને તેની જરૂરિયાતો, ઉણપો અને દોષો પ્રતિ ધ્યાન દોરવામા આવે છે, એ પરિસ્થિતિમા, વર્તમાન ગુજરાતી સાહિત્યનો વિષય, તેની મર્યાદાઓ અને મુશ્કેલીઓ, તેનો ભાવિ વિકાસ અને વિસ્તાર, એ દૃષ્ટિએ વિચારાય અને તપાસાય, એ જરૂરનું છે અને તેમ કરવાનો બીજો આશય શ્રીયુત મુનશીના પુસ્તકમાથી મળી રહે છે પ્રસ્તુત લેખના આરભમા મી તારાપોરવાળાનુ જે કથન ઉતાર્યું છે, તેમા વર્તમાન ગુજરાતી સાહિત્યની પ્રગતિ માટે સતોષ દર્શાવેલો છે, જ્યારે એ જ પુસ્તકનો મહાત્મા ગાધીજીએ આમુખ લખી આપ્યો છે, તેમા તેઓશ્રીએ લખ્યુ છે, કે,

'ગુજરાતી પ્રજાની ગરીબાઈની પેઠે ગુજરાતી સાહિત્ય પણ કગાલ છે કોઈ ભાષા ખરી રીતે નિસ્સત્ત્વ હોતી નથી, પણ એ કથનને મર્યાદિત

---

* Gujarat and its Literature, by Mr K M Munshi, p 324

કરી તેઓ જણાવે છે કે કાર્યમા પ્રવૃત્ત થયા પછીથી આપણા વિચારને વ્યક્ત કરનાનો આપણને પ્રસગ જ મળ્યો નથી હિન્દના અન્ય પ્રાંતોની પેઠે ગુજરાત પણ ચિંતનગ્રસ્ત બન્યુ છે, અને તેની ભાષાનુ સ્વરૂપ ઘડાય છે '×

આ દેખીતા વિરોધાભાસમા તથ્ય શુ છે અથવા તો તે જુદા જ દૃષ્ટિ કોણે જોવાથી, આ પરિણામ આ યુ છે કે કેમ, એ પ્રશ્ન પણ પ્રસ્તુત વિષયની પસદગી કરવામા કારણભૂત છે.

વળી પ્રસ્તુત વિષયને ચર્ચતુ એક વ્યાખ્યાન "વર્તમાન ગુજરાતી સાહિત્ય–તેના વહણો," ગયે વર્ષે આપણા નામાંકિત અને લોકપ્રિય લેખક શ્રીયુત રમણલાલ વસતલાલ દેસાઈએ, શ્રીમત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડના ૭૨ મા જન્મોત્સવના સમાહના અગે, વડોદરા રાજ્યના કેળવણીખાતાના આશ્રય હેઠળ, આપ્યુ હતું આખાય વિષયની સમગ્ર રીતે સમાલોચના કરવા, તેનો, પ્રસ્તુત લેખમા સમાવેશ કરીશુ

ઉપર જે બે પુસ્તકોનો નિર્દેશ કર્યો છે, તેમાનુ પહેલું પુસ્તક The Present State of Gujarati Literature–વર્તમાન ગુજરાતી સાહિત્યની સ્થિતિ–દી બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ મુબાઈ યુનિવર્સિટી હસ્તકના વસનજી માધવજી ઠક્કર ટ્રસ્ટફડના અગે પાચ વ્યાખ્યાનો આપ્યા હતા, તેનો એકત્ર સગ્રહ છે એ જ વિદ્વાને આપણને ગુજરાતી સાહિત્યનો મુદ્દતિસર ઇતિહાસ–પ્રાચીન અને અર્વાચીન–ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તભો અને વધુ સ્તભો,–એ નામથી અગાઉ આપેલો છે, અને આ નવા પુસ્તકમા તેનો સારભાગ, મુખ્યત્વે,–થોડા ઘણા ફેરફાર અને ઉમેરા સહિત–આપેલો છે, એમ કહેવામા અમે એ વિદ્વાન વ્યાખ્યાતાને અન્યાય કરતા નથી

બીજુ પુસ્તક Gujarat and its Literature–ગુજરાત અને તેનું સાહિત્ય–આપણા સુપ્રસિદ્ધ લેખક અને બાહોશ ધારાશાસ્ત્રી, જેમની

× The unquestionable poverty of Gujarati is a token of the poverty of the people But no language is really poor We have hardly had time to speak, since we have begun to act Gujarat like the rest of India is brooding The language is shaping its self

(p vi)

દેશમેના જાણીતી છે, અને તે માગનો ભોગ પણ અપ્રતિમ છે, તે શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીએ લખેલુ છે ગુજરાતી સાહિત્યનો સુમગ્ન અને વિશ્વસનીય ઇતિહાસ લખવા લખાવવાના મનોરથો તેઓ ઘણા વર્ષોથી સેવતા હતા અને સન ૧૯૩૦ ની રાષ્ટ્રીય ચળવળના અંગે જેલમા જવાનુ સાપડતા, એ ફરજીયાત નિવૃત્તિના સમયમા, મદદરૂપ ગ્રંથ તેમણે લખી કાઢયો હતો.

અત્યારની પરિસ્થિતિમા, કહેવાની જરૂર નથી, કે આ ત્રણે લેખકોએ રજુ કરેલા મુદ્દા, વિચાર અને અભિપ્રાય, મહત્વના તેમ મનનીય માલુમ પડશે

કાળાનુક્રમાનુસાર આપણે પ્રથમ શ્રીયુત રમણલાલનુ વ્યાખ્યાન લિયા રીશુ તે વ્યાખ્યાનની શરૂઆત એમણે બહુ મરમ રીતે કરેલી છે સૃષ્ટિનો ઉપક્રમ કેવી રીતે થયો તે સમજાવતા તેઓ આપણને ખગોળવિદ્યાના પ્રદેશમા લઈ જઈને, બતાવે છે, કે—

"સૃષ્ટિની વિશાળતા જોતા આવા એમાદ સૂર્યનો શો હિસાબ નથી આપણો સૂર્ય હોલવાઈ જાય તોય નભોમડળમા ચમકતા તારાઓ તો આમ ને આમ ચમકતા જ રહે આવા એક તેજતણખા સૂર્યમાથી ઉડેલા પકવ અને ઘન ચુલિંગોમાથી આપણા ગ્રહો ઘડાયા એ ગ્રહમાનો એક ગ્રહ પૃથ્વી પૃથ્વીના દ્રવ્યોમાથી કોઇ ગૂઢ યોજના વડે વિકાસ પામતી સજીવ સૃષ્ટિનો એક અલ્પ ભાગ તે મનુષ્ય

આ અતિ અલ્પ મનુષ્યનો વિરાટ બ્રહ્માડ—cosmosમા શો હિસાબ? તેનુ શુ સ્થાન? પૃથ્વીને રેતીના એક કણનો હિસાબ હોય તેના કરતા ઓછો હિસાબ, આ ભૌતિક સૃષ્ટિ સમગ્રને મનુષ્યનો છે"×

તેમ છતા આશ્ચર્યકારક એ છે કે એ અલ્પ મનુષ્ય—કાળા માથાનો માનવી, જે ઇશ્વરનો એક દૈવી અંશ મનાય છે, તે પૃથ્વીને જ શા પણ સમસ્ત બ્રહ્માડને સમજવા અને હસ્તગત કરવા મથે છે અને એ સતત પ્રયત્નોના પરિણામે સૃષ્ટિના અનેક ગૂઢ નિયમો જાણવામા આવેલા છે તેની સાખ આધુનિક વિજ્ઞાનની શોધો પૂરશે, અને તેથી એ વિદ્વાન લેખક પ્રશ્ન કરે છે,

"(મનુષ્ય) દેહમા પૃથ્વીના ભૌતિક તત્ત્વો છે પૃથ્વીના ઘટે એવો પરમાણુ સમૂહ છે માનવચૈતન્ય એ દેહની મર્યાદાએ માનની કોઇ અકલ્પ્ય,

× "વર્તમાન ગુજરાતી સાહિત્ય—તેના વહણો,' પૃ ૨

અકથ્ય ચૈતન્યની ચિનગારી તો ઉડી આવી નહિ હોય" ? અને આપણો હરિહર કવિ પણ પ્રભુ પાસે એવી એક ચિનગારીની જ માગણી કરે છે; અને મનુષ્યની એ અગાધ શક્તિ વિષે બોલતા, તાજેતરમા બ્રિટિશ એસોસિએશનના પ્રમુખે કહ્યુ હતુ, કે,—

"Of all the wonders of the Universe of which we have present knowhedge, from the election to the atom, from the virus and bacillus, to the oak and the elephant, from the tiniest meteor to the most magnificent nebula, surely there is nothing to surpass the brain of man." *

ખરે, મનુષ્ય, કુદરતનું એક અજબ અને અલૌકિક પુતળુ છે; તેનું સર્જન પણ કુદરતની પેઠે કાંતિલ અને કાંતિમય, પ્રસંગોપાત નિવડે છે; અને પેલી જાણીતી ઉક્તિ અનુસાર જ્યા રવિનુ કિરણ પહોચી શકતું નથી, ત્યા કવિ કે સર્જકનો વિચાર કે કલ્પના પ્રવેશ કરે છે. મનુષ્ય એ સર્જન કરે છે, તે વિધવિધ પ્રકારનુ હોય છે, અને તેના બે મ્હોટા ભાગ પાડી શકાય—એક સાહિત્ય અને બીજો કળા વિભાગ. સાહિત્યમા નાટક, નવલકથા અને કવિતાનો, સામાન્ય રીતે, સમાવેશ થાય છે, અને કળા—લલિતકળાઓમાં—સંગીત, શિલ્પ અને ચિત્રકળા આવી જાય છે. જેટલે અંશે તે કુદરતની પ્રતિકૃતિ કરે, તેનુ સૌન્દર્ય જમાવે, તેની ભવ્યતા અને દિવ્યતાનું દર્શન કરાવે, તેટલે અંશે તેની કિંમત અંકાય છે, અને તેની સફળતાની કસોટી કઢાય છે. તેમા આપણને સર્જકના સંસ્કાર, શિક્ષણ, નિરીક્ષણ, ચિંતન અને અધ્યયન અનુભવાય છે તેમ કુદરતના સાનિધ્યમા રહીને, તેનું આરાધન કરીને, જે સામર્થ્ય અને પ્રેરણા તે પામે છે, તે સઘળું દૃષ્ટિગોચર થાય છે, અને વિશેષમા તે કૃતિ જેમ નિયમબદ્ધ અને પ્રમાણસર, વ્યવસ્થિત અને કળાયુક્ત, શુદ્ધ અને ચોક્ખી તેમ તેની મહત્તા, સુંદરતા અને સરસતાનું ધોરણ ચઢીઉતર હોય છે.

પણ એ કૃતિની પાછળ, જેમ કુદરતમા કોઈ ગૂઢ આશય છૂપો રહેલો હોય છે, એવો કોઇ મકસદ નજરે પડવો જોઇએ. એકલી સુંદર કળા, કશી ભાવના કે પ્રેરણા વિનાની, વંધ્યા સ્ત્રી જેવી અમે સમજીએ છીએ. સ્ત્રી જીવનનું

* જુઓ Public opinion 6th. September 1935

સાર્થક્ય જેમ માનૃત્વમાં સમાએલું છે તેમ સાહિત્યકૃતિ કે કળાકૃતિની સફળતા અને સચોટતા, તે જે સંદેશો કે ભાવના આપી શકે તેના સામર્થ્યમાં રહેલી છે. તે માટે ભિન્ન ભિન્ન ધોરણો અને નિયમો યોજાયલા છે. તે સઘળું જ્ઞાન અગત્યનું છે અને તેના નિયમોનું પાલન આવશ્યક છે; પણ આખરે તે પાછળ રહેલું રહસ્ય કે અર્થ મહત્વનાં છે, એ મુદ્દો વિસરાવો જોઇતો નથી. મધમાખીઓ એક સુંદર મધપુડો રચે, વૈજ્ઞાનિકો એ રચનામાં કુશળતા નિહાળી, તેની ઉત્તમ કારીગરીની પ્રશંસા કરે; પણ અમારા અભિપ્રાયે તે વસ્તુ ગૌણ છે. જે વસ્તુ મૂલ્યવાન છે, તે એમાં સંચેલું મધ છે; અને આપણે એજ વિચારવાનું છે કે એ પદાર્થ પથ્ય અને પૌષ્ટિક છે કે કેમ?

કવિ દયારામની પેઠે આપણે કહી શકીએ કે 'એ વસ્તુનો સ્વાદ શું જાણે વૈયાકરણી'?

વસ્તુતઃ મનુષ્ય જે કાંઈ સાહિત્ય કે કળાની કૃતિ સર્જે-ઘડે, તે અમારી માન્યતા મુજબ મનુષ્યજીવનના ઘડતરમા, તેને સુસંસ્કારી અને ઉન્નત કરવામાં, તેને પ્રેરણાબળ અને પ્રોત્સાહન અર્પવામા, તેને નિર્મળ આનંદ અને નૈસર્ગિક સુખ બક્ષવામાં, મદદગાર થઇ પડે, એટલુંજ નહિ પણ મનુષ્યના બંધારણમાં જે એક વૃત્તિ અચેત, ગુપ્ત રહેલી છે, તેને જાગ્રત કરી, ભિન્ન ભિન્ન પ્રકારે ઉત્તેજે, તેના ચિત્તની સ્વસ્થતા અને શાન્તિ મેળવવામાં સાધનભૂત થઈ પડે અને જગતમાં વ્યાપી રહેલી મહાન નિયામક શક્તિનું ભાન કરાવે, એવા અંશોવાળી કૃતિને ઉત્તમ અને અમર અમે લેખીએ.

અનેક વિદ્વાનોએ ગીતા અને ભાગવત ગ્રંથોમાંના ભાષા અને વ્યાકરણના દોષ બતાવેલા છે પણ તે ગૌણ નિવડેલા છે. તેમાના ઉપદેશે મનુષ્યજીવનપર જે સજ્જડ છાપ પાડી, ઉંડી અસર કરેલી છે, તેની તુલના થઇ શકે એમ નથી. આપણા પ્રજાજીવનના ઘડતરમાં રામાયણ અને મહાભારતે મ્હોટો હિસ્સો આપેલો છે; અને સેંકડોનાં જીવનોનો ઉત્કર્ષ કરેલો છે, એની કોઇ ના પાડી શકશે નહિ. સાચું સાહિત્ય તે જ, જે ચિરસ્થાયી છાપ પાડે; અને એવી જ કૃતિઓ કીર્તિ પામે છે અને શિષ્ટ સાહિત્યમાં વળી તેની ગણના થાય છે. તે કૃતિઓમાં જીવનની સમીક્ષા કરેલી હોય કે સમકાલીન સમાજજીવનનું તેમાં પ્રતિબિંબ પડ્યું હોય તે બરોબર અને ઉપકારક છે; પણ એ વિસરાવું

જોઇએ નહિ કે ધારી અસર ઉત્પન્ન કરવામા તે સાધન માત્ર છે, અને તે સર્જનનું અંતિમ ધ્યેય, માત્ર ઉલ્લાસમય નહિ પણ ઊર્ધ્વગામી હોવું જોઇએ.

સાહિત્ય કૃતિના આદર્શ વિષે આટલુ સ્પષ્ટીકરણ કરી, આપણે હવે આગળ વધીશુ.

સન ૧૮૫૦ થી અર્વાચીન ગુજરાતનો ઉદય થયો, એવી સામાન્ય માન્યતા છે, અને તે યથાર્થ છે, કેમકે ગુજરાતી ભાષાના વિકાસ અને અભ્યુદય અર્થે તેના આગલા વર્ષે જ અમદાવાદમા સ્વર્ગવાસી અલેકઝાંડર કિન્લોક ફોર્બસે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી સ્થાપી હતી તે કાળે, પ્રજા અજ્ઞાન, વહેમી, અણઘડ, અનિષ્ટ સાંસારિક રીતરિવાજોની ભોગ બનેલી, અંધારામા સબડતી હતી, તેમને જ્ઞાનરૂપી પ્રકાશ આપીને ઉદ્ધારવાની હતી; અને તે કારણે એ આરંભ યુગને સંસારસુધારાનો યુગ, એ રીતે તેની વર્ણણી કરવામા આવેલી છે, તે ઉચિત છે.

એ પ્રવૃત્તિ શરૂ થઈ તે અરસામા કંપની સરકારે મુબાઇ યુનિવર્સિટી' સ્થાપવાનો પ્રબંધ કર્યો હતો અને તેનો પરિપાક તે આપણો નવશિક્ષિત વર્ગ, અને તેમની લેખન પ્રવૃત્તિને, તેમા વિદ્વતા પ્રધાનપણે હોઇને, બહુધા સાક્ષરયુગ તરીકે સંબોધવામા આવે છે, અને નવી સદી બેસતા, નવા યુગનો આરંભ થયો તેને કવિ ન્હાનાલાલ યુગનું નામ આપવામા આવ્યું છે, તેનું કારણ મુખ્યત્વે એ કે, આર્ય પ્રજા તરીકેની અસ્મિતાની લાગણીને વ્યક્ત સ્વરૂપ સ્વ. ગોવર્ધનરામે આપ્યુ હતું, તેના એ કવિ સાચા પ્રતિનિધિ છે, અને આપણી આર્યભાવના, વિચાર અને આદર્શના તે રક્ષક અને પ્રચારક છે.

એ નવયુગમા રાષ્ટ્રીય ભાવનાને યુરોપમા મહા વિગ્રહ ઉદ્ભવતા હિન્દની રાજકીય સ્થિતિમા મોટું પરિવર્તન થવા પામ્યુ હતું; અને એ પરિવર્તન આણુવામાં મહાત્મા ગાંધીએ અગ્ર ભાગ લીધેલો છે; અને એમના લખાણ અને ઉપદેશથી, પ્રજાને નવભાવના અને વિચારથી રંગીને, તેમનામા અજબ ચેતન અને અપૂર્વ બળ રેડ્યું છે અને દેશની સર્વ પ્રવૃત્તિપર આપી વિચારની છાપ પડેલી છે, તે કારણે એ યુગને ગાંધી યુગનું નામ અપાયુ છે.

આ પ્રમાણે અર્વાચીન ગુજરાતી સાહિત્ય, ઉપર મુજબ ચાર વિભાગમા, વહેંચાયલું છે, એવું સ્પષ્ટ રીતે બતાવીને તેમણે એ વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતું.

સન ૧૯૩૪ના ફેબ્રુઆરી માસમા "વર્તમાન ગુજરાતી સાહિત્યની સ્થિતિ" એ વિષય, વસનજી માધવજી ઠક્કર વ્યાખ્યાન સારૂ, પસદ કરીને દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ પાચ વ્યાખ્યાનો આપ્યા હતા; અને તેનો સંગ્રહ, એ બીજુ પુસ્તક છે.

સર ચીમનલાલ સેતલવાડ અને શ્રીયુત કનૈયાલાલ મુનશીના એકત્રિત પ્રયાસથી મુબાઈ યુનિવર્સિટીને ઠક્કર વસનજી માધવજી ટ્રસ્ટફંડ મળ્યુ હતુ; અને તેનો ઉદ્દેશ સદરહુ ફંડના વ્યાજમાથી ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસપર પ્રતિ વર્ષે એ વિષયના નિષ્ણાતોને નિમત્રી, પાચ વ્યાખ્યાનો અપાવવાનો તેમ છપાવવાનો છે.

એ યોજનાનુસાર આજદિન સુધીમા ૭ વિદ્વાનોએ, નીચે જણાવ્યા પ્રમાણે, વ્યાખ્યાનો આપેલા છે, જેમાના ચાર ગુજરાતી સાહિત્ય વિષયક છે અને બાકીના બે ગુજરાતના ઇતિહાસને લગતા છે.

| નં. | વિષયનુ નામ. | ભાષણકર્તા. | કયી ભાષા. |
|---|---|---|---|
| ૧. | ગુજરાતી ભાષા અને સાહિત્ય | શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ. | ઇગ્રેજીમા |
| ૨. | ગુજરાતના ઇતિહાસનુ અધ્યયન (Studies in the History of Gujarat.) | પ્રો એમ. એસ. કોમીસેરિયટ. | ,, |
| ૩. | પદ્યરચનાની ઐતિહાસિક આલોચના. | દી. બા. કેશવલાલ હ. ધ્રુવ | ગુજરાતી. |
| ૪. | પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ. | મુનિશ્રી જિનવિજયજી. | ગુજરાતી (અપ્રસિદ્ધ) |
| ૫. | વર્તમાન ગુજરાતી સાહિત્યની સ્થિતિ. (The Present state of Gujarati Literature.) | દી બા કૃષ્ણલાલ મો. ઝવેરી. | અગ્રેજી. |
| ૬. | વીર નર્મદ, ગોવર્ધનરામ અને કલાપી. | પ્રો બળવન્તરાય ક. ઠાકોર. | ગુજરાતી (અપ્રસિદ્ધ) |

આ રીતે આપણા ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ વિષે નિયમિત રીતે પ્રતિવર્ષ વિવેચન થતુ રહે, એ બહુ ખુશી થવા જેવી વ્યવસ્થા છે અને તે બક્ષિસ આપવા બદલ આપણે તેના સસ્થાપકનો ઉપકાર માનવો ઘટે છે.

દી બા કૃષ્ણલાલ ભાઇએ તેમના પાચ વ્યાખ્યાનોની વ્યવસ્થા નીચે મુજબ કરી છે

૧ વર્તમાન ગુજરાતી સાહિત્યની વ્યાપક સમાલોચના

૨ વિવેચન સાહિત્ય

૩ પ્રાચીન સાહિત્યનુ સશોધન

૪ ગુજરાતના ઇતિહાસનુ સશોધન

૫ પ્રકીર્ણ-પાચ ધાન્યની ખીચડી, તેમના કહ્યા પ્રમાણે

વર્તમાન ગુજરાતી સાહિત્ય વિષે દી બા કૃષ્ણલાલભાઇએ અગાઉ Further Milestones in Gujarati Literature એ નામના પુસ્તકમા વિસ્તારપૂર્વક વિવેચન કરેલુ છે એટલે પ્રસ્તુત વ્યાખ્યાનો, તેની કાળમર્યાદા લક્ષમા લઇને, ચાલતી ટ્રેનમા કુદરતના દ્રશ્યોનુ નિરીક્ષણ જેટલી ઝડપે થઇ શકે તેટલી વ્યાપક દ્રષ્ટિએ વિહગાવલોકન કર્યું છે પહેલા વ્યાખ્યાનમા છેલ્લા આઠ દૈકાનો સાહિત્યનો ઇતિહાસ ૪૭ પેરામા અને ૪૭ પાનામા, સમાવ્યો છે એથી વધુ વિસ્તાર એક વ્યાખ્યાનમા ન જ સભવી શકે ! પણ જેમને એ વિષયનો પરિચય કરવાનો છે તેમના માટે એ ખરેખર માર્ગદર્શક છે, અને એ દ્રષ્ટિએ તે લખાયા છે, જે લેખકની પ્રસ્તાવના પરથી માલુમ પડે છે —

" They were meant to acquaint those who were not in direct touch with the literature of one of the most important vernaculars of India with its capacity for expansion and progress "

બીજી રીતે પણ એ વ્યાખ્યાનો કિંમતી છે, તેમા વિદ્વાન વ્યાખ્યાતાએ ગુજરાતી ભાષા પર જે ભૌગોલિક અસર થવા પામી છે, તે નોંધી છે, એટલુજ નહિ પણ જુદી જુદી સસ્કૃતિ અને ધર્મની પ્રજાઓએ તેના ઘડતરમા હિસ્સો આપેલો છે, જેમકે પારસી, મુસ્લિમ, જૈન, ખ્રિસ્તિ વગેરે, તેનો ઉલ્લેખ સુદ્ધા કરવામા આવ્યો છે ગુજરાતી પ્રજામા એકજ

કોમ કે જાતિનો સમાવેશ થતો નથી; પણ તે સમૂહ પચરંગી છે, એમ કહી શકાય. તેની અસર પણ ભિન્ન ભિન્ન પ્રકારની નિવડે; તેમજ તેની વિશિષ્ટતા એ છે કે ગુજરાતી પ્રજા વેપાર ઉદ્યોગમાં આગળ પડતી તેમ સાહસિક છે, વ્યવહારકુશળ તેમ ઝીણી નજરવાળી છે અને દુનિયાના સર્વ ભાગોમાં ગુજરાતી ભાષા બોલતો કોઈને કોઈ ગુજરાતી મળી આવશે, એટલે કવિ ખબરદારના શબ્દોમાં આપણે કહીશું કે "જ્યાં જ્યાં વસે ગુજરાતી, ત્યાં ત્યાં અમારી ગુજરાત."

છેલ્લા વ્યાખ્યાનમાં આપણા પ્રજાજીવનમાંથી ભવાઈ અને રામલીલાની પેઠે અલોપ થતા કલગી અને તોરાવાળાઓના ખ્યાલટપ્પાના સાહિત્યની નોંધ દી૦ બા૦ કૃષ્ણલાલભાઈએ કરી છે, તે વિચારવા જેવી છે. તેઓ લખે છે,—

"Two and a half to three generations ago, the peculiar branch of poetry known as લાવણી, ખ્યાલ અને ટપ્પા was very much affected by the Gnjarati speaking masses. It had its origin in North India. Hindus, Parsis and Muslims were all votaries of this species of song recital, and many were the Akhadas (contests) held where Ustad after Ustad was put on his mettle to display his superiority in the composition and recital of લાવણી, ખ્યાલ ટપ્પા. Malabari was nurtured on it. Surat and Navsari and many other places in Gujarat entertained these singers, and their Jalsas were no uncommon event in those days. They drew crowded audiences, and sometimes, when they took sides ahd fovoured one declaimer against another, breaches of the peace occured and heads were broken."*

પ્રસ્તુત વ્યાખ્યાનોમાંના બીજા મુદ્દાઓ આગળ જતાં ચર્ચવાના છે,

* The present state of Gujarati Literature, p. 108.

તેથી એ વિષે વધુ લબાણ ન કરતા આપણે હવે શ્રીયુત મુનશી રચિત Gujarat and its literature—એ પુસ્તક પ્રતિ વળીશુ

એમની કારકિર્દીની શરૂઆતથી શ્રીયુત કનૈયાલાલ મુનશી ગુજરાતના ગૌરવ માટે અભિમાન ધરતા આવ્યા છે, અને જનતામા એ પ્રકારના માન અને મમતાની લાગણી જાગ્રત થાય, એ આશયથી એઓ પ્રયત્ન કરતા રહ્યા છે "ગુજરાત એક સાસ્કૃતિક વ્યક્તિ," એ વ્યાખ્યાન આપવામા અને પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ એ નવલકથા ત્રિપુટીની રચના કરવામા, ઉપરોકત લાગણી જ પ્રધાનપણે જવાબદાર હતી

મુબાઇમા સાહિત્ય સસદ્ સ્થાપવામા પણ તેમની મુખ્ય નેમ ગુજરાતી સાહિત્યની સેવા કરવાની હતી અને તેની દ્વારા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અને એક સારો ગુજરાતી કોશ તૈયાર કરાવવાના મનોરથો ઘણા વર્ષોથી તેઓ સેવતા આવે છે અને એ વિચારોને અમલમા મૂકવા તેઓ લાબા સમયથી પ્રયાસ કરે છે, અને એ શુભ પ્રવૃત્તિના ફળ તરીકે આપણને અગાઉ "મધ્યકાલીન સાહિત્ય પ્રવાહ, ખડ ૧" એ નામનુ પુસ્તક પાચ ૭ વર્ષ ઉપર પ્રાપ્ત થયુ હતુ શ્રીયુત મુનશી માટે એક મિત્રે કહ્યુ છે, કે જે કાર્યને તેઓ હાથમા લેવાના તેને પૂરું કરે જ જપવાના, અને પ્રસ્તુત ગુજરાતના સાહિત્ય ઇતિહાસનો વૃત્તાત એજ વાતની સાક્ષી પુરશે

ઉપર કહ્યુ તેમ ગુજરાતી સાહિત્યનો એક સારો ઇતિહાસ રચવાના તેમને કોડ હતા અને તેઓ ગુજરાતની મહત્તા, ગૌરવ અને વ્યક્તિત્વને પોષે-ઉત્તેજે એવા પ્રકારની લેખનશૈલીને ઇચ્છતા હતા પોતે મુબાઇના વ્યવસાયી જીવનમા એટલા બધા રોકાયલા રહેતા કે તે વિષે વિશેષ ધ્યાન આપી શકતા નહિ, પણ સન ૧૯૩૦ મા રાષ્ટ્રીય સત્યાગ્રહની લડતમા જોડાતા, તેમને જેલ મળી અને ત્યા જે નિવૃત્તિ પ્રાપ્ત થઈ તેનો સદુપયોગ તેમણે પ્રસ્તુત પુસ્તકના લેખનકાર્યમા કર્યો, એ એક આનંદજનક બિના છે

થોડાક મહિનાઓપર એક પારસી પ્રોફેસરે ગુજરાતી સાહિત્યનો સાગોપાગ અને પદ્ધતિસર, ઈગ્રેજીમા ચર્ચતા એક ઇતિહાસ પુસ્તકની માગણી કરી હતી તેઓ દી બા કૃષ્ણલાલ ઝવેરીના બે પુસ્તકો કરતા વધુ માહિતવાળો, સવિસ્તર અને વિવેચનાત્મક ઇચ્છતા હતા અમારે તેમને એવુ પુસ્તક હાલમા નથી એવુ સખેદ જણાવવુ પડ્યું હતુ, પણ એવુ આશ્વાસન

આપ્યુ હતુ, કે શ્રીયુત મુનશીનું પુસ્તક પ્રેસમા છે, તે નજદિકમા પ્રસિદ્ધ થનારૂં છે અને તે તેમને ઉપયોગી થઈ પડશે અમને જણાવતા આનંદ થાય છે કે શ્રીયુત મુનશી રચિત 'ગુજરાત અને તેનું સાહિત્ય' એ નામનું અંગ્રેજીમા લખેલુ પુસ્તક જેઓ ગુજરાતી વાચી શકતા નથી, એવા સાહિત્યરસિકોને તે બહુ કિમતી થઇ પડશે, અને તેઓ ગુજરાતી સાહિત્યનુ મૂલ્ય તેમ વિશિષ્ટતા આકવાને શક્તિમાન થશે એ પુસ્તકની મુદ્રકાપી વાચીને જાણીતા સસ્કૃતના પ્રોફેસર ટીલે, જે અભિપ્રાય લખી મોકલ્યો છે, તેની સાથે, અમે માનીએ છીએ, કે તેના સર્વ વાચકો સમત થશે

" The thanks of all are due to the author for giving in original and translation some of the finest passages of the works he criticises, and for the useful discussion of the progress of language and metrical forms "

સદરહુ ઇતિહાસ પુસ્તકની ખુબી એ છે કે તેની ભૂમિકા તેના છેક પાયામાથી ઉપાડીને, તેનો ઉઠાવ એવો આકર્ષક અને છટાદાર રીતે ગોઠવ્યો છે કે તેની સુદર છાપ પડયા વિના રહે નહિ

ગુજરાતી પ્રજાના ઘડતર ને વિકાસમા જૂદી જૂદી પ્રજાઓના સ્થાયી વસવાટનો હિસ્સો મ્હેટો છે, તેમ તેની સરહદપર આવેલા પ્રદેશની, તેના ભાષા સાહિત્યપર, પ્રબળ અસર થવા પામી છે, એ પ્રવર્તક બળોનુ નિરુપણ કરી, દશમા સૈકામા ગુજરાતી ભાષાનો, જે સજોગોમા ઉદ્ભવ થયો તેનો લબાણથી અને વિગતવાર, પુરતા અને જરૂરી આધારો ટાકીને, વૃત્તાંત શ્રીયુત મુનશીએ આલેખ્યો છે, અને કર્તાની લેખિની એવી સમર્થ અને તેજસ્વી છે કે ગમે તેના શુષ્ક મુદ્દાને પણ રસિક કરી શકે છે, તે એ ગ્રથની વિશિષ્ટતા છે

પ્રાચીન ગુજરાતી સાહિત્યની ચર્ચા તે પુસ્તકના લગભગ સવાભાગે પૃષ્ટ રોકે છે, પણ સામાન્ય વાચકને, અમે ધારીએ છીએ, કે અર્વાચીન વિભાગમા વધુ રસ પડશે, અને વર્તમાન સાહિત્યમા શ્રીયુત મુનશીનું સ્થાન અગ્ર સ્થાને છે, એટલે એમની કૃતિઓનુ વિવેચન વાચવાને આપણે સામાન્ય રીતે ઉત્સુક હોઇએ, પણ તેમણે પોતા વિષે જાતે કાઇ નલખતા, એમના મિત્ર, અને આપણા સાહિત્યના એક જાણીતા અભ્યાસી મી તારાપોરવાળા પાસે

એક વિસ્તૃત નિબંધ લખાવ્યો છે અને દાખલ કર્યો છે, તે મનનીય માલુમ પડશે શ્રીમતી લીલાવતીનુ સ્થાન ગુજરાતી સાહિત્યમા અનોખુ છે, તે એમના રેખાચિત્રો વાચનાર સૌ કોઈ સ્વીકારશે, અને તેમની કૃતિઓની પરીક્ષા "શિશુ અને સખી" ના લેખકે કરેલી જોઇને તાજુબ થશે. એ ગ્રંથનો આખોય અર્વાચીન વિભાગ વાચવા જેવો અને રસપ્રદ જણાશે.

તે ગ્રંથનુ લેખનકાર્ય તેમણે જેલમા જે પુસ્તકો ઉપલબ્ધ થયા તેનો ઉપયોગ કરીને યથાવકાશે કર્યું છે તે કાર્ય સારૂ તેમનુ વાચન પ્રથમથી ચાલુ હતુ અને તેની તૈયારી પણ, મિત્રોની મદદ લઇને, લાંબા સમયથી કરી રાખી હતી

એમના જેવા પ્રતિભાશાળી અને બુદ્ધિમાન લેખકને પ્રસ્તુત પુસ્તક સારૂ જરૂરી અને ખપપુરતી હકીકત સાંપડતા, તે હકીકતને વ્યવસ્થિત અને મુદ્દાસર રજુ કરવામા, એક કુશળ એડવોકેટને ગ્રેગ્ય એમણે કુનેહ દાખવી છે, અને જે બુદ્ધિચાતુર્યથી, જે બાહોશીથી, જે જુસ્સાથી અને મમત્વથી પોતાના કેસની રજુઆત કરેલી છે, તે ખરેખર આપણને ચકિત કરે છે, અને તેમની બુદ્ધિશક્તિ માટે માન ઉપજાવે છે. વિશેષમા ગુજરાતની અસ્મિતાના એ પૂજારી હોઈ ને, તે પુસ્તક વધુ ગૌરવભર્યું થઇ પડે છે. ગુજરાત અને તેના સાહિત્યનો પરિચય કરવા સારૂ આથી સરસ પુસ્તક આપણી પાસે હાલમા નથી અને તે એક તેજસ્વી અને ઉત્તમ કૃતિ છે, એમ એનો કોઇ પણ વાચક સ્વીકારશે.*

સદરહુ ગ્રંથ જેમ સરસ છે તેમ દોષવાળો અને અપૂર્ણ છે એમ પણ તેનો વાચનાર જોઈ શકશે. એ વિષયના આલેખનમા એમણે શુદ્ધ સાહિત્ય કૃતિઓ જ વિચારી અને તપાસી છે. ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ચરિત્ર, ભાષા, વ્યાકરણ, ભાષાન્તર ગ્રંથો વગેરે સાવ પડતા જ મૂક્યા છે, એ તેની મુખ્ય ખામી છે બીજું, કેટલાક જાણીતા લેખકો વિષે વધુ વિવેચનની અપેક્ષા રહે. પણ તેમનો નામ નિર્દેશ કરીને જ લેખક સંતોષ

* The author's vision of Gujarat with all its vicissitudes, cultural, literary and political, is as romantic as it is real, with occasional touches of Mr Munshi's vivifying imagination." B B Vyas

Times of India, 28th September.

માન્યો છે, જેમકે વ્રજલાલ શાસ્ત્રી, હરિલાલ ધ્રુવ વગેરે તે સિવાય ભાષા શુદ્ધિના ખાસ હિમાયતી અને આપણી માનવી સાહિત્ય પરિષદના પ્રમુખ ગ. ખ. કમળાશંકરનું નામ સરખુ નહિ, તેમજ પ્રતાપનાટકના કર્તા કવિ ગણપતરામ, જેમણે આખુ મહાભારત ગુજરાતીમા ઉતાર્યું છે, જે આપણા સાહિત્યમા અસાધારણ બનાવ હતો અને જેમની અન્ય કૃતિઓ પણ પ્રકાશની છે તેમનો, અને પારસી લેખકોમા ડાભરાજી અને મર્ઝબાન, જેમના પુસ્તકો લોકપ્રિય નિવડેલા છે અને તે મ્હોટી સખ્યામા પ્રસિદ્ધ થયના છે, તેમના નામો સાહિત્યકાર તરીકે આવવા જોઈતા હતા, અને પારસી લેખકો તરીકે તેમને કંઈક મહત્વ અપાવુ ઘટતુ હતુ

તે સિવાય બીજા મિત્રો પાસેથી હકીકત મેળવીને તે પુસ્તક લખાયુ છે, તેથી તેના લેખનમા કેટલીક ભૂલો દાખલ થવા પામી છે કવિ દલપતરામના ભૂતનિબધ અને જ્ઞાતિ નિબધને લેખક કવિના તરીકે જણાવ્યા છે પણ તે ગદ્યમા છે, તેમ બુદ્ધિપ્રકાશ માસિક સોસાઈટી હસ્તક સન ૧૮૫૪ મા આવ્યુ હતુ, સન ૧૮૫૦ મા તે વિદ્યાભ્યાસક મડળીએ કાઢયુ હતુ વળી 'ગુજરાતની જુની વાર્તા'નુ પુસ્તક જાણીતા ઐતિહાસિક નવલ કથાના લેખક શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહના નામે ચઢાવેલુ છે પણ તે પુસ્તક એવા બીજા સારી રીતે જાણીતા લેખક શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટની કૃતિ છે, અને "મોંઘી સોમનાથ" નામનુ પુસ્તક પણ તેમનુ લખેલુ નથી 'શાન્તિસુધા' આખ્યાનના કર્તા અને પ્રાચીન કાવ્યમાળાના સપાદક રાજરત્ન છોટાલાલ નરભેરામ ભટ્ટનો ઉલ્લેખ થવો જોઈતો હતો શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરીનું નામ 'મારીના સાહિત્ય'ના લેખક તરીકે ગણાવ્યુ છે, પણ તેમની જાણીતી કૃતિ "ખુનસુર" નુ વિસ્મરણ થયુ છે તે વાજબી નથી. 'બાળા' અને 'યોગિની' એ બે નવલકથાઓના લેખક, સુદરી સુબોધ માસિકના તત્રી શ્રીયુત નારાયણ જ દેસાઈને ભૂલી ગયા છે તે મી મુનશીની મ્હોટી ભૂલ છે, પણ "કુમારના સ્ત્રી રત્નો" ના લેખક શ્રીયુત ઇંદુલાલ યાજ્ઞિક જેમણે, નવજીવન અને યુગધર્મ જેવા પ્રાણવાન માસિકો કાઢયા હતા, તેની નોધ સરખી નહિ એ અન્યાય જ કહેવાય

એટલે આ પુસ્તકનુ નિરૂપણ મુખ્યત્વે કવિતા, વાર્તા, નાટક, નવલિકા, નવલકથા પુરતું, પણ યોગ્ય પ્રમાણ વિનાનુ, કાંઈક ઉપરછલ્લુ અને કંઈક

કોઈક સ્થળે દોષવાળું છે; તથાપિ એક સરસ કૃતિ તરીકે, અમે માનીએ છીએ કે, તેનું મહત્વ કે મૂલ્ય ગૌણ થતું નથી.

મહાત્માજીએ એ પુસ્તકને આશીર્વાદ આપતા કહ્યું છે, કે 'આ પુસ્તકથી મુનશીના કાર્યનો આરંભ થાય છે; તે જરૂરનું હતું. પણ આવું સારી રીતે આદરેલું કાર્ય તે ચાલુ રાખશે. તેમનામા એ કાર્ય સારૂ જોઈએ એવી લાગણીની ધગશ છે,' અને તે અભિપ્રાય ખરેખર સાચો છે.

શ્રીયુત મુનશીનું પુસ્તક વાચતા એક વસ્તુ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે જેને શુદ્ધ સાહિત્ય કહેવામા આવે છે તે કવિતા, નાટક, નવલિકા, નવલકથા એ વિભાગો ઉપર તેમણે ખસુસ કરીને લક્ષ આપ્યું છે; પણ જે સાહિત્ય વિભાગ માહિતીદર્શક અને જ્ઞાનબોધક છે, જેમા ભાષાન્તરનો સમાવેશ થાય છે, તે પ્રતિ સાવ બેદરકારી બતાવી છે. ઇતિહાસ, ચરિત્ર, તત્વજ્ઞાન, પુરાતત્વ, વ્યાકરણ, કોશ વગેરે અંગો શુદ્ધ સાહિત્યના પોષક અને તેની પૂર્તિ કરનારાં છે; અને પ્રજાના માનસિક વિકાસમાં તે સહાય કર્તા હોય છે, તેમજ તેમનું મહત્વ અભ્યાસની દૃષ્ટિએ થોડું હોતું નથી.

ખરી રીતે એ સાહિત્ય વિભાગને વધારે ચર્ચવાની જરૂર છે, કેમકે આજે પણ તે અણવિકસેલો, સત્વ વિનાનો અને વિસરાયલો પડેલો છે; અને તે વિચારવાની વધુ જરૂર એ કારણસર છે કે તે એકત્રિત પ્રયાસ અને સંયોજન માગી લે છે.

શુદ્ધ સાહિત્યના સર્જનમાં કેટલીક સરલતા હોય છે, તે આ વિભાગમાં હોતી નથી; અને તે સારૂ કેટલીક સાધન સામગ્રી અગાઉથી સંગ્રહવાની, તેની તપાસ અને પરીક્ષા થવાની વિશેષ જરૂર રહે છે; અને એવી સુગમતા સુલભ થઇ શકે એ આશયથી સાહિત્ય સભાઓ અને પરિષદ મંડળની સ્થાપના કરવામાં આવે છે.

સન ૧૯૩૦ માં વસનજી માધવજી વ્યાખ્યાનો આપતાં, પ્રસ્તુત વિષયપર વિવેચન કરતાં શ્રીયુત નરસિંહરાવભાઇએ જણાવ્યું હતું, કે,—

"હવે આપણી ખામીઓ ગણાવીએ. તત્વજ્ઞાન, ઇતિહાસ, સાયન્સ (ભૌતિક વિજ્ઞાનશાસ્ત્ર), અર્થશાસ્ત્ર, જીવનચરિત્ર, વીરચરિતકાવ્ય અને બીજી અનેક સાહિત્યની શાખા—જે પશ્ચિમની લક્ષણભૂત છે—એમાં આપણે હજી કાંઈજ નથી કર્યું. આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં પણ વિષયની વિવિ-

ધનાવાળું, કલ્પનાની અપૂર્વતાવાળું અને સંગીન ગુણવાળું ઘણું છે. આ બે મહાન સાહિત્યો સાથે ઉભું રહી શકે એવું આપણું ગુજરાતી સાહિત્ય નથી. એમને પડખે તદ્દન વેંતીઆ માણસ જેવું દેખાય છે. અને છતાં આગળ કહ્યું તેમ આપણે નિરાશ થવાનું કારણ નથી. આપણા અન્તરંગ દોષો દૂર કરીએ અને આપણી ન્યૂનતાઓ પૂરવાનો પ્રયત્ન કરીએ તો આપણી આગળ ઉજ્જ્વળ ભવિષ્ય પડયુ છે."×

અને તે સંબંધમા એટલુંજ નોંધવું બસ થશે કે તે કાર્યની વ્યવસ્થા વિના વિલંબે થવી જોઇએ છીએ.

આપણા ઇતિહાસ અને ચરિત્રોના સાધનો દિવસે દિવસે ક્ષીણ થતા જાય છે. પોણોસો સો વર્ષની માહિતી એકત્ર કરતા પણ બહુ બહુ મુશ્કેલીઓ નડે છે, અને તે પણ પૂરેપૂરી ભાગ્યે જ મળી આવે છે; એ પરિસ્થિતિમા, તે સાધનો એકત્ર કરવાની અને સંગ્રહ કરવાની આપણી જવાબદારી થોડી નથી. આપણા પ્રાંતનો એક સંપૂર્ણ નહિ તો પણ વાસ્તવિક હકીકત આલેખનો એક સારો વિશ્વસનીય ઇતિહાસ નથી, એ ઓછું શોચનીય નથી. એવી રીતે આપણા અગ્રેસર અર્વાચીન સાહિત્યકારોના પ્રમાણભૂત ચરિત્રો નહિ–પ્રાચીનોની વાત બાજુએ રહી,–એ આપણી હૃદયશૂન્યતા નહિ તો બીજુ શુ હોઇ શકે ? એકલું સાહિત્ય કે સમાજ-જીવન સમજવામા જ નહિ પણ જીવન ઘડતરમા ચરિત્રગ્રંથો બહુ મદદગાર થઇ પડે છે, એવો અનુભવ ઘણાનો હશે.

ભાષા સાહિત્યના અભ્યાસમા કોશ અને વ્યાકરણ અગ્ર સ્થાન લે છે; અને મિશનરીઓ જેમને આપણી ગુજરાતી ભાષાનો અભ્યાસ કરવાની અગત્ય પ્રથમ ઉભી થઇ તેમણે તે કાર્યમા મદદભૂત થઇ પડે એવા પ્રાથમિક વ્યાકરણ અને કોશ ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમા રચ્યા હતા; પણ તે પછી આપણે તે વિષયમા જોઇએ તેવી પ્રગતિ કે સુધારો કર્યો નથી, એ શરમ ભર્યું છે.

આ પ્રકારના વ્યવસ્થિત અને સંયોજિત કાર્યની યોજના પરત્વે આગળ સૂચના કરવાની છે, એટલે તેને નહિ લંબાવતા, આપણે પ્રકરણના મથાળે જે અવતરણ મૂકેલું છે, તે મુદ્દાને પ્રથમ હાથ ધરીશું;

× ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૨, પૃ. ૧૬૬

છેલ્લા દશકામા ગુજરાતી સાહિત્યમા અજબ સ્ફુર્તિ આવેલી છે. તેના પ્રકાશનોની સખ્યા એકલી વધેલી છે એમ નહિ પણ તેમા વિષયોની વિવિધતા પણ માલુમ પડે છે, અને મૌલિકતા અને ગુણની દૃષ્ટિએ, તે પુસ્તકો જનતાનું આગાઉ કરતા વિશેષ ધ્યાન ખેંચે છે અને તેને લઇને તેનો પ્રચાર પણ પુષ્કળ વધ્યો છે નવા નવા લેખકો સારી સખ્યામા બહાર આવવા માડ્યા છે અને તેઓ ચાલુ પ્રણાલિકાને ચુસ્તપણે વળગી ન રહેતા, જીવનના દરેક પ્રશ્નને કુતુહલતાથી, અભ્યાસની દૃષ્ટિએ અને વિચારના પ્રચારાર્થે, સ્પર્શવા ઇચ્છે છે, અને તે મથનુ આજે સમાજજીવનમા જે મથન થઈ રહ્યુ છે, ઉત્ક્રાતિની પૂર્વ તૈયારી થઇ રહી છે, તેનું સૂચક છે, અને તે પ્રવૃત્તિ જેમ જીવન તેમ સ્ફૂર્તિમય છે તેમા નવજીવનની ઉર્મિ અને ઉછાળો છે, તેમ જ સ્વતંત્ર અને ઉલ્લાસમય જીવન જીવવાના અભિલાષ પણ છે. તદર્થ નવા જુનાની પરીક્ષા અને મૂલ્ય થઇ રહ્યા છે, અને એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે કે એ સર્વમા જાતિય પ્રશ્ન (sex) કેન્દ્ર સ્થાન લે છે. પ્રેમની વેદના કોણે અનુભવી નથી? કયુ સાહિત્ય પ્રેમચર્ચા વિનાનું મળી આવશે? પ્રેમ વિનાનો સંસાર શુષ્ક અને શૂન્યમય જણાશે.

વળી એ નવા લેખકો જગતભરની પ્રવૃત્તિ અને સાહિત્ય કૃતિઓથી વાકેફ થઇ, આપણા સાહિત્યમા એ વિચાર પ્રવાહ અને આદોલનો આણવા, વાસ્તવિકતા અને સ્વાભાવિકતા ઉભી કરવા, જુદી જુદી દૃષ્ટિએ પ્રયોગ કરી રહ્યા છે, જો કે તેમા પાશ્ચાત્ય વિચાર અને સસ્કૃતિની અસર ખૂબ હોય છે, અને તેનું અનુકરણ પણ મોટે પ્રમાણમા જોવામા આવે છે તોપણ આપણા પ્રતિષ્ઠિત સાક્ષરશ્રી નરસિંહરાવભાઇએ, શ્રીયુત મુનશીની ચમકતી કૃતિઓથી ગુજરાતી સાહિત્ય વિભુષિત થયુ છે એવો અભિપ્રાય અગાઉ દર્શાવ્યો છે, તે, વિસ્તારીને આપણે ગર્વપૂર્વક કહી શકીએ, કે, તે ઉપરાત ધૂમકેતુ, બટુભાઈ ઉમરવાડીઆ, રામનારાયણ પાઠક, રમણલાલ દેસાઇ, સુન્દરમ્, ચન્દ્રવદન મહેતા પ્રભૃતિઓની કૃતિઓએ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ તેમ ઉજ્જ્વળ કર્યું છે.

વર્તમાન ગુજરાતી સાહિત્યની સ્થિતિ આવી આશાજનક હોવા છતા મહાત્માજીએ ગુજરાતી સાહિત્યને કગાલ વર્ણવ્યુ છે એ કથન કેટલાકને નવાઇભર્યું લાગશે પણ જેઓ મહાત્માજીના વિચારો અને પ્રવૃત્તિઓથી પુરા પરિચિત છે, તેઓ જરૂર કહેશે કે જે પ્રકારના લોકભોગ્ય સાહિત્યની

તેઓ માગણી કરે છે, તેવું નવું સાહિત્ય આપણે અહીં હજુ ઉદ્ભવ્યું નથી. કોઈપણ એટલું સ્વીકારશે કે આપણા નવા સાહિત્યનો સંદેશો જનતાને પૂરો પહોંચ્યો નથી. તેઓ હજુ નરસિંહ અને બીજા ભક્ત, પ્રેમાનંદ અને શામળના વિચારોમાં રમે છે, તેમાંથી પ્રેરણા અને પ્રોત્સાહન પામે છે. નવા કવિના નામ સુદ્ધાંત તેમને ખબર નહિ હોય ! એ શું બતાવે છે?

સન ૧૯૨૭માં ત્રીજી સાહિત્ય પરિષદે યોજેલી વ્યાખ્યાનમાળા અંગે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એક જાહેર વ્યાખ્યાન અંગ્રેજીમાં આપ્યું હતું, તેનો સાર કહી બતાવતાં મહાત્માજીએ કહ્યું હતું કે આપણી કવિતા એક ગેંહટ ખેંચનાર, કોશીયો સમજી શકે એવી સરલ અને સાદી લખાવી જોઈએ

મહાત્માજીના કથનમાં એટલું તથ્ય રહેલું છે કે નવું સર્જન થાય, જે ઉત્તમ અને અસરકારક હોય તેનું તારતમ્ય, તેનો ભાવપ્રવાહ જનસમૂહને પહોંચવો જોઈએ એ વિચારનું દોહન તેમનામાં પ્રસરે અને ઓતપ્રોત થાય, એવી પ્રવૃત્તિ પણ આવશ્યક છે, અને એ પ્રકારના સાહિત્યને લોકભોગ્ય સાહિત્ય એવું ઉપનામ આપણે આપીએ તે અનુચિત નથી

આપણા રામાયણ અને મહાભારતના પુસ્તકો જનતા મ્હોટે ભાગે વાંચતી નથી, પણ તેનો કથા ભાગ, તેમાંનો મહત્વનો વિચાર ભાગ તેમના જાણવામાં આવે છે, એ પ્રસિદ્ધ બિના છે, અને એ સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઈ, એજ આપણે જોવું તપાસવું રહ્યું

અમારા એક પુસ્તક પ્રકાશક મિત્ર ઘણી વખત ટકોરમાં અમને કહે છે, કે, તમારા સાક્ષરોની પાંચસો પ્રતો પાંચ વર્ષે ભાગ્યે જ ખપે છે, ત્યારે અમારા લોકભોગ્ય સાહિત્ય, નરસિંહ મીરાંના પદોની, ભજનાવળીની, સદેવંત સાવળિંગા અને રાજા ભરથરીની વાર્તાની, શામળ અને પ્રેમાનંદના આખ્યાનો અને વાર્તાઓની, દર વર્ષે પાંચથી દશ હજાર પ્રતો ઉપડે છે.

એ ભાઈના મુદ્દામાં કટાક્ષમિશ્રિત કાંઈક સત્ય રહેલું છે અને તે એ કે આપણા સાહિત્યકારોએ એ જનતાને સંતોષવા, તેમને સંસ્કારી અને રસિક કરવા કાંઈ પ્રયત્ન કર્યો નથી; અને તેથી મહાત્માજીની જે ફરિયાદ છે તે વજુદવાળી છે

એ મ્હોટા જનસમૂહને અક્ષરજ્ઞાન પ્રાપ્ત થયલું નથી, તે કારણે નવા વિચારનો સંદેશો આપણે તેમને લોકકથાદ્વારા, રામલીલાદ્વારા, કથાકીર્તન

દ્વારા, નાટકોદ્વારા, રેડીઓ અને સિનેમાદ્વારા તેમ આપણા મહાન પુરૂષોના પ્રત્યક્ષ વર્તનદ્વારા, પહોંચાડવા વ્યવસ્થા કરવી જોઇએ, તેની જબરી અસર જરૂર થશે એ નિર્વિવાદ છે. પણ તેથી એમ સમજવાનું નથી કે આપણે વિદ્દ્‌ભોગ્ય સાહિત્યની અવગણના કરવી જોઇએ. જે લોકભોગ્ય સાહિત્ય તૈયાર થવાનુ તે ઉપલા વિચારનું દોહન, નવનીતરૂપે જ હશે; એટલે વિદ્દ્‌ભોગ્ય સાહિત્યનું સર્જન પૂર્વવત્ જોશબંધ અને નિયમિતપણે રચાતુ રહે, એજ ઇચ્છનીય છે.

કવિવર ટાગોરે એક પ્રસંગે વ્યાખ્યાન આપતા, વિદ્દ્‌ભોગ્ય સાહિત્યને વરાળનુ રુપક આપ્યુ હતું. જેમ સૂર્યનો તાપ પાણીમાથી વરાળને ખેંચી લઇને ઉપર આકાશમા લઇ જઇને મિચે છે, અને તે વરાળમાથી પછી વાદળા બંધાઇ, તે પૃથ્વીપર પાછળથી વરસાદરૂપે વરસે છે; અને સારીય સૃષ્ટિને વૃષ્ટિદ્વારા લીલીછમ અને ફળદ્રુપ, સુશોભિત અને આનંદમય, કરી મૂકે છે, તેમ આપણા વિદ્વાનો જનસમાજનો અનુભવ મેળવી, નિરીક્ષણ અને ચિંતનદ્વારા, અભ્યાસ અને અધ્યયન કરીને જે કાઇ સત્ત્વ ખેંચે છે, તે વરાળ જેવું સૂક્ષ્મ તત્ત્વ હોય છે અને તેનું સ્વરુપ અને રચના સમજવા કઠિન અને ગહન હોય છે. થોડાક નિષ્ણાત જ તેમાં થંચુ પ્રવેશ કરી શકે. પણ તે વસ્તુ–વિચારસિદ્ધિ, ઉપયોગી અને મહત્વની જણાયા પછી, વરસાદરૂપે તેનો સાર, ભાવાર્થ પ્રજાને મળવો ઘટે છે, તેમાં તે વિચારની સાર્થકતા અને ઉપયોગિતા રહેલા છે, એ વિસરાવું જોઇએ નહિ.

એ દૃષ્ટિબિન્દુ આપણી સમક્ષ રહેતા, જે વિદ્દ્‌ભોગ્ય અને લોકભોગ્ય સાહિત્યનો દેખીતો વિરોધ છે તે આપોઆપ દૂર થઈ જશે.

નવી સાહિત્ય કૃતિઓમા દોષ છે, ખામીઓ છે, અપક્વતા છે, એની અમે ના પાડતા નથી; પણ તેમાં, સાથે સાથે પ્રાણ, જુસ્સો અને ચૈતન છે, એ પણ સ્વીકારવું જોઇએ; અને તે પરિણામ બહુધા અત્યારે જે એ

મંથનમા એ જોવુ જોઇએ નહિ કે જનતામા જે નવુ ચેતન આવેલુ છે, તે એ મથન જ છે અગાઉ સમુદ્ર મથનમાથી જે ચૌદ રત્નો પ્રાપ્ત થયા હતા, તેમા જેમ વિષ અને અમૃત બને ભેગા હતા તેમ આ મથનમા વિષ અને અમૃત બને રહેલા છે, માત્ર આપણને તેનો વિવેક કરતા, તેનો સદુપયોગ કરતા આવડવુ જોઇએ, તેમાના વિચાર અને સિદ્ધાત જીવનમા ગ્રહણ કરતા માનવેની રાખવી આવશ્યક થઈ પડે છે

નવીન, સ્વતત્ર અને મૌલિક સાહિત્ય ા વિષે ઉપરનુ વિવેચન છે પણ જેને આપણે જ્ઞાનબોધક અને ઉપકારક સાહિત્ય ( knowledge of information ) એવુ નામ આપીએ, જેમકે ઇતિહાસ, તત્ત્વજ્ઞાન સમાજશાસ્ત્ર, કેશ, વ્યાકરણ, જ્ઞાનકેશ, ચરિત્ર કેશ, તે સતગાની તૈયારી અને રચના માટે એકના વ્યક્તિગત પ્રયત્નો આજના જમાનામા પુરતા નથી, તે સારૂ એકત્રિત, સગઠિત અને યોજનાપૂર્વક પ્રયાસ કરવાનો સમય ભગાઇ ચૂક્યો છે

કેટલોક વર્ગ ભાષાતર સાહિત્યની અવગણના કરે છે, પણ તે વૃત્તિ વાજબી નથી અન્ય ભાષાઓમાથી ઉત્તમ કૃતિઓ આપણી માતૃભાષામા ઉતારી, આપણા સાહિત્યને સમૃદ્ધ કરવુ જોઇએ, અને તે દૃષ્ટિએ ઇંગ્રેજી સાહિત્ય કેટલુ બધુ વિશાળ અને સમૃદ્ધ થયેલું છે, તેનો એ સાહિત્યના વાચક અને અભ્યાસીને પૂરો ખ્યાલ છે, પણ તેની પસદગી કરવામા કાંઇક ધોરણ કે યોજના નક્કી કર્યાથી તે કાર્ય જેમ વેગવતુ તેમ સગત થઇ પડશે

એવો બીજો અગત્યનો અને મર્મને મુઝવતો પારિભાષિક શબ્દોનો પ્રશ્ન છે જુદા જુદા પ્રાતોના વિદ્વાનો તે વિષે ઉહાપોહ કરી રહ્યા છે હિન્દની ઘણીખરી દેશી ભાષાઓનુ મૂળ સસ્કૃત ભાષા છે, અને આપણી એ સામાન્ય ભૂમિકાનું ધોરણ લક્ષમા રાખીને, આપણા ભાષાનિષ્ણાતો એકત્ર પ્રયાસ કરે અને પરસ્પર સહકાર સાધે તો વિજ્ઞાનનું સાહિત્ય માતૃભાષામા ઉતારતા જતા, જે મુસ્કેલીઓ હાલમા નડે છે, જે કાર્ય નાસીપાસ દાયક અને ડગારૂપ નિવડે છે, તેનો નિકાલ ઝટ થઈ જાય તેમ તે યોજના વ્યવહારુ થઇ પડે, એમ કહેવુ વધારાપડતુ નહિ જણાય

એમના પારિભાષિક શબ્દોની પસદગી અને નિર્ણય સારૂ જ નહિ પણ સાહિત્યના સર્વ વિભાગોમા વિચારવિનિમય અને સાહિત્ય પ્રવૃત્તિની એકતા અને સળંગતા સધાય, એ ઓછુ મહત્વનુ કાર્ય નથી

અગાઉ જ્યારે આજના જેવી આવજાની અને વ્યવહારની ઝડપી સુગમતા નહોતી ત્યારે આપણા પૂર્વજોએ, સમસ્ત ભારત વર્ષનું સંગઠન અને ઐક્ય, સંસ્કૃત સાહિત્ય અને આર્ય સંસ્કૃતિ દ્વારા, સાધ્યા હતા અને તે સિદ્ધિ ખરેખર અપૂર્વ હતી

રાજકીય બંધારણ યોજીને બ્રિટિશ સરકાર હાલમાં આખા દેશને સાંકળી લેવાનો અખતરો અજમાવી રહી છે, અને આપણા ભિન્ન ભિન્ન ભાગોને, બ્રિટિશ અને રાજસ્થાની પ્રદેશોને, જોડી દેવાનો એ પ્રયાસ આવકાર પાત્ર છે, અને એ રીતે જે ભૂમિકા તૈયાર થાય છે, તે કાર્યમાં અમે માનીએ છીએ, કે આપણી ભાષા અને સાહિત્ય પણ બહુ મદદગાર થઇ પડશે

તે સંબંધમાં આપણા અગ્રગણ્ય સાક્ષર શ્રીયુત કનૈયાલાલ મુનશીએ, હિન્દી સાહિત્યના સમર્થ લેખક શ્રીયુત પ્રેમચન્દ્રજીના સહકાર અને મદદ વડે અને મહાત્માજીના આશીર્વાદ મેળવીને "हंस" માસિકદ્વારા, તેના નવા સ્વરૂપમાં, આન્તર પ્રાંતીય હિન્દી સાહિત્ય પરિષદની યોજના અને વ્યવસ્થા કર્યાં છે, એ ઉત્તેજવા જેવું કાર્ય છે, અને સૌ કોઈ એ પ્રવૃત્તિનું પરિણામ ઉત્કંઠાપૂર્વક તપાસતું રહેશે

એ પ્રવૃત્તિને સહાયક અને પોષક થઈ પડે એવો પ્રશ્ન એકલિપિનો છે. આપણી જુદી જુદી પ્રાંતિક ભાષાઓ, તેમને હાલની ચાલુ રીતે નહિ લખતા કે નહિ છાપતા, તે સર્વ સુધારેલી નાગરી લિપિમાં છાપવાની વ્યવસ્થા થઈ શકે, એ આપણી પ્રજાના સંગઠન અને ઐક્યની દૃષ્ટિએ તેમ ભાષા-સાહિત્યના વિકાસની દૃષ્ટિએ, બહુ ઉપયોગી તેમ જરૂરનું છે

તુર્કીએ સેંકડો વર્ષોની પ્રણાલિકા તોડીને આખા યુરોપની પ્રગતિ સાથે એકસરખી રીતે કુચ કરી શકાય અને તેમના ભાષા સાહિત્યનો સરલતાથી લાભ મેળવી શકાય, એ ઉભય આશયથી તુર્કી ભાષાને રોમન લિપિમાં લખવાનું ફરમાન કાઢેલું છે અને તે અમલમાં પણ આવી ગયું છે.

મહાત્માજીની દેખરેખ અને સલાહ મુજબ વર્ધામાં એક લિપિ સમિતિ ભારતવર્ષ સારૂ એક લિપિની યોજના વિચારી રહી છે અને તે સમિતિના એક નિવેદન પત્રમાં જણાવાયું છે, કે બંગાળી લિપિ વધારે જુની હશે, કાનડી લિપિ વધારે સુંદર હશે, પણ નાગરી લિપિ, માત્ર તેમાં સહેજ સુધારો થવાથી અને તેની એકસરખા ધોરણસર યોજના કરવાથી,—સમસ્ત દેશમાં એક લિપિ તરીકે વપરાવા યોગ્ય છે; એટલુંજ નહિ પણ હિન્દની

જૂદી જૂદી ભાષાઓના સઘળા ઉચ્ચારો, તત્સમ તેમ બહારથી દાખલ થયેલા, દર્શાવવાનું દૈવત ધરાવે છે *

"વિજ્ઞાન અને સંસ્કૃતિ" એ નામથી નિકળેલા અંગ્રેજી માસિકમાં એક લેખકે રોમન લિપિ પસંદ કરવા ઉપરોક્ત કમિટીને સૂચવ્યું છે, તેનો ઉત્તર કાકા સાહેબ કાલેલકરે, ઉપરોક્ત વિજ્ઞાપનપત્રમાં આપ્યો છે કે,—

"And those who have given their thought to the reform of the Nagari script assure us that Nagari can develop all the points in which the Roman script can claim special facility so far as printing, typing and writing go"

એ લિપિનો સ્વીકાર થતાં આપણા મુદ્રણ કામમાં બહુ સુધારો તેમ પ્રગતિ થશે, એ નિર્વિવાદ છે

આપણી ગુજરાતી પ્રજા, આપણે હર્ષ પામવાનું કારણ, એ છે કે, દુનિયાના હરેક ભાગમાં વસ્તીઓ કરી જઈ વસેલી છે, અને એ જનસમૂહ પચરંગી પ્રજાનો બનેલો છે, અને તે, એના સાહિત્ય અને સંસ્કૃતિને કેટલીક વિશિષ્ટતા બક્ષે છે, અને વિશેષમાં એ પ્રજા જેમ સાહસિક અને વ્યવહાર કુશળ છે, તેમ બુદ્ધિશાળી અને સાધનસંપન્ન છે, માત્ર તેમનો વિદ્યાવ્યાસંગ, તેમના વેપારની જેમ ખીલે તો ગુજરાતી સાહિત્યમાં તુરત નવું પૂર આવી, તેનો વિસ્તાર અને વિકાસ વધે એ નિ:સંદેહ છે

એ બધું વિચારતાં, વર્તમાન ગૂર્જર ગિરાનું ભાવિ અમને ઉજ્જ્વળ જણાય છે, અને હાલમાં જે કાંઈ અગત્ય છે, તે, તેના વિકાસ અને ખીલવણીમાં સહાયક થઈ પડે એવા એકત્રિત, સંગઠિત અને યોજનાપૂર્વક કાર્ય અને કાર્યવ્યવસ્થાની છે

તા. ૧-૧૦-૩૫
અમદાવાદ.

હીરાલાલ ત્રિ. પારેખ

* "The Bengali script may be more ancient, the Kanarese script may be more beautiful, the Gujarati script may be the easiest to write, but the Nagari mode of writing, when it is slightly improved and standardised, is the only script that stands the chance of being used in the whole of India, and it is capable of representing all the sounds that are indigenous to, or imported by the Indian languages.

# પુસ્તકોની વર્ગીકૃત યાદી

( સને ૧૯૩૪ )

## ઈ તિ હા સ

| પુસ્તકનું નામ | લેખક વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| અલબેરૂનીનું હિંદ ભાગ ૧લો | અબદુલ્લાખાન પન્ની | ૩—૦-૦ |
| ઈંગ્લેન્ડનો ઇતિહાસ | અંબેલાલ નારણજી જોષી | ૨—૦-૦ |
| ઈંગ્લેન્ડનો સરળ ઇતિહાસ અને રાજ્ય વ્યવસ્થા | ગણપતિપ્રસાદ લલ્લુભાઈ | ૧-૧૨-૦ |
| નાપિત પ્રકાશ | પરભુભાઈ ગોવિંદભાઈ | ૧—૦-૦ |
| પ્રાચીન હિંદમાં સંઘજીવન | ભારતરામ ભાનુસુખરામ મ્હેતા | ૧—૦-૦ |
| બહુચરાજી ઉત્પત્તિનો ઇતિહાસ | કવિ શોખીન ઊંઝાવાળા | ... |
| મહાભારત મંજરી | નાજુકલાલ નંદલાલ ચોકશી | ૨—૦-૦ |
| મિરાતે અહમદી (વૉ. ૨ ખંડ-૨) | દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ | ૧—૦-૦ |
| મેગાસ્થિનીસના સમયનું હિંદ | ચુનીલાલ બેચરલાલ ભટ્ટ | ૦—૮-૦ |

# રાજકારણ

| | | |
|---|---|---|
| કમ્યુનિસ્ટ જાહેરનામું | પ્ર. રણછોડદાસ નારણદાસ પટેલ | ०—६—० |
| ફ્રેંનેટાનું જવાબદાર રાજતંત્ર | ચિમનલાલ મગનલાલ ડૉકટર | १—८—० |
| જેલ ઑફીસની બારી | પ્ર. અમરતલાલ શેઠ | १—०—० |
| નૂતન રશિયામાં ડોકીયું | ગોવિંદરાવ ભાગવત | ०—८—० |
| પલટાતું રશિયા | પ્ર. "નવીદુનિયા" ગ્રંથમાળા | ०-१४—० |
| ભગવતસિંહજીના પચાસ વર્ષ | પ્રઃ-ગોંડલ પ્રજા સમિતિ | ०—८—० |
| સત્યાગ્રહની મીમાંસા | મગનભાઈ પ્રભુદાસ દેસાઈ | ०-१४—० |
| સમાજવાદ તરંગમાંથી વિજ્ઞાન | અનુ. રણછોડલાલ પટેલ | ०—६—० |
| સત્યાગ્રહ—નિષ્ફળ અને નકામું શસ્ત્ર | " સમાજ શાસ્ત્રી " | १—०—० |
| હિંદ કયે રસ્તે ? | જવાહિરલાલ નહેરૂ | ०—२—० |

# જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| અભ્યાસ તૈયબજી | કલ્યાણજી વિ. મહેતા | ०—३-० |
| આશારામ દલીચંદ શાહ અને તેમનો સમય | મૂળચંદ આશારામ શાહ | १—०-० |
| કચ્છના કળાધરો | દુલેરાય કરાણી | ५—०-० |
| દલપતરામ—ભાગ રજો | ન્હાનાલાલ દલપતરામ કવિ | ३—८-० |
| ભોગીન્દ્રરાવ દીવેટીઆ | શાન્તિલાલ ગુલાબદાસ તોલાટ | २—०—० |
| શિવાજી છત્રપતિ ચરિત્ર | વામન સીતારામ મુકાદમ | ५—८—० |
| સતી સાવિત્રી ચરિત્ર | ખુશાખીરામ પંડ્યા | ०—६—० |
| સ્મરણયાત્રા | દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર | १—०—० |
| હેમચંદ્રાચાર્ય ચરિત્ર | મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ | ०-१२-० |

# કવિતા

| | | |
|---|---|---|
| ઉદ્‌ગાર | કાલિદાસ ભગવાનદાસ ભાટીઆ | ... |
| કાસ્મલનનાં કાવ્યો | કાસ્મલન | ૦—૮—૦ |
| કોડિયાં | કૃષ્ણલાલ શ્રીધરાણી | ૧—૪—૦ |
| ગંગોત્રી | ઉમાશંકર જોશી | ૧—૮—૦ |
| શ્રીગુરલીલામૃત | રંગ અવધૂત | ૧—૮—૦ |
| ગોદાવરી-ગીતાંજલિ | હરિહરરામ ભાગ્યચંદ પલણ | ... |
| જનોઈનાં ગીતો | હરિશંકર વિદ્યાર્થી | ૦—૨—૦ |
| નવાં ગીતો ભાગ ૧લો | ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | ૦—૬—૦ |
| ,, ભાગ ૨જો | ,, | ૦—૮—૦ |
| નાના મોટા રાસ-ભાગ ૧લો | કાન્તા નાયક | ... |
| નાના મોટા રાસ-ભાગ ૨જો | ,, | ... |
| પારસી લગ્નગીતો ગરબા વગેરે | સ્ત્રી-સાહિત્યમંદિર-સુરત | ૦-૬-૦ |
| પાગલ પમંદગી | ... | ૧—૪—૦ |
| શ્રીપાળરાજાનો રાસ | પ્ર. જૈન આત્માનંદ પ્રકાશ- | ૪—૦—૦ |
| પુષ્પહાર | મનુ હ. દવે | ૦—૮—૦ |
| પ્રવાસ વિનોદ | અતિસુખશંકર ક. ત્રિવેદી | ૧—૦—૦ |
| બાલ બોલે | ધનવંત ઓઝા | ૦-૧૨-૦ |
| બુદ્ધ ચરિત્ર | નરસિંહરાવ ભોળાનાથ | ૨—૦—૦ |
| મહાભારત ગ્રંથ ૨જો આરણ્યકપર્વ | કેશવરામ કાશીરામ શાસ્ત્રી | ૧—૦—૦ |
| મંગળાર્થ ઇશ્વરપ્રાર્થના | ઇચ્છાશંકર હરજીવન ત્રિપાઠી | ૦-૧૨-૦ |
| રાસકુંજ | સૌ. શાન્તાબ્હેન બરફીવાળા | ૧—૪—૦ |
| રાસનન્દિની | જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર | ૧—૮—૦ |
| રસિકનાં કાવ્યો | વિઠ્ઠલરાય પત્રેશ્વર | ૧—૮—૦ |
| વિવાહ સંગીત | ભાઇશંકર કુબેરજી શુક્લ | ૦—૪—૦ |
| વૈરાગ્ય શતક | માવજી દામજી શાહ | ૦—૨—૦ |
| સગાળશા આખ્યાન | વ્રજરાય મુકુંદરાય દેસાઇ | ૧—૦—૦ |
| સુજશવેલી ભાસ | મોહનલાલ દલીચંદ દેસાઇ | ૦—૩—૦ |
| હૃદયરંગ | હરિહર ભટ્ટ | ૦—૪—૦ |

# નવલકથા



| | | |
|---|---|---|
| અગમ્યનાદ | રમણીકલાલ જયચંદ દલાલ | ૧—૪—૦ |
| અંધું આગ | યજ્ઞેશ હ શુક્લ | ૦—૧૨—૦ |
| અદ્ભુત યોગી | કૃષ્ણપ્રસાદ લલ્લુભાઈ ભટ્ટ | ... |
| "એમ તો એમ" | સનત્કુમાર વીણુ | ૨—૮—૦ |
| ઉરદાહ | બાબુરાવ જોશી | ૧—૮—૦ |
| ઓઠીયા | રંગીલદાસ લ સુતરીયા | |
| કરૂણ કથાઓ | મણિલાલ પ્ર વ્યાસ | ૦—૮—૦ |
| કરણની પદ્મિની | નારાયણ વિસનજી ઠક્કર | ૩—૦—૦ |
| ડરણઘેલો | નંદશંકર તુળજાશંકર | ૬—૦—૦ |
| કાળને કિનારે | નાગરદાસ ઈ પટેલ | ૧—૮—૦ |
| કીર્તિસ્તંભ | મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ | ૧—૦—૦ |
| કાને પરણુ | રંગીલદાસ સુતરીયા | ૧—૪—૦ |
| ગોરખ આયા ભાગ ૧ લો | ગુણવંત આચાર્ય | ૧—૮—૦ |
| ગોરખ આયા ભાગ ૨ જો | ગુણવંત આચાર્ય | ૧—૮—૦ |
| ગૃહવિવેક અને બીજી વાતો | પ્ર સ્ત્રી માહિત્યમંદિર | ૦—૬—૦ |
| ગ્રામલક્ષ્મી ભાગ ૧ લો | રમણલાલ વસન્તલાલ દેસાઈ | ૨—૮—૦ |
| ગ્રામલક્ષ્મી ભાગ ૨ જો | રમણલાલ વસન્તલાલ દેસાઇ | ૨—૮—૦ |
| ચન્દ્રકુમાર ચરિત્ર ભા ૨ જો | પ્ર જૈન સસ્તી વાચનમાળા— | ૧—૮—૦ |
| ધુટમરો | કિસનસિંહ ચાવડા | ૦—૧૨—૦ |
| છુપીપોલીસ | મણિલાલ દલપતરામ પટેલ | ૧—૦—૦ |
| જનિની | ચિદાનંદ | ... |
| જીવનપલટો | ત્રિશક્તિ કાર્યાલય-સુરત | ૦—૪—૦ |
| જીવનપ્રકાશ | ઉમરજી ઇસ્માઈલ મારોદી | ૧—૦—૦ |
| જોયાયે હક વાને મત્યનો શોધક | અનુ ગીનાના શશાહ | ૧—૪—૦ |
| ઝુમણુ | મનુભાઇ જોધાણી | ૦—૧૨—૦ |
| ઝૈહર | ધીરજલાલ ધનજીભાઈ શાહ | ૦—૬—૦ |
| તરંગિણી | રમણીક કીશનલાલ | ૦—૧૦—૦ |
| દર્પણના ટુકડા | ગબાલાલ પુરાણી | ૧—૦—૦ |
| દ્વિરેફની વાતો ભાગ ૨ જો | રામનારાયણ વિ પાઠક | ૧—૪—૦ |
| નસિબની બલીહારી | ચાપસી વિ ઉદેશી | ૦—૧૨—૦ |
| નરગમ | ગી પી આલાનજી | ૧—૮—૦ |
| પનમાગ | ઝવેરચંદ મેઘાણી | ૧—૦—૦ |
| પરશીગી | અજીજ મહમદ લી | ૩—૮—૦ |
| પત્રપુષ્પ | ભગવત ગી ગેલવી | ૦—૮—૦ |

| | | |
|---|---|---|
| પનનાતમા | રમણલાલ વ દેસાઇ | ૨—૮-૦ |
| પદ્મિની | | ૨—૦-૦ |
| ફાંસીગર | 'નમકગાર' | ૫—૦-૦ |
| બાળનંદવા | મગનલાલ વનમાળીદાસ | ૧—૦-૦ |
| બાપુડીઓ | રમાકાન્ત ત્રિવેદી | ૧—૦-૦ |
| બ્રહ્માંડના ભેદ ભા ૩ | ઇશ્વરલાલ વીમાવાળા | ૧—૦-૦ |
| બ્રહ્માંડનો ભેદ ભા ૪ | ઇશ્વરલાલ વીમાવાળા | ૧—૦-૦ |
| ભૂતકાળના પડછાયા ભા ૨ જો | ગુણવંત આચાર્ય | ૧—૦-૦ |
| માનિક | અમૃત કે વકીલ | ૧—૮-૦ |
| માતૃપ્રેમ અને બીજી વાતો | સાહિત્ય મંદિર-સુરત | ૦—૪-૦ |
| મેના અને ચબનનુ યુદ્ધ | જીવનલાલ અમરશી | ૨—૦-૦ |
| રહસ્યમૂર્તિ | બાપુરાવ જોશી | ૨—૦-૦ |
| રમુજી વાતો | હરિપ્રસાદ વ્યાસ | ૦—૪ ૦ |
| રાજનામુ | નરહર મ પટેલ | ૦—૬-૦ |
| વમળમાં વહાણ | ધનશંકર હીરાશંકર ત્રિપાઠી | ૧—૮-૦ |
| વ્હેમી પતિ | કાન્તાગૌરી ઇશ્વરલાલ | ૦—૩ ૦ |
| વામન પહેલવાન | વ્યાસ જગજીવન જેઠાલાલ | ૦—૫-૦ |
| વીર જયમલ અથવા ચીતોડનો ઘેરો | નારાયણ વિ ઠક્કર | ૦-૧૨-૦ |
| વીર નૈયા | કવિ રામચંદ્ર ગણપતરામ | ૧—૪-૦ |
| વિક્રમ અને રૂપાળીઃ | નારાયણ વિસનજી ઠક્કર | ૦-૧૨-૦ |
| વિનોદ લહરી | કેશવ હ શેઠ | ૧—૦-૦ |
| શાણી સુનસા | શ્રી વિદ્યાવિજયજી | ૦—૩-૦ |
| શરદ અરેબીયન નાઇટસ | અનુ જીવણલાલ અ મહેતા | ૪—૦-૦ |
| સમાજની મીનમ ચકીમા | ન્હાનીબ્હેન ગજ્જર | ૦-૧૦-૦ |
| સંસારની છાયા | રમણિકલાલ કિશનલાલ | ૧—૪-૦ |
| સામાજીક ટુંકી વાર્તાઓ-ગ્રંથ ૪ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય | ૧—૮-૦ |
| સાહસિકોની સૃષ્ટિ | મૂળશંકર મો ભટ્ટ | ૧—૪-૦ |
| સામાજીક વાતો | કાન્તાગૌરી ઇશ્વરલાલ | ૦—૫-૦ |
| સાચી ઓળખાણ | હરભાઇ | ૦—૬-૦ |
| સુબોધ પુષ્પ વાટીકા | ગોવર્ધનદાસ મ્હાનલાસ અમિન | ૦—૫-૦ |
| સૌરભ વાટીકા | મગનલાલ ગજ્જર | ૦—૪-૦ |
| સ્ત્રીશક્તિની રમુજી વાતો | હરિપ્રસાદ વ્યાસ | ૦—૪-૦ |
| સ્ત્રીહૃદય | કાન્તાગૌરી ઠક્કર | ૦—૩-૦ |
| સ્વર્ગની પરીઓ | મૂળશંકર પ્રેમજી વ્યાસ | ૦-૧૨-૦ |
| હરિજનની હાય | હસમુખલાલ કે પંડિત | ૦—૪-૦ |
| હરિજનના હાલ | ફુલેરાય એન મરાણી | |
| હૃદયમંથન | શિવશંકર પ્રાણશંકર શુક્લ | ૦-૧૨-૦ |
| હૃદયમંત્ર | "રશ્મિ" | ૨—૮-૦ |

આગત્ય એળગેફી ગમે તે ગોરનુ ॥ ફોફ્ન અપાએ ત્યાહા ગોર બ્રહ્મણા ચ્યે ॥ કાનિકાના બીડા ૨ ગોરના ॥ મેરી ૨॥ કન્યાનો બાપ આપે ॥ યરના દિ ન્યાત્ય યમે ત્યદના દિન ગોર યમે ॥ પેહેરામણી પેહેરે તે લુગડા ડીર ચોલાયુ ૧ આપે ॥ માડવનુ અખ્યાણુ ચોખા શેર ૨॥ શ્રીમ્ન ૧ ફોફ્ન ૭ દોકડો ૧ યાશ હેર મુકશાને શાંતિકના ગ્રહસ્થાપનને ડાગે ફાનિયુ ૧ ચોખા શેર ૨ ॥ દોકડા ૯ ફોફ્ન ૯ ॥ રક્ષકનશને શ્રીફ્ન ૧ દોકડો ૧ ફોફ્ન ૧ બ્રહ્માસનના ચોખા શેર ૧॥ દોકડો ૧ ફોફ્ન ૧ આમાન ૧ શાંતિકનુ ॥ સીમંતનુ દાપુ દોકડા ૧૬ અને યમણુ ॥ પહેનો દીકરો આવે ત્યનાહાર મારી ૧ આપે ॥ ગોર્ય પુજામણુ ચોલાયા ૨ શ્રીફ્ન ૧ અને યમણુ ॥ નાતરૂ કરે તે ારી ૫ આપે ॥ યે કોએ ભર્યું કરે તથા યે કાંઈ વૃત્ત કરે તે સવ ગોરનુ ॥ તથા કાલિકાના પણુ ભરે તે મડનનો ફાગ તથા ગતનનુ ઘી ૫ શેર તથા દોકડો ૨ ગતન હેઠક્યો તે સર્વ ગોરનું ॥ કાલિકાના હવનનુ આમાન ૧ તથા આરતીપાઠનું આમાન ૧ તથા ગ્રહસ્થાપનના ચોખા શેર ૨॥ દોકડા ૯ ફોફ્ન ૯ રક્ષકનશનુ શ્રીફલ ૧ દોકડો ૧ ફોફ્ન ૧ ॥ તથા બીજુ યે કે પુણ્યદાન કરે તેહેનો ચોથો ભાગ ગોરનો તથા બાવની ક્રિયાનુ પદ પદાન્ય ગાએ ગોદાન ધોતીઆ ફાલીઆ હોએ તે સર્વ ગોરનું ॥ યે ગામ માહે યાહા ગોર પાગે નોહે ત્યાહા ગોરનું હોએ તે ગધી મુકે ગોરનુ ગોરને પોહોચાડે ॥ જે કોએ સોરઠીઆ કશા ગનુ બી હોએ તે ભટ ફ્રાગુજીનો લેય્યો વેયાએ ॥ એ ડશાગ સમસ્ત મ્યલીને ‘યથી આપ્યુ છે તે લોપે તેહને કાલિકાની ૭ આણુ છે ॥ હસ્તા ક્ષગણિ ભટ અનંત કરૌનિયા ॥ શ્રી સ્તુ ॥

( ૨ )

ॐ । સ્વસ્તિ શ્રી સંવત્ ૧૫૮૩ વર્ષે (શ્રી) ગુર્જરધરિત્ર્યા સકલ ગ( જાવતી )સમલંકૃત પ્રૌઢપ્રતાપ( સકલ )રિપુવર્ગદલનદાયાનન અરિકુલ• વન્ધિનીગ(જવટાકુ)મસ્થનવિદારણૈકપચાનન(મહારા)જાધિરાજ (પાતસાહ) ની શ્રી શ્રી શ્રી શ્રી બાહદરસાહસને શ્રી અહિમદાવા( દમધ્યે ) પસ્થગાજપુરે કદાયાધિકારે કાદી શ્રી શેખ ફરીદમજે તથા પચદિવાનાધિ- કારિ મુખ)તે ગીરમોઈ મે( દપા )નગડપિમાયા[2] સર્વવ્યાપારે ખાન શ્રી મુખતે (સકલ) તનાર[2] વ્યાપારે મદ કાન્હા નાકર ગને સા × × ય મી૦ ચિન્જી ગને તથા પચકુલ પ્રતિ( પ )તૌ[3] દાયકપ્રાદ્કર્યોનવચનાત્

વિક્રીયમાણાયાઃ ભૂમે· પત્રમભિલિખ્યતે । પૂર્વં દાયકગ્રાહકયોર્નામ નિખ્યતે । દાયક વ્રદ્ધ સજ્જને સોની લટૂઆ આસા, લાડણ (આસા), મગા આસા, કાશી રણાયર આસા × × × ગ્રાહક પરી° આસા સૂદા, રવા સૂદા, વિરૂહ સૂદા, જાદવ દમા સૂદા, લાખા નગા સૂદા, સાગણ કમા સૂદા, શ્રી બઈઆ । સો° લહઈ, લાડણઈ, શંધઈ, કાશીઈ ઉતપન્ન (કા)ર્યવશતુ આપણી ભૂમિ સાહ મામલના પાડા મધ્યે હૂતી તે ભુમિ ગન્યટકા* ૮૦૪ આક આહ-સઈ ચિઉત્તર માટઈ વેચાતી પરી° આસા, રવ, જાદવ, લાખા, સાગણનઈ આપી સહી । તે ભૂમી પરી° આસાઈ રવાઈ વિરૂહઈ જાદવ(ઇ) લાખઈ સારણઈ આપણઈ કબજી કરી દ્રામ એક મૂર્હિ ગિણી આપ્યા સહી । તે દ્રામ[5] મો° લહઈ લાડણઈ શધઈ કાશીઇ આપણઈ જમણઈ હાથિ સંભાળી લીધા સહી । પૂર્વ પશ્ચિમ શ્રે° કસા અમા બનાના કહર લગઈ ગજ ૧૬ તથા ઉત્તર દક્ષિણ દાલીયા લાડણ જીવા (ગાગા)મહિગજની એક હાલી પછીતથી વાટસુધા ગજ ૩૫ । એવં જમવઈ સર્વ થૈ ગજ ૫૬૦ અંકે પાયસહ સાહ પૂગ । અથાઘાટા પૂર્વં શ્રે° કસા અમા બનાનુ ફલીહ । દક્ષણ દાલીયા લાડણ જીવા ગાગા મહીગજ । પશ્ચમ પરી° દમા આસા સૂદાનૂં ફલીહ । ઉત્તર હીંડવાનુ માર્ગ શેરીનુ । તથા એવંવિધા ભૂમિ પરી° આસા રવા વિરૂહ જાદવ લાખા સાગણ આચન્દ્રાર્કં ભોક્તવ્યા । લહઆ લાડણ શધા કાશીદામ સંમન્ધો નાસ્તિ । એ ભૂમિનઈ કોઈ કો દાવુ કરઇ તેહનઇ લટૂઆ લાડણ શધા કાશી ફ પ્રીછવઈ પ્રદત્તમતાનિ સાક્ષણ

અત્ર મત

## ( ૩ )

સ્વસ્તિ શ્રી નૃપ વિક્રમાર્કસમયાતીત સંવત ૧૫ આષાઢાદિ ૯૯ વર્ષે શાકે ૧૪૬૫ પ્રવર્ત્તમાને જેઠ વદિ ૧૧ ભૂમે અદ્યેહ શ્રી અહિમદાબાદ વાસ્તવ્ય-ગ્રહણકપત્રમભિલિખ્યતે । શ્રી ગુર્જરધરિત્રિયા સમસ્તરાજાવલી સમલંકૃત સકલઅરિવરૂથિનીગજઘટાકુમ્ભસ્થલવિદારણૈકપચાનન અવક્ષવર-લબ્ધરાજ્યશ્રીસ્વયંવરમાલાલંકૃતકંઠકન્દલ યવનકુલતિલક મહારાજાધિરાજ પાતસાહ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી સુરત્રાણ મહિમ્મુદ વિજય રાજ્યે વિજનરત્યા શ્રી અફજલખાન । તત્સમયે રાજા અહિમદાવાદ મધ્યે ધર્માધર્મવિચારણાર્થે કાદીશ્રી નગીન્દી મન્ત્રે ન્યાયપક્ષપાલનૈકમુખને દુર્ગપાલ શ્રી અફતિપાલ મલિક સન્ને મીરકોઅસાધ શ્રી પીરોજ મલિક જામતિ મંડપિકાયાં શ્રી નગદલમલિકદવેલ્યા મી° નુરદી મી° જલાલ એવં પચકુલ

પ્રતિપત્તી[1] ઢીંકુએ પટિલ હાજાનામધ્ય (નામધેય) પોનિતત્ર મોદી જસા સુત મોદી માગણ તત્પુત્ર નરાઇણદાસ પર મોદી હાદાસુત તાપીદાસકેન ગ્રહ ગ્રહણકે ર. દત્તાનિ । ગ્રાહક નામશ્રી શ્રીમાલીજ્ઞાતીય પરીક્ષ૦ હામડ સુત ૫૦ હાસા તત્પુત્ર ૩ પદ્મા ઉદયકરણ ૨ ગાકેન ગૃહીત્વા યત્ સાનયનાણકે ટકા ૮૦૦૪ અંકે આટસહિસ્ર ચિડોત્તર બધત્રસુપરીક્ષત [ઇતિ સુપરીક્ષિત] એક મુદ્રયાનિ દત્તાનિ ૨ । ઢીંકડે ૧ નવૂ ટમ ૬ લેખઇ અંકે ૭ લેખઇ । ધર ગ્રહણે । ધર ખડકીમધ મધ્ય ઉપવર્ગ ૨ ગોઝારી ૨ પટસાનિ પ્રાગણ સહિત સન્મુખ છાપરૂ વની ખાપ નવીયા બારત કમાડ સહિત ખડકીમધ ગ્રહણે મૂકયા । મોદી નાગાઇણદાસ તાપીદાસ એથુર્ન મૂકયા । ભાઈ ૩ પદ્મા પદમા ઉદયકરણ ૨ ગા કહ્યા મૂકયા । પાર્શ્વ ઉત્તરઇ મોદી ધનાસુત અમધર સાયરના ધર । પાર્શ્વપૂર્વે મોદી તાપીદાસ નારાઇણદાસના ધર । દક્ષણે ખડકી । તત્ર અગ્રે પાટિકા[4] માર્ગ । એવ ૪ ખૂટ । છોડવતા સર્વ વગતી આપઇ । મચરામણી વામનાહારની । જા લગઇ ટકા આઠ સહસ્ર ચિડોત્તર આપઇ તિહ્વારઇ છૂટઇ । તા લગઇ ભાઈ ૩ પદમા રગા ઉદય કરણ વસઇ વાસઇ । બન્ધી અવધિ વરિ પની । વરિષ પાચ પછી છોડવઇ । વની એ માસ ૧ પ્રતિ ટ૦ ૨૫ વનઇ । વગિખ એકના ટકા ૩૦૦ વનઇ । ધર ભાડુ નહીં । દ્રામ વ્યાજ નહીં । ખાનપરનાનની વાખાટિક પૂર્વો રીતિ સગધ । મોદી નારાઇણદાસ તાપીદાસે ધરગ્રહણે ૫૦ પદમા ૫૦ ઉદયકરણ રગા કન્હઇ મૂકયા । અત્ર લિખિતવિધે પગિપાલ નાય । પાછ એહિવૂ પરહ્યુ । ટકા ૩૦૦ વરસ ૧ ના વનઇ । ઓગરા ત્રિ મધ્ય ભાગના તે બેહુ ૫૦ પદમા ૫૦ ઉદયકરણ રગા ॥

અત્ર મત                                                    અત્ર સાખિ

## ( ૪ )

સંવત્ ૧૬૧૮ વર્ષે જ્યેષ્ઠ વદિ ૬ રવેઉ અદ્યેહ[1] નગપદ્રસ્થાનગાહા શ્રીમુદાફરવિઝેરરાજે વાપારી મલિક શ્રી મિરઝહિદિ મલિક અમી પીર પચદૂન[2] પ્રતિપત્તી દોશી મિસર દો૦ સાગા૦ દો૦ મોમજી લેગ નિખત નરસંગ વીગ હરિજિ દેવજી । જત ધરા હાટ માનકનિ દો૦ ૩ ત્રિસી વેચી આપી સહી । એ નિચિણા ગનિયાન ધગ કીધી । ધર જૂના ગ૦ જનાના તથા નવા ખરીદ શ્રી જીવાના તથા ફ્વી ૧ ૫૮૦ જિભાઇના ખરીદ તથા હાટ ૩ એ મવકીતે સગવા વેચી લીધી દો૦ જનાના જૂના ધરમોધે ભાગ

ત્રીજે હતી આ ગોપાનના ઠિતો વેચી આપયા । તથા કોટડી કાઢતા બીજૂ કાંઈ ખરચ ખરાજાત બિગી તો મજમૂ[3] અરધે અરધી આપીઇ સહી । તથા બીજૂ સર્વ હાટનૂ લુગડૂ તથા મગવાઇઉ કરી ઊધરાણુ દેવૂ તથા હેમ રૂપૂ ફરડી સૂખડી તથા બીજૂ જે કાઇ હતૂ તો સર્વ પ્રીછી વીચી નિધૂ મહી । દો૦ ૩ બિસી સરવ પ્રીછવણી કરી વિચી આપૂ । આજ સુધા નરમગ વીરા હરિજિ દેવજિ તથા કેસવ સાગા સોમજી ઓજણા મધસો બેમી પ્રીઠી વિચી જૂગ્નૂઆ થયા । ઓહનિ માહેમહિ કહિની સર-સમાધ નહિં । સગ્વ પ્રીછી જૂગ્નૂઆ થયા । દો૦ ૩ બિસી સધના પ્રીઠી વિચી આપૂ । ઓહની માહેમહી તનાવે પાણી સહીઆરે નહી[4] તથા નગ્મંગ વીરા હગિજિ દેવજી એ સગ્વ વિચી સાગી જૂગ્નુઆ થયા । ઓહનિ માહેમહિ સગ્સમધ નહી । તનાવિ પાણી મહીઆરે નહી । તથા ઉધગણી જૂની મજમૂની ઠિનો જિમ આવિ તિમ અરધે અરધિ નિ । બિજૂ ભોમ દો૦ જનાનાલી ગણા વણા એમના પામે છે બીજે પાસે પડોમ દવે નાગ જોગીદામના પાસે છે । બીજૂ ભોમ નના ગામમાહેલી તવીઆની છે તે કાહી ભરમપોરે આપી । બાકી છે તે અજમાન[5] છે । ઉધગણી તથા ભોમ મજમૂ છે । બાકી કાઇ એ વગ કેહીને કસુ સરમ મધ નહી । એ વેંચણુ દો૦ ૩ બિસીને સમજાવા તેહને ભાગ જોએ મવડત આવી તે મનડત તેહની । એ લખૂ કેગ્વે તે તેહેના બાપનો જણો નહી । આજ સુધી કોઇનિ કેઇસુ કસો અનાખો નહી । તનાવ પાણી સહીઆગે નહી । એ લખૂ પગ્માણ ।

## ( ૫ )

### રામચંદ સત્ય.

મનત્ ૧૬૬૩ વર્ષે ચૈત્ર વદિ ૧૩ ગુરુ ભાઇ ૫ માતાએકટ ૧ બિસી-નિ ધગ્માહિ મિરાત્ય મંભા ..ઘરમાહિ બગ્ડી મણ ૫ કુગ મણ ૪ કુટ મણ ૧। એ મીગત્ય । નીકલી ત્યે માટિ કયા તથા વરશી સમધિ ભાઇ રૂપ્ય દેણા માહિ આણ ..થી માનાકનિ ગહરિણુ કડવા કુટની અકટા તરુ... એકુ યોઇન માતાનિ કયા તથા......ધાઉઝાવા એહનુ જાણી નકે...... હમેતઅ । હીતુ પુન્ન ન પડને । હિ ..ભાઇ કલ્યાણ કહ્યુ જે પઠિ જ... હમાગિ છોકગિનિ પાટણુ સુ। પકારત અ .. । હીરહ કહૂ જે અહમારિ પપ નથ અહમે ત બાપ । જીગના છેદા હોડી ગયા છઇય અહમારિ કથી

વાતનુ બોલતા સમંધી રાખુ નથી જે કો પુદિ...કરાબ બોલવું ટાલછિ ભાઇ દેવા ક...રત સહુનાશુ બન્યુણુ છિ પડલુ તેહન . ભાઇ ૪ઇના ભાગ આપ માગિ ત્યારે આપિ . માતા સાંનષ્ય ભાઇ મોટ વગતય કાગલ લખિ. આપ્ય છિ ઘરમાહિ બિશીનિ ખ્રીછીનિ ધરણી ઘરની લખિ આ પછિ કાંઇ બિચવુ નથિ કશી વા[ત]નુ બોલવુ નથિ.

અત્ર મતુ — અત્ર સાક્ષ

(૬)

સંવત ૧૬૭૨ વરખે માગશર સુદ ૪ સોમે લી. વીસા ઓસવાલ વી. મેહેરાજ તથા વી. પહેરાજ ત. વો રાજધર ધનીઆ અમો ભાઇ ત્રણ મલીને અમારા ઘર શામુ ઘર ખડકી મધે ઉગમણે બારણે છે તથા છીત્રી ૧ દખણ દસે અગાસી છે તે અમો બાઇ ધારંગદે રેહેતી તે ખંડ ર સંઘવી શ્રીચદ તથા અમરસીને કોરી જામસાઇ ૩૫ અંકે પાંત્રીસ માટે વેચાતુ અભરામ નદાવા કરી આપૂ છે અમારા એ ઘર શુ દાવો ધકો છે નહી સંઘવી શ્રીચંદ તથા, અમરશી પુત્રપુત્રાદકે ભોગવે.

અત્ર મતુ — તત્ર શાખ

( ૭ )

સવત ૧૬૬૮ વર્ષે માગશર વદિ ૪ શુક્ર આદિ શ્રી દીવ મધે લં. કંશારા ઉધ...કંસારા યાદવ તં હીરજી તં ગોવિંદ ભાઇ ૪ મ્યલી લિખૂ છે જત માંગરોલ મધે હાટ ૧ એક બે ભુઉ કસારા શઉદા વાલૂ કં૦ કલ્યાણદાસને પાસે છે તે હાટનૂ જે ભાડુ આવે તે ભાડુ ભાઇ ચ્યારે મ્યલીને ભટ શ્રીપ ત્રીકમ માધવને આપૂ છે જા લગે અમો માંગરોલના રેવાશે નાવૂ તા લગે ભાડું-ભટને આપ્યું છે. અમારી હાટની વહીવટ ભટ ત્રીકમ કરે એ હાટ ભટ ત્રીકમનૂં છે હાટ ઉપર અમારે કોયનૂં લેવૂં લેવૂં છે નહી.

અત્ર મતૂ — અત્ર સાખિ

( ૮ )

સ્વસ્તિ શ્રીમન્નૃપવિક્રમાર્કસમયાતીત સંવત આષાઢાદૌ ૧૭૦૭ વર્ષે શાકે ૧૫૭૨ પ્રવર્ત્તમાને દક્ષણાયનગતે શ્રી સૂર્યે વૃષારતૌ મહામાંગલ્યપ્રદ શ્રાવણમાસે શુક્લપક્ષે ૩ ત્રીજ રવૌ અદ્યેહ શ્રી અહિમદાવાદમધ્યે વાસ્તવ્યં સ્વકીયં સ્વહટ્ટં ગૃહં વિક્રતપત્રમભિલિખ્યતે અદ્યેહ શ્રીગુર્જરાધીશ

અગંજનગંજનરિપુરાયામાનમર્દન સકલરાયા શિરોમણિ વાચાઅવિચલ સંગ્રા-
માંગણધીર દાનેકવીર યવનકુલતિલક તેજપ્રૌઢપ્રતાપ પાતિશાહ શ્રી શ્રી શ્રી
શ્રી શ્રી શ્રી શ્રી ૭ અબૂઅલ મૂજફર શાહાબદીન મહિમૂદ સાહિબ
રાંણસાંની શાહાયાં હાયાતશાહ ગાજી દીલી મધ્યે વિજયરાજ્ય ક્રિયતે
વિજારિત્યાં[1] નવાબ શ્રી ૫ સાદૂલાખાન મંત્રે તત્ર શ્રી અમદાવાદ નગરે
સર્વાધિકાર પાતાશાહા શ્રી ૭ ના ચેષ્ટ પુત્ર શાહાયાદા આલમીયાંન સૂરત્રાણું
શાહાશ્રીદારા શકૂર પાતાશાહા પાર્શ્વેસ્થિતિ તત્ સમયે આજ્ઞાકારી અમદા-
વાદ સુબિ નવાબ શ્રી ૫ ગિરતખાન અગ્રે રાયજાદા શ્રી ૫ ગોપાલદાસ
ઉભયો ધર્મન્યાયાં પ્રવત્તતે પાતશાઈ દીવાની મી૦ શ્રીપ હાફજનાસર સંજ્ઞે
બકશી વાકાનવેશ[2] મી૦ શ્રીપ દોસ્તકામ સંજ્ઞે તથા કજાકર્ત્તા ન્યાયિક
વર્ણાવર્ણ ધર્મસ્તાનિકે કાદી શ્રીપ મહિમદ મીરક સંજ્ઞે અદાલિત સઈદ
અહિમદ સંજ્ઞે દારોગો મી૦ કૈમાંસંજ્ઞે તથા અદાલિતનુ દારોગો મી૦ હનીફ
સંજ્ઞે તત્ર શ્રી સિદ્દિર કોટવાળી ચુતરિ મી૦ શ્રીપ મહિમદ જેમાં સંજ્ઞે
મુશરફ ઠાકુર બ્યહારીદાસ તથા કાનગા સમસ્ત શ્રેષ્ટપદે પરી. મદનજી
બિન ઉધવજી તથા ચકલા શેઠ સા. નાગજી તથા મહીધરજી કાહાનજી મી.
જમૂ એતાનિ સમસ્ત ધર્મન્યાયાં પ્રવત્તતે પાતશાહાજીની આજ્ઞાથકી મંડ-
પિકા તથા ચુતરાનુ અમલ દસ્તૂર માફ છે એવં પંચકુલન્વયો[3] તત્ર પોલિ
ઢીકુંઆની હવેલ્યાયાં અકબર પુરી રાયજાદા કુંપલીની મુહુલિતિ વિહિરાઇ-
પાડાની પોલિમધ્યે તત્ર સ્તાને ગૃહંવિક્રતપત્રમભિલિખ્યતે ।। શ્રીમાલ સુવર્ણ-
કારનાતીય સોની હીરજી બિન પીમજી બિન સોની ન્યાઇઆ પારસ્યાત
પોરવાડ જ્ઞાતીય લઘુશાખાયાં સા. છયાઉઆ બિન માણિક બિન હરજિ
છયાઉઆની ભાર્યા બાઇજીવાદે બિન ..તથા સા. છયાઉઆના ભત્તીજાનુ
પુત્ર સા. પનજી એ બિન નાથજી તથા સા. પનજીની ભાર્યા બાઇ વેજા
બિન નરહિર એ સમસ્ત હસ્તાક્ષરાણિ દત્તાયિત ઘર ૧ તે મધ્યે ઉરડુ
પશ્ચમાભિમુખનુ અગ્રે પટસાલ તે પટસાલનાં દ્વાર ૨ છિ તે યુક મધ્યે વડકી
છિ મિહિલાઇએ ઘરના દ્વાર સેરી મધ્યે ૨ છિ ઉત્તરાભિમુખે તથા નેવ ઓટ-
લાનુ સમંધ સહિત તથા પાડાકે તથા વાડાનુ સમંધ સાથ્ય તથા એ ઘરના
બે ચાલ સહિત એ ઘરનાં ભીતડા બારૂત કમાડ મોભ વલી પાપ નલકૈરા-
ચ્છાદિતં પકવેષ્ટકારચિતં[4] કકરકાષ્ઠાદિરચિતં ભૂમિસહિતં અદષ્ટનવનિધાન-
સહિતં સ્વેચ્છાયાં શાકપણિકાન્યાયેન[5] ગૃહં વિક્રતં તસ્ય દ્રવ્યસંખ્યા અહિમ-
દાવાદની ટંકસાલિના આકરા કોરા માસા ૧૧।। સાઢા આગારના નવી રાના[6]

રૂપૈયા ૧૬૧ અંકે એકસો એકસઠ પૂરા રોકડા એકે મુહિ‍ૅ સોની હીરજી ખીમજીઈ બાઇ જીવાદેનિ એ ગુર્થ આપીનિ એ ઘર અદષ્ટ વેચાતૂ લીધૂ છે. બાઈ જીવાદેઇ રૂપૈઆ એકસો એકસહિ લઇનિ એ ઘર સોની હીરજી ખીમજીનિ અદષ્ટ વેચાતૂ આપૂ છે. રૂપૈઆ એકસો એકસહિ લીધાની વગતિ રૂપૈયા ૧૬૧ અંકે એકસો એકસહિ મધ્યેથી બાઇ જીવાદેએ સોની હીરજીનિ એ ઘર ગરહિણિ રૂપૈઆ ૭૪॥ અંકે પુણી પંચ્યુતરમાહિ ગરહિણિ આપૂ હતૂ તે વાલા તા સા. પનાઆનિ રૂ. ૧૦ અંકેદશ આપ્યા તથા બાઇ વેજાનિ રૂ. ૩ અંકે ત્રણ આપ્યા આપીનિ સમજાવ્યા પોતાની ખુશીઇ બાકી ૭૩। અંકે સવા ત્રોહોતીર બાઇ જીવાદે લીધા જમલિ રૂપૈઆ એકસો એકસહિ ૧૬૧ બાઇ જીવાદે લેઇનિ એ ઘર સોની હીરજી ખીમજીનિ અદષ્ટ વેચાતુ આપૂ છે એવં ચ્યારિ પૂટાનિ પૂર્વે એ ઘરની પછીત નેવ તથા સેરીના લોકનુ ચાલ તથા પશ્ચમે સોની ધીમજીનુ પરવારના ઘર છિ તથા દક્ષિણિ સોની ધીમજીનુ પરવાર પાસાં કરહુ ધીમજી તથા સોની ધીમજીનુ પરવારનાં ઘર છિ તથા ઉત્તરિ એ ઘરની ખડકીના દ્વાર છિ તથા ચાલ છિ તથા નેવ એવં ચ્યારિ પૂટાનિ એ ઘર મધ્યે દૈવવિશાત્ નિધિ પ્રકટ હુઇ તેહનુ સમંધ સોની હીરજી ધીમજીનુ એણિ વિરિ સોની હીરજી પુત્ર-પૌત્રાદિક તથા સ્ત્રી દ્વિત્રિ‍ૅ ભુમકરિ કરાવિ તથા સ્વેચ્છા આવિ તે કરિ અન્યકા સરસમધો નાસ્તિ લાગોભાગો નાસ્તિ. હવિ એ ઘર સાથિ બાઇ જીવાદેનિ *તથા સા. પંનજીનિ તથા બાઇ વેજાનિ તથા એહની ઓહોલાદિનેં* સરસમંધો નાસ્તિ તડાગે ઉદકસમંધો નાસ્તિ આચન્દ્રાર્ક કુલ અભિરામ નદાવે કીધુ છે. એ ઘરનુ તથા એ ઘરની ભુમનુ કો વેરશી આવે તેહને બાઇ જીવાદે પ્રીછવિ સમઝાવિ એ ઘરના પાલ પરનાલિ નેવ નીછાર પૂર્વાભિરિતિ સમંધ

અત્ર મતુ અત્ર સાખ.

( ૯ )

॥ શ્રી ભલેસર પહલીએનાં પારશી શમસ્ત નાહના તથા મોટા સમસ્ત જત અમો શરવ પંચ એતફાક થઇ કરાર કીધો જે આપણાં વડાએ અશલ આં. બિહિરજી ચાદણાના વડાનિ કુલકરી લાવા છૈ જે અમારૂ અધારૂપણાનું કામ તમો પાસિ કરાવીએ તેની વગત વેહેવા થાએ જેની વરણી તથા ઉઠેણાંની ધુપ દેખાડવી તા. ચેહારંમનુ આફરગાંન કરિ તથા કુંઆરા છોકરાની નવજોત તા. રોજ દિશાચાલ ૫ શાલ તમો પાસે કાંમ

કરાવીએ તે ઉપર આ મિહિરજીનાં બાપદાદા હમે સૌ કાંમ કરતા આવા અને આપણાં વડાંએ એહો પાસે કરાવેઝે તે ઉપર અમો શરવ પંચ મિશીને લખુ કરજે એહોનાં વડા બાપદાદા કામ કરતા આવા જે અમો શ્રી રાઇ થાઇને એહો પાસે શાલ ૫ શાલ કામ કરાવીએ એ ઉપર કોએ બીજો લેદગી કરી અમલ કરી અમલ કરે તે શ્રી શરિનો ગોનેગાર તા૦ દીવાંનમાં ગોનેગારી રૂ. ૨૫ પચીશ ભરે તથા અમારા વડા કુલ[1] કરી એહોને લાવા છે. માટે અમો અભાગ વડા શાથે જે તમારૂ કામ શાલ ૫ શાલ ચલાવું માટે શરવ પંચ રાજી થાઇને લખુ કરૂ છે સંવત ૧૭૨૮ વરખે રોજ ૧૬ મા. ૧૦ શ્રાવણ વદી ૧૩ લખુ એ અમો શરવ રાજી થાઇને લખુ છે આ. મિહેરજી ચાંદના ઊપર રાજી રેહેઉ. ( આ પછી એક લીટી ફાટી ગએલી છે અને પછી આશરે પચાસેક પારસીઓના મતાં છે. )

## ( ૧૦ )

સ્વસ્ત શ્રીમન્નૃપવિક્રમાર્કસમયાતીત સંવત ૧૭ આષાઢાદિ ૩૩ વર્ષે શાકે ૧૫૯૮ પ્રવર્તમાને દક્ષણાયન ગતે શ્રી સૂર્યે વર્ષારતૌ મહામાગલ્યપ્રદે માસોત્તમ શ્રાવણમાસે શુક્લ પક્ષે ૧૦ દશમ્યા તિથૌ રવિવાસરે અદ્યેહ શ્રી ગૂર્જરધરિત્ર્યાં મહારાજાધિરાજ પ્રૌઢપ્રતાપ સંશોભિત રિપુવન દહન દાવાનલ રિપુરાયામાનમર્દન અરિકુલગંજન અરિવરયિની ગજઘટા કુંભસ્થલ વિદારણૈક [પંચાનન] અન્યાય અંધકારોન્મૂલનીક પ્રૌઢપ્રતાપૈકમલ્લ સકલરાયશિરોમણિ પાતશાહ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૭ અવરંગજેબ પાતશાહ ગાજી દિલ્લીગ્રામાદિયુ વિજયરાજ્યં કરોતિ। તત્ર વિજરત્યા[2] વજીર શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૫ જમ્દતલમુલકખાન અસતાખાન નામ્નિ સંજ્ઞિકે તદાદેશાત્ અદ્યેહ શ્રી અમદાવાદ મધ્યે હાકમ સોબે સાહિબ ન બાજ ન બાબ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૫ મેહેંમદ અમીખાન નામ્નિ સંજ્ઞિકે ધર્મન્યાય ક્રિયતે તથા દિવાન શ્રી ૫ મીયાં મેંહમદ શરીફ નામ્નિ સંજ્ઞિકે તથા કોટરક્ષાપાલાયાં કોટવાલપદે મીરશ્રી ૫ અલીરજાનામ્નિ સંજ્ઞિકે તથા બાલસે શ્રી ૫ અબદલ ગફારનામ્નિ સંજ્ઞિકે તથા બક્સી વાકાનવેશ શ્રીપ [ અહીં મૂળમાં નામ લખ્યું નથી ] નામ્નિ સંજ્ઞિકે અમીન શ્રીપ અમમાલ બેગ નામ્નિ સંજ્ઞિકે દારોગા શ્રીપ અબુ નાસર નામ્નિ સંજ્ઞિકે ॥ તથા શ્રી અમદાવાદાત્ પૂર્વવિભાગે જ્યોતીશ્રી હરિહરેણ નિર્મિતં હરિહરપુરં તથા સર્વ પુરવ્યાપારાર્થે ફોજદારપદે બેગ શ્રીપ શામબેગ નામ્નિ સંજ્ઞિકે તથા

મીરઅદલપદે વેગથી ૫ હારામવેગ નામ્નિ સન્નિકે દારોગો શ્રી ૫ ફાજલખાન નામ્નિ સન્નિકે મુશરફઠાકુર શ્રી ૫ શામદાસ નામ્નિ મન્નિકે તથા શાગુગીરદે હાજદાર શ્રી ૫ શેર હસન નામ્નિ શ્રેષ્ઠપદે સમસ્ત માહાજન તથા સમસ્ત ગામ પટયલપદે પટેલ તુનસી એવમાદી પચકુલ પ્રતિપત્તૌ[૨]દાયક ગ્રાહકયો રનુમતેન ગ્રહ નિક્રીત તસ્ય પત્રમભિલિક્ષ્યતે । તત્ર દાયક નામાનિ દસા પોરવાડ જ્ઞાતીય સાહ હરજીસુત સાહ કડૂઆ સુત સાહ ધનજીની ભાર્યા બાઇ ધનબાઇ એભિર્વિચાર્ય સ્વકીય ગ્રહ ભ્રતૃપયાગત સ્વેચ્છયા ઉત્પન્ન કાર્યવશાત્ શાકપણિકાન્યાયેન દત્ત વિક્રીત । એના હસ્તે દત્ત તેના ગ્રાહક નામાનિ । દસા દીસાવાલ જ્ઞાતીય સાહ ઓડીઆ સુત સાહ ગમજીસુત સાહ સાતીદાસ એભિર્વિચાર્ય સ્વેચ્છયા દ્રવ્ય દત્વા ગ્રહ ગ્રહિત । તસ્ય ગ્રહસ્ય વ્યક્તિ । ઘર ૧ પો ય વેરાજોગીની મધ્યેનુ પૂર્વાભિમુખ ઓરડા બેર તે મધ્યે ઓરડો ૧ મેડી બંધ જડાવ છે એક મેડી વિના છે તથા પડસાનિ ૧ તેણે બારણા ૨ છે તથા રસોડૂ ૧ છે, પાણીહારુ એક છે, એક ઘરની હદનો ચોક છે તથા પાણીહારા મધ્યે ધાઢા બેર પાણી ભર વાના છે તથા ખડકી ઉત્તરાભિમુખની છે । એ ઘર મધ્યે બાર સાખ ૭ કમાડ મયુક્ત છે જીર્ણ છે તથા મોભ, વળી, મોહતીઉં, પાપ, નળીઆ એ સર્વ જીર્ણે આચ્છાદિત છે તે ઘર ઉપર દ્રવ્યમધ્યા રૂપૈઆ ૧૨૫) અંકે રૂપૈઆ એકસો પચવિશ પુરા ખરા ખોગ અમદાવાદની ટકસાનિના માગ્રા ૧૧ના નવી રા ના આપ્યા છે । બીજુ સાહ સાતીદાસ પાસેથી રૂપૈઆ એકસો પચનિસ લેઈને એ ઘર કુન અભિગમ ન દાવે વેચાથૂ આપ્યુ છે । બીજુ એ ઘર ઉપર સાહ સાતીદાસ સપ્તભૂમિ પર્યંત ઘર કરે, પુત્ર પૌત્રાદિ કશુ ભોગવે, ઈઠા આવે તે કરે । એ ઘર મધ્યે નિધિ પ્રગટે તે સાહ સાતીદાસની એ ઘર શુ શાહ ધનજીના તથા બાઈ ધનના વશ માહે કોઈમો સર સબંધ નહી । લાગો ન તદાગેડપિ જનસમધોડપિ નાસ્તિ[૩] । એ ઘરનો કો વેરસી[૪] મનથી ઉપજે દાવો કરે તેહને બાઈ ધનબાઈ પ્રીછવે સમઝાવે । કાહેનો સરમનધ નહી । એ ઘરના પૂર ૪ પશ્ચિમ દિશે પછિત છે નેવ પડે છે, એ ઘરની છીડી મધ્યે છીડી શાહ મોહનદાસની વાડીની પછીત બરાબરથી માડીને શાહ ઓવનની ખીડીની પછીત લગી છે, દક્ષિણ દિક્ષિ શાહ મોહનદાસનુ ઘર છે કહરો છીડીથી માડીને પડસાનિના ભડા સુધી આ ઘરના ધણીનો છે, રસોઇ પણીહારાનો કહરો શાહ મોહનનો છે બીજુ પૂર્વ દિશિ સામો કહરો સ્વાગ શાહ દાગડાદામનો છે ઉત્તર

દિશિ ચાલ લાલ નિકાલ નીછારો । એ સવ પૂર્વ રીતથું છે, ઉત્તરાદશિ શાહ ઓધવ મુકંદનૂં ઘર છે । અત્ર લષિતં પરિપાલનીયં । શુભં ॥

અત્ર મતં                                        અત્ર સાક્ષિણ.

( ૧૧ )

સ્વસ્તિ શ્રી મન્નૃપવિક્રમાર્કસમયાતીત સંવત ૧૭૫૨ વર્ષે શાકે ૧૬૧૭ પ્રવર્ત્તમાને કાર્ત્તિક માસે શુકલપક્ષે ૨ દ્વિતીયાયા તિથૌ ભૌમવાસરે હાટ ઘરણે લીધુ તસ્ય ખતપત્રયલિલિખ્યતે । અધેહ શ્રી ગુર્જ્જરાધીશ અગંજનગંજન રિપુરાયામાનમર્દન સકલરાય શિરોમણિ અભિનવમા...અવતાર સંગ્રામાંગણધીર દાનૈકવીર વાચાઅવિચલ મુગટમણિ ગહધદ્દીન મહેમ્મદ પાતશહા શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૭ અવરંગજેબ બાહાદુર આલમગીર પાતશાહા ગાઝ દક્ષિણમાંહિ વિજૈરાજ્ય ક્રિયતે[1] । તત્ર વિજ્તરત્યાં નબાબ શ્રી ૫ અસદખાંન તસ્યા દેશાત્ અમદાવાદ મધ્યે હકિમ ન બાબશ્રી ૫ શુજાયતખાંન તસ્મા અગ્રે સકલ કાર્યકર્ત્તા ઠાકર બિહારીદાસ । તત્ર પાતશાહી દીવાન ખાંન શ્રી ૫ અહેતમાતખાંન સુરતમા છે તેના નાયબ અમદાવાદ મધ્યે હોદિ મીરશ્રીપ મીર મહેસની તત્ર પાતશાહી બકશી મીરશ્રી ૫ ગાજદીન । તત્ર ધર્માધર્મ વિચારણાર્થે કાજી શેષશ્રી ૫ અબૂ અલ ફરેહ તત્ર મુફતી મીયાં શ્રી ૫ શેષ અહેમ્મદ તત્ર અમીન શેષ શ્રી ૫ જમીઅલદીન તત્ર સુતરે કોષ્ટપાલ મીરશ્રી ૫ અતિ કુલ્લા । તત્ર સહેર કાંહાંનુગે સમસ્ત તથા શેઠ સમસ્ત તથા માહાજન સમસ્ત એતા ૩ સમસ્ત ધર્મન્યાય પ્રવર્ત્તતે । પાતશાહાજીની આ......રીનુ અમલ દસ્તૂર માફ છે, મંડપિકા માફ છે એવા પંચકુલાન્વય પ્રતિપત્તી તત્ર હવેલ......ચુકની ઓલ સલનાંન સાહેબના હજીરાની મધ્યે હલ ગૃહણકે ગૃહીત । તત્ર દા(ય)ક વણિક શ્રીમાલ જ્ઞાતીય વૃદ્ધિશાષાયાં સારા રુપચંદ તથા બાઈ વાહાલબાઈ તથા બાઇ આણંદબાઈ બિન મૂલજી બિન સોમા તે સાહા રુપચંદ તથા બાઈ વાહાલબાઇ તથા આણંદબાઈ એતાન્ ત્રણ્યે પારસ્યાત્ । તત્ર ગ્રાહક સ્વજ્ઞાતીય બાઈ વાછબાઈ બિન વેલશી બિન ધના તે બાઈ વાછબાઈ સાહ વીરચંદ બિન અમરચંદ તે સાહ વીરચંદની ભાર્યા બાઈ વાછબાઈ હસ્ત દાંરાણુ દાતવ્યં । પત્ર હાટ ૧ પૂર્વાભિમુખનુ તે મધ્યે ખંડ ૩ ત્રણ્ય પૂર્વાભિમુખના તે ત્રણ્યે ખંડ ઉપર ડગલા જડિત્ર મેડી છે તે સહિત । તે મેડીએ બારી ૧ પૂર્વાભિમુખની છે એ ત્રીજા ખંડ આગલ સુયુ પેઢીનુ છાજલીએ ઢાંકયું છે તે સહિત, એ હાટના ત્રીજા ખંડ મધ્યે હાટડૂ છે તે.

સહિત, એ હાટની કાપો કદીમની હદ મર્યાદા સર્વ સહિત । એ હાટના ભીનડા બારત કમાડ પાટડા પાટીઆ કુબી મોભીઆ મુદ્દતીઆશ મોજૂદ બાપ વળી નનકૈરાન્જા દિત એ હાટના ખૂટ । પૂર્વ દિશે હાટનૂ દ્વાર છે ચાન છે નીકાવ છે નેવ છે પેઢી છે આગ્રે રાજમાર્ગ છે, પશ્ચમ દિશે એ હાટની પછિતિયે સુલતાન સાહેબનુ હજીરો છે ત્યાહા એ હાટના પછીતના નેવ ઉતરે છે, ઉત્તર દિશે બાઈ કલ્યાણબાઈ તથા બાઈ ગલાલબાઈ બિન પામવીરનૂ હાટ છે, દક્ષિણ દિશે પચની પર્વ છે એવ ચ્યાર પૂટાનિ ।। અસ્યોપરિ અમદાવાદી ટંક સાલના કોરા આકરા સહેરચલણીઆ નવી રા ના માસા ૧૧ાા ના તોલા રૂપૈઆ ૮૦૧ અંકે આઠસેહે એક પુરા એકી મૂઠે એકાજૂત બાઈ વાછબાઇએ સાહ રુપચદ તથા બાઇ વાહાલબાઇ તથા બાઇ આણંદબાઇ ત્રણ્યેને ત્રણ્યેને આપીને એ હાટ ત્રણ્યે પાસેથી ઘરેણે લીધૂ છે તે શાહ રુપચદ તથા બાઈ વાહાલબાઈ તથા બાઈ આણંદબાઇ વાછબાઇને ઘરેણે આપ્યૂ છે હવે એ હાટ મધ્યે બાઈ વાછબાઈ તથા બાઇ વાછબાઈના પુત્રપૌત્રાદિક પરિવાર વસે, ત્રાસે, ભાડે આપે, આડ વરેણે મૂકે ત્યહા એ હાટના ધણી કશી વાતની કનવાર ન કરે; એ હાટ દૈવવશાત પડે આખડે ગજકર્દૈનક લાગે, નવી આની મોટ વસનાર ધણી પગ્ચી સમરાવે, ધણી છોડવતા સર્વ મુજરાવર્તી આપે, મચગમણી વસનાગ્ની, ગુર્થનૂ વ્યાજ નહી, એ હાટનૂ ભાડૂ નહી । એ હાટનુ કોઇ વેરથી હીસા રાર દાવે દાગ્યે કોઇ આવે તેહને એ હાટના ધણી સમઝાવે પ્રીછવે વારે જવાબ કરે । વલતૂ વર્ષ એક પ્રત્યે ટીકડા ૧૬ અંકે સોન ત્રાબાના છૂટા વલે મહી । યહનારિ અમદાવાદી ટકસાલના નવી અઢીના માસા સાઢા અગ્યારના રૂપૈઆ આઠસેહે એક પૂરા સાહ રૂપચદ તથા બાઇ વાહાલબાઈ તથા બાઇ આણંદબાઇ એ ત્રણ્યે તથા એ ત્રણ્યેની ઓલાદ માયે... .. (બા)ઈ વાછબાઇને તથા બાઇને તથા બાઇ વાછબાઇની ઓલાદમાયે કો હોવ તેહને આપે ત્યારે એ હાટ ઘરેણે છૂટે સહી એહવા ખત સામસામા લખી લીધા છે.

અત્ર મત — અત્ર સાક્ષ

# ટિપ્પણ.

૧. આ દસ્તાવેજ શ્રીયુત કેશવરામ શાસ્ત્રીએ કેટલાક વખત પહેલા 'ગૂજરાતી' પત્રમા છપાવ્યો હતો અને તેજ વખતે ગૂજરાત કાઠિયાવાડની પ્રાચીન ભાષા ભિન્ન હોવા વિષેનો પોતાનો અભિપ્રાય રજુ કર્યો હતો. ત્યારપછી એજ દસ્તાવેજ 'મહેતા વિ મુનશી'મા પરિશિષ્ટ રૂપે અને છેલ્લે શ્રી કેશવરામ શાસ્ત્રી વડે સપાદિત થયેલ મહાભારત ભાગ ૨ના ઉપોદ્‌ઘાતમા વિસ્તૃત ભાષાશાસ્ત્રીય ટિપ્પણો સાથે છપાયેલ છે આ વિષયમા પણ અનેક ચર્ચાઓ ઉપસ્થિત થઇ છે ( જુઓ 'ગૂજરાતી' અઠવાડિકના નવેમ્બર-ડિસેમ્બર ૧૯૩૩ના અકમા માગ લેખો, 'બુદ્ધિપ્રકાશ' પુ ૮૦ અંક ૧મા શ્રી મધુસૂદન મોદીનો લેખ 'સોળમા શતકની ગૂજરાતી ભાષા' તથા 'બુદ્ધિપ્રકાશ પુ ૮૧ અક ૧મા મારો લેખ 'પ્રાચીન ગૂજરાતી કાવ્યના બે બહુમૂલ્ય પ્રકાશનો') અભ્યાસની દૃષ્ટિએ આ દસ્તાવેજને અહીં સ્થાન આપવુ મને ઉચિત લાગ્યુ છે

૨ આ ઘરવેચાણનુ ખત દિ બા કેશવલાલ ધ્રુવની માલિકીનુ છે તે ઉપરથી સ્વ મણિલાલ બકોરભાઈ વ્યાસે જૂની ગૂજરાતીના નમૂના તરીકે, પોતે સપાદિત કરેલી 'વિમલપ્રબન્ધ'ના ઉપોદ્‌ઘાતમા છપાવ્યો હતો, અને એ પછી સ્વ ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલે **લેखपद्धति**ના એક પરિશિષ્ટમા તે આપ્યો હતો. ૧ **કોટ્ટપાલ** **મડપિકા**-કોટવાલની કચેરી હજ્યે ઘણા ગામોમા પોલીસ સ્ટેશનને 'મડી' (**मंडपिका-मंडइआ**) નામ આપવામા આવેલુ જોવામા આવે છે. ૨. **તલાર**—ફોજદાર, જુઓ 'ચોર ચોરી કરી **તલાર** બાઝઇ'-પ્રાચીન હરિયાળી, તથા 'કુમરી વાણી શ્રવણિ સુણી તવ **તલાર** ગયુ ગ'ભણી'-જ્ઞાનાચાર્યકૃત બિલ્હણપચાશિકા **૩. પંચકુલ**—આ શબ્દ ઘણા પુસ્તકોમા મળે છે કેટલેક સ્થળે તેનો અર્થ વસુલાતી અધિકારી જેવો છે, જેમકે, **अथ फाल्गुकुब्जादायत पञ्चकुलेन तद्देशराज्ञः सुताया श्रीमदणिकाभिधानाया कञ्चुकस्यबन्धे पितृप्रदत्तगूर्जरदेशस्योद्ग्राहणकहेतवे समागतेन सेलभृद्नराजाभिधानश्रके** (**प्रबन्धचिन्तामणि** ફા ગૂ સભાની આવૃત્તિ પૃ ૨૦)। આજ ગ્રન્થમા તથા કેટલાક શિલાલેખોમા પણ આ શબ્દ મળે છે. ઘોમલ કૃત Contributions to the history of the Hindu

Revenue System એ પુસ્તકમા 'પંચકુલ'નો અર્થ ક્રમ્ટમ ખાતાનો અધિકારી કર્યો છે કેટલાક જૈનગ્રન્થોમા આ શબ્દ એવી રીતે વપરાયો છે કે તેનો ભાવાર્થ બીજા કાઈ ખાતાના સામાન્ય અમલદાર જેવો થાય છે પણ અહીં ઉતારેલા દસ્તાવેજો તથા અન્ય સ્થળે મળતા સસ્કૃત દસ્તાવેજોમા (જુઓ પરિશિષ્ટ) આ શબ્દ જે રીતે વપરાયો છે તે ઉપરથી તો **लेखपद्धति**ના ટિપ્પણુમેખડ રા શ્રીગોન્દેકરે આપેલો An assembly of arbitrators usually consisting of five (પૃ ૯૮)—પંચ એ અર્થ વધારે સારો લાગે છે દસ્તાવેજોમા તો સ્થાનિક અધિકારીઓના નામો લખીને પછી **एवं पञ्चकुलप्रतिपत्तौ** એમ લખવામા આવે છે, એટલે મૂળ શબ્દમા જો કે પાચ અધિકારીઓ વિવક્ષિત છે છતા પાછળના સમયમા બધાજ સ્થાનિક અધિકારીઓના નામો લખીને પછી 'પંચકુલ' શબ્દ લગાડી દેવામા આવતો એમ સઘળા બધ દસ્તાવેજો ઉપરથી જણાય છે કેટલાક વિદ્વાનો માને છે કે હાલનો 'પંચોલી' શબ્દ આ 'પંચકુલ'માથી ઉતરી આવેલો છે ૪ **ટંકા** 'ટકા' એ નાણાવાચક સામાન્ય શબ્દ છે, અમુક ખાસ સિક્કાનુ તે નામ હતુ એમ માનવાને કારણ નથી **૫. દ્રામ**—સામાન્ય ચલણનો મોટો સિક્કો, રૂપિયો આ નામ અનેક ગ્રન્થોમા અને શિલાલેખો મળે છે રૂપાનો બનતો હોવાથી **रूप्यक**-રૂપિયો એ નામથી ઓળખાયો હશે. આ શબ્દ ગ્રીક Drachmae ઉપરથી લીધેલો મનાય છે ૬ પ્રીછવઈ (સ **प्रत्येति** પ્રા **पच्चेइ**)—જવાબ દે, વિશ્વાસ આપે જુઓ 'પેરે પેરે જોયુ, પ્રીછ યુ પણ ન માન્યુ સીત'—રત્નદાસ 'હરિશ્ચન્દ્રાખ્યાન'

૩ આ ખત પણ દિ બા ધ્રુવની માલિકીનુ છે તે ઉપરથી સ્વ મણિલાલ વ્યાસે 'વિમલપ્રબન્ધ'ના ઉપોદ્ઘાતમા અને સ્વ ચિમનલાલ દલાલે **लेखपद्धति**ના પરિશિષ્ટમા છપાવ્યુ હતુ **૧ પંચકુલ**—જુઓ ૧ દસ્તાવેજ ઉપરનુ ટિપ્પણ **૨. અહણક**—ધરાણે, ગિરો **૩. એક મુદ્દયા યાનિ દત્તાનિ**—એક સાથે મૂડી ભરીને આપ્યા છે આ પ્રયોગ હજી પણ પ્રચલિત છે ૪ **પાટિકા**—પોળ, પાડો

૪ આ વિનગપત્ર સ્વ ચિમનલાલે **लेखपद्धति**ના પરિશિષ્ટમા છપાવ્યુ છે ૧ અદેહ (સં **अद्येह**)—અહીં, આ ગામમા **૨. પંચકુલ**—જુઓ ૨જા દસ્તાવેજનુ ટિપ્પણ **૩. મજ્ઝૂ** (સ **मध्यम** પ્રા **मज्झिम**)—અહીયાઈ ૪ **તળાવ પાણી સહીઆરે નહી**—ભાગ્યઓ પોતાના ભાગ

લઇને જુદા પડયા પછી એક બીજાના તળાવમાંથી પાણી પીવાનો પણ તેમનો હક્ક રહેતો નથી. સરખાવો સંસ્કૃત દસ્તાવેજોનો પ્રયોગ **इहार्थे तडागेऽपि पानीयं साध्यं नहि।** ૫. **અજમાલ**–આનું મૂળ હું જાણી શકયો નથી, કદાચ ફારસી ઉપરથી હશે. તેનો અર્થ 'સહીયારું' એવો લાગે છે. બીજે સ્થળે પણ તે વપરાયેલો છે તે ઉપરથી આ અનુમાન મેં કાઢયું છે, જેમકે,' તથા૧ વેહેલ બલદ ૨ એ જુનનો સામાન **અજમાલ** છે તે વેહેલ જોડી જાએ તે ભાઇ સારમા જે જોડી જાએ તે જોખમ લાગે તો સમરામણી આપિ' (**लेखपद्धति** પૃ. ૭૫).

૫. આ ખત પાટણના શ્રીયુત કનૈયાલાલ ભાઇશંકર દવે પાસેથી મને મળ્યું હતું. ખત બહુ જીર્ણ છે અને કાગળ આગળી અડતા જ ચુરો થઇ જાય એવો છે છતાં તેમણે તે મને ઉદારતાપૂર્વક ઉપયોગ માટે અહીં મોકલી આપ્યુ માટે તેમનો ઘણોજ આભારી છુ. **૧. એકટ** ( સં. **एक- स्थ** )–એકઠા.

૬–૭. આ બન્ને દસ્તાવેજો સોળમા–સત્તરમા શતકની કાઠિયાવાડની ભાષાના નમૂના તરીકે શ્રી કેશવરામ શાસ્ત્રીએ 'મહાભારત' ભાગ ૨જાના ઉપોદ્ઘાતમા ઉતાર્યા છે.

૮. 'બુદ્ધિપ્રકાશ'ના ફેબ્રુઆરી ૧૮૭૩ના અંકમા આ દસ્તાવેજ છપાયેલો છે. આ અને બીજાં અનેક લખતોમા તે વખતે તળ ગૂજરાતમા વિક્રમ સંવત્ આષાઢાદિ ગણાયો હોવાનો ઉલ્લેખ આવે છે. **૧. વિજારત્યાં**—વઝીરાતમાં. **૨. વાકાનવેશ**–નોંધણી ખાતાનો મુખ્ય અમલદાર. **૩. પંચકુલ**–જુઓ ત્રીજા દસ્તાવેજનુ ટિપ્પણ. **૪. પકવેષ્ટકારચિત**–પાકી ઈંટોથી બાધવામા આવેલું. **૫. શાકપણિકાન્યાયેન**–શાક વેચવામાં આવે છે એવી રીતે, એટલે કે મૂળ માલીકનો તેમા કોઇ પ્રકારનો સંબંધ નથી. આ પ્રયોગ સંસ્કૃત દસ્તાવેજોમાથી ઉતરી આવેલો છે. **૬. માસા ૧૧॥ ના નવી અઢીના**—માસા ૧૧॥ વડે સિક્કાનું વજન વિવક્ષિત જણાય છે, પણ 'નવી અઢી'નો અર્થ સમજાતો નથી. **૭. એકસૂઠિ**— સરખાવો, **एभिः पूर्वलिखितान् राज्यटंकान् एकमुष्ट्यागृहित्वा विक्रीतम् ।** **૮. ભૂમ**–માળ. **૯. તડાગે ઉદકસમંધો નાસ્તિ**–જુઓ ૪થા દસ્તાવેજનું ટિપ્પણ.

૯. આ દસ્તાવેજ પારસીનો લખેલો છે અને મોરાબજી મંચેરજી દેશાઇ કૃત ૧૮૯૭મા છપાયેલ 'તવારિખે નવસારી'માં છપાયો છે. તેમણે

આ ખતની પ્રસ્તાવના નીચે પ્રમાણે આપી છે. 'આજે નવસારીમા અને બીજે જે જે ઠેકાણે કકડ્યા અથવા કરકરીઆની અટકથી જે ટોળો ઓળખાય છે તે ટોળાના મુખી વડીલ આ મેહેરજી ચાદજી નામે એક દાનાવ ભગરીઆ મોબેદ હતા એવણ વિશે નવસારીમા આવી વસેલા મલેક સરાહમધેના પારસીઓનો મોટો વિશ્વાસ અને માન હોવાથી તમામ મલેશરની અન્જુમને તેવણને પોતાના પથકી બનાવી, આખુ મલેશર ક્યુ તેવણનું યજમાન થયું અને નીચે પ્રમાણે એક લેખ કરી આપ્યો હતો.' પારસીઓના બીજા પ્રાચીન ગૂજરાતી લખાણો માટે જુઓ દાદાચાનજી મપાદિત Sanskrit writings of the Parsees ૧. કુલ-કોન

૧૦ આ ખતની અસલ નકલ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીમા છે ૧. **વિછરત્યાં-**વછરાતમા. ૨ **પચકુલ**-જુઓ દસ્તાવેજ ૨નનું ટિપ્પણ ૩ **તડાગેડપિ જલસંબંધો નાસ્તિ**-જુઓ ૪થા દસ્તાવેજનુ ટિપ્પણ ૪. **વેરસી**-વારસ

૧૧. આ ખતની અસલ નકલ ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીમા છે ૧. **અવરંગજેબ. દક્ષિણમાહિ વિજયરાજ્યં ક્રિયતે**-આમા 'દિલ્હીને બદલે 'દક્ષિણ' કહ્યુ છે તે અર્થસૂચક છે પોતાની પાછલી અવસ્થામા ઓરગજેબ દક્ષિણની લડાઇમા વધારે પરોવાઇ ગયો હતો ઇ સ ૧૬૮૩ (સ ૧૭૩૯)મા તેણે અહમદનગરને લડાઈનુ કેન્દ્રસ્થાન બનાવ્યુ અને શાહઆલમને કોકણમા તથા અઝીમને ખાનદેશમા મોકલી પોતે ઔરંગાબાદમા રહ્યો ત્યાથી તે પાછો દિલ્હી આવી શક્યો જ નહોતો અને દક્ષિણમાજ ઇ સ ૧૭૦૭મા મરણ પામ્યો દસ્તાવેજમાનુ ઉપલુ વાક્ય રાજકીય પરિસ્થિતિને અનુલક્ષીને જ વાપર્યું જણાય છે ૨. **રાજદૈવક લાગે**-રાજાના અથવા દૈવના કોપથી નુકસાન થાય આ પ્રયોગ પણ સસ્કૃત દસ્તાવેજોમાથી આવેલો છે, જેમકે **समस्तराजकदैव कपद्यात् वातपित्तश्लेष्मरोगात् योगक्षेमादिकमुत्पद्यते तत्सर्वं धारणिकस्य** (लेखपद्धति पृ ४१)।

**ભોગીલાલ જ. સાંડેસરા.**

# परिशिष्ट

## ( १ )

### गृहविक्रयपत्रविधिः

सं० १२८८ वैशाखशुदि १५ गुरावद्येह श्रीमदणहिल्लपाटके समस्तराजावलीसमलङ्कृतमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारक-उमापतिवरलब्धप्रौढप्रतापसंशोषितारातिनिकरसप्तमचक्रवर्त्तीपार्वतीपतिप्रसादसम्पादितराजलक्ष्मीस्वयंवरअभिनवसिद्धराजरिपुराज-भीमश्रीमद्भीमदेवकल्याणविजयराज्ये तत्पादपद्मोपजीविनि महामात्यश्री अमुके श्री श्रीकरणादौ समस्तमुद्राव्यापारान् परिपन्थयति सतीह अमुकामुकपथके ह्यमुद्रायां महं० श्री विजयसिंहेऽधिकुर्वति सति पथं काले प्रवर्त्तमाने राज० श्रीचतुर्भुजस्य देवस्य प्रसादपत्तलायां भुज्यमानदन्दाहीयपथके वाळूआग्रामे तन्नियुक्तवाहकराज० अजयसिंह महं० यशश्चन्द्रसुतमहं० जाजलप्रभृतिपञ्चकुलप्रतिपत्तौ गृहविक्रयपत्रमभिलिख्यते यथा। यत् व्य० आशाकेन नागरज्ञातीय महं० मालासुत गोदापार्श्वात् पूर्वपुरुषोपार्जितं द्विभूमिकं कावेलुकैः छन्न द्वरितं समालिन्दकं पूर्वाभिमुखं सफलहिकं कोटहीसहितं पूर्वरीत्या यथा निर्गच्छमान-जलमार्गयुतं स्वसीमापर्यन्त चतुराघाटोपेतं नवनवत्याचारेण सवृक्ष-मालाकुलं नवनिधानपूर्णं आचन्द्रार्कं शाकपणिकान्यायेन मूल्येन पञ्चमुखनगरविदित गृहमूल्ये द्रम्म ५०० पञ्चशत द्रम्मैर्गृहीतम्। अत ऊर्ध्वं गृहमिदं व्यवहारकेण पुत्रपौत्रपरम्परया यदृच्छया भोक्तव्यं यद्रोचते तत्कार्यं गृहस्यास्य। यथासन्तिष्ठमानालिखित-गृहविक्रयपत्रानन्तरं गृहेऽस्मिन् मन.स्वेच्छया नवीनः कर्मस्थायः कारापयः। धर्मेण गृहमिदं देयम्। अथान्यहस्ते विक्रेतव्यम्। इहार्थे धारणिकेन गृहस्यास्यविक्रीतस्य विषये व्यवहारकसमं वादविवादः किहद्धोऽपि न कार्यः। इहार्थे उपरिलिखितविधेर्नि-र्वहणाय अन्यगोत्रिदायादरायवर्गीयकन्दलनिवारणाय पत्रहस्तान्य-व्यवहारकप्रधानिवारणाय दापापितास्त स्य अमुकज्ञातीय अमुका-मुकजना व्यवहारकस्य सन्तानपरम्परया विक्रीतगृहं भोगयतः

समस्तवादविवाद निवारयन्ति । एकेन सर्वं सर्वैरप्येक । परस्पर-मुत्तरमपरस्याकुर्वंत लिखितपत्रविधिर्व्यवहारकसमं निर्वहणीया । इहार्थे धारणिकरक्षपालानां नामानि । पत्रं प्रमाणम् ।

## ( २ )

## गृहाड्डाणकपत्रविधिः

सं० १२८८ वैशाखशुदि १५ सोमेऽद्येह श्रीमदणहिल्लपाटके समस्तराजावलीसमलङ्कृतमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकउमापतिवरलब्धप्रौढप्रतापसंशोषितारातिनिकरसप्तमचक्रवर्त्तीपार्वती-पतिप्रसादसम्पादितराजलक्ष्मीस्वयंवरअभिनवसिद्धराजरिपुराजभीमश्रीमद्भीमदेवकल्याणविजयराज्ये श्री चन्द्रावत्यां राउलश्रीधारावर्ष-पञ्चकुलप्रतिपत्तौ गृहाड्डाणकपत्रमभिलिख्यते यथा। धनिको नाम नामतः अमुक ग्रामवास्तव्य अमुकज्ञातीय अमुकाकसुतअमुकाय लाभाय स्वधन प्रयुङ्क्ते । अस्य च हस्ताक्षराणि धारणिको नाम नामतः । इहैव वास्तव्य वायटज्ञातीयव्य० कूरासुतखराकेण स्वीयसमुत्पन्नप्रयोजन-वशात् श्री श्रीमालीयखरटंकशालाहतचि: परीक्षितहट्टव्यवहारियव-प्रचलित श्रेष्ठ श्री श्री विश्वमल्लप्रियद्र० ४०० चत्वारिंशतानि द्रम्मा व्यवहारकपार्श्वात् गृहीताः । अमीषां द्रम्माणां व्यवहारकस्य मनोविश्वासनिमित्तं पूर्वपुरुषोपार्जित अद्यापि भुज्यमानं सफलहिकं चतुर्दिक्षु वरंडिकावृत्तं पट्टशालारसवतीसमन्वित कवेलुकै समाच्छन्नं दलितं द्विभूमिकं पूर्वाभिमुखं स्वगृहं अधो-विलिखितचतुराघाटोपेतं वृद्धिफलभोगाचारे अड्डाणके मुक्तम । गृहस्य भाटकं नहि । द्रम्माणां व्याज नहि । अयं वृद्धिफलभोगाचारः । गृहस्य आघाटा यथा । पूर्वस्यां दिशि देवसदनस्य वरण्डिकायां सीमा, दक्षिणस्यां दिशि पा० देवडगृहनीवपाते सीमा, पश्चिमायां दिशि राजभवनकोटर्डीमर्यादा । एवं चतुराघाटोपेतं पूर्वपुरुषोपार्जितं स्वगृहं मया व्यवहारकस्य मनोविश्वासनिमित्तं अद्यदिनपूर्वं पञ्चवर्षाणि बन्धीकृत्य अड्डाणके मुक्तम् । यदि गृह-स्याङ्गजगोत्रिदायादराजकुलप्रभृतिना व्यवहारकस्य किदृशोऽप्यु-पक्षयो जायते स सर्वोऽपि धारणिकेन निर्वहणीयः । अथ कदापि व्यवहारकस्य भीडायां जातायां द्रम्मा विलोक्यन्ते तदा धारणि-

पमान्मय द्रम्मा ग्राह्याः । नो वा धारणिकविदितमन्यव्यवहार करहस्ते पद्रमङ्गाणक दत्वा द्रम्मा ग्राह्या । गृहमिदं दैववशादग्नि दाहेन अतिजलपाताद्वा ज्वलति पतति धूपति तदा धारणिकेन निजवित्त व्ययित्वा तादृशमेव गृहं काराप्य व्यवहारकस्य देयम् । अथ कदापि धारणिकः स्वयं कारयितुं न शक्नोति तदा व्यवहारकेण अमीकपायाउपरि धारणिकविदित तादृशमेव काराप्यम् । पाठकिवेल्लूकडीयमजूरप्रभृतीनां लागिद्रम्मा व्याजसहिता सोपेक्षया धारणिकविदितं पत्रे चटाप्या । गृहमध्ये कोष्ठकं कृत्वा अथ भूमायेव चणकलवण वा व्यवहारकेण न क्षेपणीयम् । तेनो पद्रवेण यदि कीदृशोऽपि गृहे विनाश स्यात् ततो व्यवहारकेण स्वीयद्रव्य व्ययित्वा गृहं समराप्यम् । पत्र व्यवहारकेण लिखितावधि यावन्निजमनोहार्यां गृहे भोगवनीयम् । अथवेरूपं प्रतिवर्ष दीपोत्सवे सामकसोपक्षैर्द्रम्मैर्वृत्ते त्रुटति । दीपोत्सवादूर्ध्वं प्रतिपद्दिने ग्रन्थिबद्धैरपि द्रम्मैधारणिक छोटयितु न लभते । अस्योपरि लिखितविधेः पलापनाय सामकसोपक्षयद्रम्माणां दापापनाय अन्यगोत्रिक्षायादपत्रहस्तान्यव्यवहारिकवादिसमस्तरक्षा न्निवारणाय दापापितआधिपालप्रतिभूअमुकज्ञातीय अमुकसुतअमुकामुकाकौ द्वौ चरौ वा लिखितपत्रविधि समग्रामपि धारणिकवद् व्यवहारकसमं निर्वहतः । एकेन सर्वे सर्वस्यैकः । एकेन व्यवहारकस्य हस्तप्राप्तेन अपरस्योत्तरमकुर्वतो धारणिकवत् व्यवहारकलिखितपत्रविधे निखिलोऽपि निर्गमो विधेय । परस्परमुत्तरप्रत्युत्तरो न कार्य । इहार्थे धारणिकआधिपालानां स्वहस्तेन आधिवाससत्कीयपञ्चसाक्षिविदितं प्रदत्तमतानि । लिखितपत्रमिदं उभयाभ्यर्थितेन पारयोजयतावेन । हीनाक्षरमधिकाक्षरं वा प्रमाणम ।

( ३ )

## विभङ्गपत्रविधिः

संवत् १९८८ वर्षे कार्त्तिकशुदि १५ गुरावद्येह यथावर्त्तमानराजावलीपूर्वं विभङ्गपत्रमभिलिख्यते यथा । यत् पितुः परलोकप्राप्तस्यनन्तरं चत्वारो भ्रातर पृथग्धना जायन्ते । तदेभिभ्रातु-

र्भिर्भ्रातृभि र्नैजायमानै प्रथमं पितृऋण राजकीयदेय देवसंवन्धि स्वजनसंबन्धिदेयं तथा व्यवहारकाणां च देयं सर्वमेवाग्राह्ये विधाय समग्रगृहवार्त्तायां मणिमाणिक्यप्रवालमुक्ताफलाङ्कनाणक-सुवर्णरूप्यमयमाभरण तथा सप्तधातुमयमपर च घटितमघटितं भूमि-गतबहि स्थितं च राच्छापोच्छादिकं तथा गोधूमजोवारिमुद्गमाष-व्रीहितिलतूवरिशालरचुला मालमसूरसरसवप्रभृतिधान्यानि गुड-खडघृततैलमधुप्रभृतिस्नेहरसास्तथा अश्वोष्ट्रमहीषीगोअजाखरगा-डरप्रभृतिचतुष्पदधन क्षेत्रखलसम्बन्धि लांगडिपाटगडाछकडाग्रा-हिनोप्रभृतिवाहनानि तथा पावडाकुहाडाकुदालाकुसिदात्रलोहडी-तावाप्रभृतिलोहमयं वस्तु हललाङ्गलमहणिदीवडाप्रभृतिकृपक्षेत्रोप करणानि भाजनटावाटोसयकांसीयाप्रभृतिकांस्यमयानि राच्छानि तथा कडाहितावडीप्रभृतिताम्रमयानि तथा देघडोपडघाईडोली-टकडावृजारांपूपहडपालभृंगारप्रभृतिपित्तलमयानि भाण्डानि च कांस्यताम्रपित्तलवरलोमय समग्रं वस्तु तथा घण्टीनीशाउदूखल-मूसलचुकीवटसेजषटप्रभृतिगृहमण्डनादि राछपोछादिक सर्वं कां-जिकाधानीवीजमर्यादीकृत्य अपरं मृण्मय कुम्भणीगुदाकोठीप्रभृतिकं च सर्वमित्यादि गृहवार्त्ता कुटुम्बवृद्धैर्ज्ञातीमुख्यैश्च चतुर्भिर्जनैर्विचार्य निच्छद्मवृत्या पञ्चभिर्विभागैर्विभज्य प्रदत्ता। एको विभागो मातु प्रदत्तः। अवशिष्टाश्चतुरो विभागाश्चतुर्णां भ्रातृणां प्रदत्ता। अथ कदापि एक सुतः सुता वा अविवाहिता भवति तत साध्यगृह वार्त्तामध्यात् कुटुम्बवृद्धानां चतुर्णां मुखेन तेषां पाणिग्रहणोपक्षय पञ्चभिरपि विभागादेशै. सम एव जनन्या हस्ते दातव्य। माता निजमनोहार्या यस्य सुतस्य मध्ये रहति तेन निजगोत्रदेवीवत् निजमातृभक्तिः कार्या। तथा मातुर्जातु विपत्यां और्ध्वदेहिकक्रिया एकादशाद्वादशाहप्रभृतिका समस्ता तथा सवत्सरं यावत् दीपदा-नमासिकषाण्मासिकसांवत्सरं निजकुलाचाररीत्या नवाहपक्षमास त्रिपक्षादिक्रिया.सर्वा मातृविभागग्राहकेन सुतेन श्रद्धापूर्वं प्रतीति-सहित सर्वं स्वर्गस्थितमातु श्रेयोर्थं कर्तव्यम्। तथा मातुर्विपत्तेर-नन्तरं अपरिणीतबान्धवभगिनीनां विवाहार्थं रक्षापितपञ्चविभाग मध्येऽन्यद्रव्य चतुर्भिर्कुटुम्बवृद्धै. पर्यालोच्य सुशीलस्य श्रद्धापरस्य स्नेहवतोऽव्यसनिन एकस्य सुतस्य हस्ते दातव्यं यथा स पितृवत्

महाचिन्तापरस्तेषां विवाहं करोति । तथा एभिः सर्वैरपि बान्धवै पृथग्भूतैः निजनिजविभागादत्तद्रव्य व्यवसायेन वर्धनीयम् । अथ व्यसनेन भक्षयित्वा न घोटनीयम् । तथा सर्वे भ्रातरः पृथग्भूता. स्वीयस्वीयकर्मभाग्यवशात् नवीनं द्रव्यं लक्षसंख्यया उपार्जयन्तु । अथवा अग्रीकमप्यामूल भक्षयन्तु । पुनरात्मनां मध्ये परस्परं कस्यापि ऋद्धिमतो बान्धवस्य सम हीनवित्तेन बान्धवेन तृष्णाभिभूतेन वाक्‌विवादः किंदशोऽपि न विधातव्य । परस्परं भागविभागः किंदशोऽपि नहि । तडागेऽपि पानीय साध्यं नहि । परस्परमात्मनां मध्ये केवल जातमृत्युसूतकेन गृह्यन्ते । अन्यः कोऽपि भागसंबन्धो नहि । परस्परमेकस्य व्यवहारेणापि न गृह्यन्ते । आत्मीयकृतकर्मणा सर्वेऽपि गृह्यन्ते । अथ चतुर्णां भ्रातृणां मध्यादेकः कोऽप्यात्मीयविभागात द्रव्यं भक्षयित्वा अपरेषामृद्धिमसहमानो गृहवार्त्तावाचनाय कूटकपट कुरुते स कुटुम्बवृन्दे तथा परपुरुषैः दापापितरक्षपालैश्च चतुर्भिर्जनैः लिखितविभङ्गाक्षरप्रमाणेन विधिलोपकर्त्ता निवारणीय. । इहार्थे समस्तभ्रातृणां तथा ज्ञातीय यथानामदापापितरक्षपालानां पृथक् स्वहस्तेन दत्तमतानि । तथा ज्ञातीवृद्धानां विभागकर्तृणां चतुर्णामपरेषां च बहूनां पत्र लिखित साक्षीवादसहितं विभङ्गपत्र प्रमाणमिति ।

## જયંતિલાલ નરોત્તમ ધ્યાની

ભાઇશ્રી ધ્યાનીનો જન્મ ભરૂચ જીલ્લાના શુકલતીર્થ ગામમાં થયો છે. એઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ નરોત્તમ નાગેશ્વર અને માતાનું નામ બાઈ ઉજમ છે. એમનું પ્રથમ લગ્ન સામવેદના સુપ્રસિદ્ધ પંડિત મહુગત પ્રાણશંકર ભવાનીશંકરનાં પુત્રી સ્વ. સવિતાબ્હેન સાથે થયું હતું. બીજું લગ્ન શ્રીમતી હંસા સાથે થયું છે.

ગુરૂ કૃપાએ એમને સંસ્કૃત, હિંદી અને ગુજરાતી પર પ્રીતિ થઈ. ગુજરાતી સાહિત્યનું નરસિંહ યુગથી માંડીને અર્વાચીન યુગપર્યંત અધ્યયન કર્યું છે. લાંબા સમયથી પોતે હાઇસ્કૂલની વિનીત કક્ષામાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે.

બાલજગતમા ભાઇશ્રી ખૂબ જાણીતા છે. ગુરૂકુળ વિનયમંદીર, પ્રાથમિક શાળા, માધ્યમિક શાળા અને કન્યાશાળામા એમણે રસપૂર્વક કામ કર્યું છે.

ચારિત્ર્યની કેળવણીમાં પોતે ખૂબ માને છે. ગાંધીયુગની એમના જીવન પર ભારે અસર છે.

ગુજરાતી સાહિત્યમાં એમણે કેટલાંક કાવ્યો રચ્યાં છે. તેમાંના ઘણા અપ્રસિદ્ધ છે. સ્વામી રામતીર્થને એઓ સારી રીતે માને છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| (૧) સુવર્ણ મહોત્સવ | પ્રસિદ્ધ |
| (૨) વ્રત વિચાર | ,, |
| (૩) આશ્રમનો આત્મા | ,, |
| (૪) શબરી | ,, |
| (૫) બાલબંધુદય | અપ્રસિદ્ધ |
| (૬) રામહૃદય | ,, |
| (૭) સ્વદેશ સેવા | ભાષાંતર |
| (૮) રાષ્ટ્રીય કક્કો | ,, |
| (૯) સ્વાસ્થ્ય રક્ષા | અપ્રસિદ્ધ |
| (૧૦) ઉર્મિલા | ,, |

## ડુંગરસિંહ ધરમસિંહ સંપટ

એઓ કચ્છ અંજારના વતની, જાતે ભાટીઆ છે એમનો જન્મ અંજારમા સં ૧૯૩૮ મા જેઠ સુદ પાચમના રોજ થયો હતો એમના પિતાનો કલકત્તામા વેપાર હતો એટલે એમનુ બાળપણ ત્યા વિત્યુ હતુ એમનુ લગ્ન સં ૧૯૫૭મા અંજારમા બાઇ રમાબાઈ સાથે થયુ હતુ

એમણે પ્રાથમિક શિક્ષણ લીધેલુ છે એ સંબંધમા વધુ વિગતો શ્રીયુત મગનલાલ આસનમલ કીરનાની નોંધમાથી ઉતારીશુ —

શે ધરમસિંહ, ધરમસિંહ વનભદાસના નામે પોતાની પેઢી ચલાવતા હતા ભાઇશ્રી ડુંગરસિંહની બાલ્યાવસ્થા કલકત્તા ખાતે ગુજરી, જ્યા તેઓએ અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કર્યો પછી અંજાર આવ્યા જ્યા વધુ અંગ્રેજી અભ્યાસ કરવાની સગવડ ન મળવાથી શાસ્ત્રી નિર્ભયશંકર પાસે ભાડારકરકૃત માર્ગોપદેશિકા તથા મ દિરાન્ત પ્રવેશિકાનો અભ્યાસ પુરો કરી રઘુવંશ અને મેઘદૂત કાવ્યો ભણ્યા ૨૦ વર્ષની ઉમરે રંગુન ખાતેની મેસર્સ અમરચંદ માધવજીની કંપનીની પેઢીમા પોતાના પિતાશ્રી સાથે જોડાયા દોઢ દોઢ વર્ષને અંતરે છ મુસાફરીઓ રંગુનની કરી જે દરમ્યાન કંપની તરફથી મોલમીન, ઇકીયાબ વગેરે ઠેકાણે પેઢીઓ સ્થાપન કરી સંવત્ ૧૯૭૧ મા મજકુર કંપનીની કલકત્તા ખાતેની પેઢી ઉપર તેમને મોકલવામા આવ્યા જ્યા પાચ વર્ષમા ચાર મુસાફરીઓ કરી કલકત્તામા પાછુ અંગ્રેજીનુ જ્ઞાન વધારવા સારૂ માસ્તર રાખીને શેક્સપીયર, સ્પેન્સર, બાયરન, વર્ડ્સવર્થ, મેકૉલે અને ટેનીસન વગેરે કવિઓના કાવ્યોનો સારો અભ્યાસ કર્યો અને તેની સાથે શાસ્ત્રીની મદદથી ઉપનિષદો અને બ્રહ્મસૂત્રો વાચ્યા બંગાળમા રહી બંગાળી ભાષા લખતા વાચતા શીખ્યા એટલુંજ નહિ પણ બંગાળી સાહિત્યમા બંકિમચંદ્ર ચેટરજી, કેશવચંદ્રસેન, રાજા રામમોહન રાય, મધુસુદન દત્ત વગેરેના પુસ્તકોનો અભ્યાસ કર્યો સંવત્ ૧૯૭૪ મા કરાચી ખાતે મજકુર કંપનીના મેનેજર તરીકે બદલી થઇ ત્યા સ્વામી વિદ્યાનંદ પાસેથી વિચારસાગર, વૃત્તિપ્રભાકર અને તત્વાનુસંધાન સમજી લીધા સંવત ૧૯૭૭ મા પાછુ રંગુન જવાનુ થયુ જ્યાથી સંવત્ ૧૯૭૮મા મોલમીનના મેનેજર તરીકે કંપનીએ તેમને મોકલ્યા સંવત્ ૧૯૬૪થી મજકુર કંપનીઓમાથી તેમના પિતાશ્રીનો ભાગ તેમનેજ મળતો થયો મોલમીનમા

ત્રણ વર્ષ રહીને બુદ્ધ સાધુઓ પાસેથી બુદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો. સંવત ૧૯૮૨ માં તેઓ મેસર્સ અમરચંદ માધવજીની કું. માંથી છૂટા થયા અને કરાંચી ખાતે મેસર્સ મુલરાજ લીલાધરના નામની પોતાની પેઢી સ્થાપી, જેનો વહીવટ તેઓએ આજ દિન સુધી ચાલુ રાખેલ છે. તેમને દેશાટન કરવાનો ભારે શોખ છે. તેઓએ કાશ્મીર, સીલોન, બરમા, બંગાલ, ગુજરાત, કાઠીઆવાડ, મહારાષ્ટ્ર, મદ્રાસ, મલબાર, રજપુતાના સંયુક્ત પ્રાન્તો અને નોર્થ વેસ્ટર્ન પ્રોવિન્સમાંના દરેક મુખ્ય શહેરોની મુલાકાતો લીધી છે. હિમાલયના અંદરના ભાગોમાં પણ પ્રવાસ કરેલો છે.

પ્રવાસની પેઠે લેખન વાચન માટે પણ તેમને ભારે શોખ છે, અને તેને લઈને તેઓ વખતો વખત જુદા જુદા ગુજરાતી માસિકોમાં લેખો લખી મોકલે છે, તે જેમ માહિતીપૂર્ણ તેમ અનુભવપરથી અને વિચારપૂર્વક લખાયલા હોય છે.

## —: એમની કૃતિઓ :—

(૧) હિમાલયના પુણ્ય પ્રદેશમા

(૨) કચ્છી વદાણવટાનો જુનો ઇતિહાસ

(૩) કચ્છનો વેપારતંત્ર

(૪) ભાટિયા બેકારી કેમ ટળી શકે?

## નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત

એઓ ઇડર સ્ટેટના બાયડ ગામના વતની, જાતે શ્રીગૌડ બ્રાહ્મણ છે. એમનો જન્મ બાયડ ગામે તારીખ ૮મી ઑગસ્ટ ૧૮૯૭ના રોજ થયો હતો. એમના પિતાનું નામ ભોગીલાલ અનોપરામ અને માતાનું નામ શ્રીમતી મંછાબા કુબેરભાઇ ઉપાધ્યાય છે.

એમનુ લગ્ન સન ૧૯૧૭મા હાસરા તાલુકાના વનોડા ગામે શ્રીમતી સરસ્વતીબ્હેન સાથે થયુ હતુ

પ્રાથમિક અભ્યાસ એમણે બાયડ તથા અમદાવાદ કર્યો હતો, માધ્યમિક અમદાવાદ તથા ઉમરેઠમા અને કૉલેજ શિક્ષણ ગુજરાત કૉલેજમા લીધુ હતુ

સન ૧૯૧૯મા તેઓએ બી. એ, ની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમા સંસ્કૃત ઑનર્સ સાથે પાસ કરી હતી. તે પછી એક વર્ષ કૉલેજમા દક્ષિણા ફેલો તરીકે કામ કર્યું હતું, અને સને ૧૯૨૧મા સંસ્કૃત અને ઇગ્રેજી વિષયો લઇને એમ. એ; થયા હતા. સને ૧૯૨૧ થી ૧૯૨૩ સુધી તે ગુજરાત કૉલેજમા અંગ્રેજીના અધ્યાપક હતા.

હાલમા તેઓ જુનાગઢમા બાહદ્દિન કૉલેજમા સંસ્કૃતના મુખ્ય અધ્યાપક તરીકે કામ કરે છે. સાહિત્ય અને તત્ત્વજ્ઞાન એમના પ્રિય વિષયો છે. શંકરાચાર્યનુ તત્વજ્ઞાન એમને ખાસ આકર્ષક છે, અને કૉલેજ જીવનમા પ્રિન્સિપાલ આનન્દશંકર ધ્રુવે એમના પર ઉજ્જ્વળ સંસ્કાર પાડયા હતા.

વળી એમણે ૧૯૨૬મા બી ટી. ની પરીક્ષા બીજા વર્ગમા પાસ કરી હતી.

જુનાગઢ આર્કીઑલોજીકલ સોસાઇટીના તેઓ માનદ મંત્રી નિમાયલા છે.

ભાસના બે નાટક स्वप्नवासवदत्त અને प्रतिमानाटक એમણે ઈંગ્રેજી અનુવાદ અને ઉપોદ્‌ઘાત સાથે સંપાદન કરેલા છે, અને વિદ્‌દ્‌વર્ગે તેની પ્રશંસા કરેલી છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને એમણે પ્રો. કિથકૃત સંસ્કૃત નાટકનો તરજુમો ગુજરાતીમા કરી આપ્યો હતો તે બે ભાગમા છપાયો છે.

### —: એમની કૃતિઓ :—

| | |
|---|---|
| ભાસકૃત स्वप्नवासवदत्त | ૧૯૨૯ |
| „ प्रतिमानाटक | ૧૯૩૦ |
| સંસ્કૃત નાટક કીથકૃત—અનુવાદ ભા. ૧ | ૧૯૩૩ |
| „ „ ભા. ૨ | ૧૯૩૪ |

## નટવરલાલ રણછોડદાસ શાહ, બી. એ; એસ. ટી. સી.

એઓ જંબુસર (જી. ભરૂચ)ના વતની, જ્ઞાતે દશા પોરવાડ વૈષ્ણવ વણિક છે. એમનો જન્મ સન ૧૮૯૪માં જંબુસરમા થયો હતો. એમના પિતાનું નામ રણછોડદાસ દામોદરદાસ શાહ અને માતુશ્રીનું નામ સુવર્ણાબ્હેન હરગોવિંદ નાણાવટી છે. એમનું લગ્ન જંબુસરમા સન ૧૯૨૭ માં શ્રીમતી કુસુમગૌરી સાથે થયું હતું.

પ્રાથમિક કેળવણી એમણે જંબુસરમાં લીધી હતી; અને માધ્યમિક અને ઉંચી વડોદરામાં; તે દરમિયાન એમને સ્કોલરશીપ પણ મળેલી, તેમ કોલેજ જીવનની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેતા. ગુજરાતી ડીબેટીંગ સોસાઇટીના તેઓ પ્રથમ સેક્રેટરી હતા.

હાલમાં તેઓ G. A. V. High School રંગુનમા એસિ. હેડમાસ્તર છે. કાવ્ય, નાટક, સાહિત્ય એમના પ્રિય અને અભ્યાસના વિષયો છે. નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ નડિયાદમાં મળેલી તેમા એમણે મીરાંબાઇનો કાળનિર્ણય એ વિષયપર મનનીય નિબંધ રજુ કર્યો હતો; ગુજરાતી માસિકોમાં પણ તેઓ વખતોવખત લેખો લખી મોકલે છે.

### :: એમની કૃતિઓ ::

| | | |
|---|---|---|
| (૧) કવિશ્રી બાણભટ્ટકૃત હર્ષચરિત્રનો ગુ. અનુવાદ | | ૧૯૨૦ |
| (૨) કવિશ્રી કાળીદાસકૃત પુષ્પબાણ વિલાસનો | ,, | ૧૯૨૧ |
| (૩) ભક્તશ્રી જયદેવકૃત ગીતગોવિંદનો | ,, | ૧૯૨૫ |
| (૪) કવિરાજ ધોળીકૃત પવનદૂતનો | ,, | ૧૯૩૧ |



## પેોંચાજી નસરવાનજી પાલીસવાળા

એઓ જાતે જરથોસ્તી છે, લેખન વાચનનો સારો શોખ છે, ક્રિકેટની રમત પાછળ ફિદા છે. એઓ મુંબાઈના વતની છે; અને જન્મ મુંબાઇમાં ૨૫ મી ડિસેમ્બર સન ૧૮૭૯ ના રોજ થયો હતો. તેઓ કુંવારાજ છે, મેટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસ કરેલો છે.

સાંજવર્તમાન દૈનિક પત્રમાં તેઓ સ્પોરટીંગ–બાબતના અધિપતિ તરીકે કામ કરે છે.

નવલકથાનું માહિત્ય એમને ગમતું નથી પણ નીતિરીતિના વાચન માટે ખાસ પ્રેમ ધરાવે છે.

ક્રીકેટને લગતું સાહિત્ય એમણે પુષ્કળ લખેલું છે; તેમ શારીરિક કસરત પ્રતિ પણ લક્ષ આપેલું છે. એ સઘળું સાહિત્ય અંગ્રેજીમાં છે; ચાલુ વર્ષમાં એમણે ત્હારે ચરણે નામનું પુસ્તક ગુજરાતીમાં બહાર પડયું છે, તે એમની મનોવૃત્તિનું સૂચક થશે.

### —: એમની કૃતિઓ :—

(૧) ત્હારે ચરણે ૧૯૩૫



## પોપટલાલ જેચંદ અંબાણી

એમનો જન્મ ૧૯-૧૧-૧૮૭૯ ને રોજ બિલખામાં થયો હતો. જ્ઞાતે મોઢ વાણીયા. વતની બિલખાના. તેમના પિતાશ્રીનું નામ જેચંદ નથુભાઈ અંબાણી, માતાનું નામ હરખબાઈ. માતાને એકના એક સંતાન હોવાથી લાડકોડમાં ઉછરેલા. તેમનો પ્રાથમિક અભ્યાસ બિલખામાં જ થએલો. પછી પ્રવેશક પરીક્ષા આપી રાજકોટની ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા. ત્યાં બે વર્ષ શિક્ષક માટેની તાલીમ લઇ અમદાવાદની પી. આર. ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા અને સને ૧૯૦૦ ની સાલમા પહેલે નંબરે ત્રીજું વર્ષ પાસ કરી શિક્ષણ માટેનો હોપ મેડલ મેળવ્યો, અને કાઠિયાવાડના કેળવણીખાતામા શિક્ષક તરીકે જોડાયા.

છેલ્લાં બાર વર્ષથી તેઓ બાર્ટન ટ્રેનિંગકૉલેજના હેડમાસ્તર તરીકે છે. શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સરસ્વતીચંદ્રની તેમના પર ખાસ અસર થઈ છે. સને ૧૯૧૮ થી તેમણે સાહિત્યસેવાની શરૂઆત કરી. "શાળાપત્ર" "કેળવણી" "સૌરાષ્ટ્રશિક્ષક" વગેરેમા તેમણે વિજ્ઞાન, શિક્ષણ અને ભૂગોળ ઉપર પુષ્કળ લેખો લખ્યા છે. અને તે રસથી વંચાય છે તથા પ્રશંસા પામ્યા છે.

હાલ તરતમાં તેમનો શોખનો વિષય ભૂગોળ છે. જો કે સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય; તેમનું વાચન અને ચિંતન ઉંડું છે. પરંતુ હાલ તરતમા તેમણે પોતાનું બધું લક્ષ ભૂગોળ પરજ એકત્ર કર્યું છે, તેમણે લખેલા ભૂગોળનાં પુસ્તકો ( ત્રીજા ધોરણથી શરુ કરી મેટ્રીક સુધીના ) વિદ્યાર્થીવર્ગ અને શિક્ષકમંડળમાં આદરપાત્ર નીવડયાં છે. અને પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારાયાં છે.

### —: એમના ગ્રંથોની યાદી :—

૧ ગુજરાત
૨ મુંબાઇ ઇલાકો
૩ હિંદુસ્તાન
૪ પૃથ્વી
૫ પૃથ્વીનો સંક્ષિપ્ત પરિચય
૬ પૃથ્વીનો પરિચય

## પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત

એઓ સુરતના વતની, ન્યાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ છબિલારામ દોલતરામ દીક્ષિત અને માતુશ્રીનું નામ ડાહીગૌરી છે. એમનું પ્રથમ લગ્ન સન ૧૯૦૬ માં સુરતમા જયમતીગૌરી સાથે થયું હતું, અને તેમનું મૃત્યુ થતા બીજીવારનું લગ્ન સન ૧૯૨૦ મા નડીયાદમા શ્રીમતી રાજેન્દ્રબાળા સાથે થયુ હતું.

એમણે પ્રીવીયસની પરીક્ષા સુધીનો અભ્યાસ કરેલો છે અને સાહિત્ય અને ધર્મ એમના પ્રિય વિષયો છે અને લેખન કાર્ય એ એમનો મુખ્ય વ્યવસાય છે.

બંગાળી, હિન્દી, સંસ્કૃત વગેરેનુ પણ એમણે સારૂં જ્ઞાન પ્રાપ્ત કરેલું છે; અને એમના એ શોખને લઈને તેઓ આજ સુધીમા નીચે પ્રમાણે પુસ્તકો તૈયાર કરવા શક્તિમાન થયા છે.

### —: એમની કૃતિઓ :—

(૧) બાલ-કાલિદાસ
(૨) કાલિદાસનાં નીતિવચનો
(૩) દત્તપ્રબોધ કલ્પદ્રુમ સ્કન્ધ ૧-૨
(૪) નવનાથ ચરિત્ર ભા. ૧લો
(૫) ,, ,, ભા. ૨જો
(૬) દત્તપ્રબોધ કલ્પ દ્રુમ ૩જો સ્કંદ
(૭) ,, ,, ૪થો ,,
(૮) શ્રી કૃષ્ણ-લીલા-ભાવાર્થ દીપિકા
(૯) દત્તાત્ય મહાત્મ્ય
(૧૦) કુલ-લક્ષ્મી કમલા
(૧૧) પ્રણયકુંજ
(૧૨) પ્રસન્ન કથાકુંજ
(૧૩) આનંદ મઠ
(૧૪) દેવી ચૌધરાણી
(૧૫) સતી મહિમાપા ને પાંચ સતીઓની વાર્તા
(૧૬) બાલપંચતંત્ર

(૧૭) ઇન્ડિયન ક્લાસ રીડર્સ પ્રિમરની નોટ્સ
(૧૮) બાલ-ભાગવત
(૧૯) બાલ-હિતોપદેશ
(૨૦) ગુજરાતના નાથની નોટ્સ
(૨૧) વિપિનની નોટ્સ
(૨૨) બેન્જામિન કિડ કૃત સામાજીક ઉત્ક્રાન્તિ યાને Social Evolution નો અનુવાદ.
(૨૩) 'લક્ષ્મીની લાલસા' એડગર વોલેસ કૃત A clue Of the New in નો અનુવાદ.

તા. ક. ઇ. સ. ૧૯૧૫ માં હરદ્વારવાળા ગુરૂમંડળ આશ્રમના સ્વામી શ્રી આત્માસ્વરૂપજીનો સમાગમ થતાં તેમના વ્યાખ્યાનો લખતાં કરતા ઘણું ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત થયું.



## મણિલાલ દલપતરામ પટેલ

એઓ જ્ઞાતે લેઉઆ પાટીદાર અમદાવાદના વતની છે; એમના પિતાનુ નામ પટેલ દલપતરામ મોતીરામ અને માતાનુ નામ બાઇ જીવકોર ભગવાનદાસ હતુ એમનો જન્મ તા ૧૧-૮-૧૮૬૬ ના રોજ અમદાવાદમા થયો હતો એમનુ પ્રથમ લગ્ન ૧૮૭૫ મા બાઇ દિવાળીબાઇ સાથે અને બીજુ લગ્ન સન ૧૯૦૦ મા બાઇ ડાહી ઉર્ફે ચચળ સાથે થયુ હતુ

એમણે હાઇસ્કુલ સુધીનુ માધ્યમિક શિક્ષણ લીધેલુ છે, અને તે પછી આખુ જીવન જ્યુડિશિયલ ખાતામા ગાળ્યુ હતુ, અને ફર્સ્ટક્લાસ ગ્રેડના નાજરના હોદ્દે પહોચ્યા હતા

શાળામા હતા ત્યારથી એમને વાચનનો શોખ તેને લઇને તેઓ સોસાઈટીમા સભ્ય થયા હતા અને તેના તરફથી "દુનિયાની બાલ્યાવસ્થા" એ નામનુ પુસ્તક લખી આપવા બદલ રૂ ૭૫) નુ ઇનામ મળ્યુ હતુ

અગ્રેજી ગુજરાતી તેઓ સારૂ બોલી શકે છે અને તેને લઇને એમના કેટલાક મિત્રો ડૉ જોનસન કહીને તેમને સબોધે છે

વલ્લભ સપ્રદાયના તેઓ ચુસ્ત અનુયાયી છે, અને ભાગવત, ગીતા વગેરે એમના પ્રિય પુસ્તકો છે

એમનો અગ્રેજી પત્રવ્યવહાર નામનું પુસ્તક સામાન્ય જનતામા વખણાયુ છે, તેમ "છુપી પોલીસ" પણ એવુ આકર્ષક નિવડ્યુ છે

સોસાઇટી તરફથી ગુજરાતી કોશ બહાર પાડવાનો હતો તેમા પારિભાષિક શબ્દોનો ભડાર દરેક કારીગર વર્ગને પુછી સગ્રહેલો તે સોસાઈટીને કાઈ પણ મહેનતાણુ લીધા વગર આપેલો તે બદલ મર્હુમ સર રમણભાઇએ તેમનો આભાર માની તે બાબતની નોધ લેવા પત્ર લખ્યો હતો.

એમની કૃતિઓ નીચે પ્રમાણે છે, જેમાની બે ત્રણની બબ્બે કે વધુ આવૃત્તિઓ થવા પામી છે

—: એમની કૃતિઓ :—

| | |
|---|---|
| (૧) પ્રસ્તાવિક બોધ | ૧૮૯૨ |
| (૨) છુપી પોલીસ | ૧૮૯૩ |
| (૩) દુનિયાની બાલ્યાવસ્થા | ૧૮૯૬ |
| (૪) અગ્રેજી લેટરરાઇટર | ૧૮૯૮ |
| (૫) એક ઘોડાની આત્મકથા | ૧૯૩૧ |



# મણિલાલ જાદવરાય ત્રિવેદી

એઓ જ્ઞાતે મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ અને મૂળ કપડવણજના વતની છે. એમનો જન્મ એજ ગામમાં સં. ૧૮૭૩ મા થયો હતો. એમના પિતાનુ નામ જાદવરાય રણછોડરાય ત્રિવેદી અને માતાનુ નામ બાઈ જેકોર છે. **આત્માવૈ પુત્ર નામાસિ** એ ન્યાયે મણિલાલભાઈમા જે કાંઈ શ્રેષ્ઠત્વ છે તે તેમનું અંગત નથી પણ પિતૃ ચરણનો વારસો છે કારણ તેમના પિતા રા. જાદવરાયભાઈ કપડવંજમા ૨૫) વર્ષ પોસ્ટ માસ્તરની જોખમદારી નોકરી કરી પ્રજાની અત્યુત્તમ સમતા સંપાદન કર્યા છતા ધર્મપરાયણ જીવન ગાળતા હતા. એમનું બીજી વારનું લગ્ન સન ૧૯૦૭ મા ધોળકા તાલુકે ચલોડામા સૌ. ચંચળબ્હેન સાથે થયુ હતું.

એમણે ગુજરાતી વર્નાક્યુલર ફાઈનલની પરીક્ષા પાસ કરેલી છે, અને ઈંગ્રેજીમા ૭ ધોરણનો અભ્યાસ કર્યો છે. ઘોઘા નોકરી કરતા હતા ત્યારે ભાવનગરમા સંસ્કૃત સાહિત્યનુ શિક્ષણ લીધુ હતુ.

તેઓ મ્યુનિસિપલ ખાતામા હતા તેમાથી હાલમા નિવૃત્ત થઈ પોતાનો સર્વ કાળ ઉપયોગી અને આવશ્યક ધર્મગ્રંથોના સંપાદન અને પ્રકાશન કાર્યમા અને તેના પ્રચારમા ગાળે છે

તત્વજ્ઞાન એ એમનો પ્રિય વિષય છે અને ગીતા અને ષડ્દર્શનનો ખાસ અભ્યાસ કર્યો છે. તેનુ કારણ પ્રથમથી જ તેઓ રા. નર્મદાશંકર દેવશંકર મહેતા અને મણિશંકર મહાશંકર શાસ્ત્રી જેવા પ્રખ્યાત ધાર્મિક પુરુષોના સમાગમમા આવી તેમના આન્તરિક પરિચિત છે.

નોકરી દરમિયાન એમના માયાળુ અને પરગજુ સ્વભાવથી સૌ કોઈનો ચાહ મેળવતા અને તેમની ધાર્મિક પ્રવૃત્તિ સૌ કોઈનુ વિશેષ ધ્યાન ખેંચતી.

એમના ગ્રંથો જોતા તેમને ગાયત્રી પ્રતિ પ્રીત પ્રથમથીજ જણાઈ આવે છે અને તેના સર્વાંગના પ્રકાશન-માટે તેમનો પ્રયાસ તેમના પુસ્તકો જોતા પ્રતીત થાય છે. કપડવણજમા સ્મશાનમા આવેલા એક હૃદયનારાયણ યોગી કે જે ત્યાગ અને જ્ઞાનની મૂર્તિ હતી તેમના દર્શન પરિચય પછી તેમની શક્તિ વિશેષ ખીલી છે-કેમકે તે યોગીને તે એક અવતારી તરીકે માનતા હતા.

ધર્મપ્રચાર અર્થે એમણે જે પુસ્તકો તૈયાર કરી છપાવ્યા છે તેની સૂચી નીચે મુજબ છેઃ—

## :: એમની કૃતિઓ ::

| નં. | પુસ્તકનું નામ | પ્રકાશન વર્ષ. |
|---|---|---|
| ૧ | ગાયત્રી ભાષ્ય ભાષાન્તર | સન ૧૯૧૩ |
| ૨ | શ્રી ગાયત્રી અર્થ પ્રકાશ | સં. ૧૯૭૦ |
| ૩ | શ્રી ગાયત્રી સ્તવરાજ | સન ૧૯૨૭ |
| ૪ | દુખીઓની સેવામા પ્રેમ ધરાવનાર સર્વના સમાધાન સારૂ | સન ૧૯૨૦ |
| ૫ | સામવેદનુ પદ્ય તથા વિવરણ | સં. ૧૯૮૧ |
| ૬ | મહિમ્ન સ્તોત્રનુ પદ્ય ભાષાન્તર | " " |
| ૭ | શ્રી સૂર્યોપાસના | સન ૧૯૨૬ |
| ૮ | શિવાપરાધ ક્ષમાપન સ્તોત્ર | સં. ૧૯૮૨ |
| ૯ | શ્રી ભક્તિસૂત્ર | " " |
| ૧૦ | માનસિક યંત્ર | |
| ૧૧ | તારા કવચ | સં. ૧૯૮૩ |
| ૧૨ | મૃત્યુંજય વિધાતા | સ. ૧૯૮૪ |
| ૧૩ | આત્મ જાગૃતિની પ્રાપ્તિ અને સત્ય સ્વરુપમા સાક્ષાત્કાર | સન ૧૯૩૨ |
| ૧૪ | શ્રી ગાયત્રી મહાત્મ્ય | સ. ૧૯૮૯ |
| ૧૫ | મૂર્તિ પૂજા | સં. ૧૯૮૯ |
| ૧૬ | યજ્ઞોપવિત મીમાંસા | સં. ૧૯૮૯ |

# શ્રી મણિભાઈ હરિભાઈ દેસાઈ ઉર્ફે યોગેન્દ્ર

શ્રીયુત મણિભાઈ હરિભાઈ દેસાઈ યોગેન્દ્ર ઉપનામથી હાલમાં સુપ્રસિદ્ધ છે. એઓ દેગામ તાલુકે ચીખલી જીલ્લે સુરતના વતની, જ્ઞાતે અનાવિલ બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ હરિભાઈ જીવણજી દેસાઈ અને માતુશ્રીનું નામ કાશીબ્હેન છે. એઓ માલસરવાળા જાણીતા સાધુ માધવદાસજીના સમાગમમાં આવી એમની પાસેથી યોગવિદ્યા શિખ્યા હતા; અને એમનો પ્રિય વિષય યોગ જ થઈ પડયો છે, જેના પ્રચાર અને અભ્યાસ અર્થે તેઓ સતત્ પ્રયત્ન આદરી રહેલા છે.

સંસ્કૃતિ સેવાનું વ્રત એમણે લીધેલું છે અને તે હેતુથી કેટલુંક સાહિત્ય અત્યાર સુધીમાં અંગ્રેજી ગુજરાતીમા લખી પ્રસિદ્ધ કરેલું છે, તેની યાદી નીચે નોંધવામાં આવી છે. તેમ એ નિમિત્ત અમેરીકા સુધી પ્રવાસ પણ કરેલો છે.

:: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| (૧) પ્રભુ ભક્તિ | ૧૯૧૭ |
| (૨) હૃદય પુષ્પાંજલિ | ,, |
| (૩) ગીતાંજલિ (ભાષાંતર) | ,, |
| (૪) રાષ્ટ્રીય ગીત | ૧૯૧૮ |
| (૫) સંગીત ધ્વનિ, પ્રથમ ધ્વનિ | ૧૯૧૯ |
| (૬) કવિ ટાગોર | ૧૯૧૯ |
| (૭) ઊર્મિ | ૧૯૨૫ |
| (૮) પ્રણયબંસી | ૧૯૨૭ |



## મૂળશંકર પ્રેમજી વ્યાસ

એઓ કાઠિયાવાડમા આવેલા રીબ (ગોંડલ સ્ટેટ) ગામના મૂળ વતની, નાતે વાલમ બ્રાહ્મણ છે એમનો જન્મ રીબમા ૧૯ મી જાન્યુઆરી સન ૧૯૦૦ મા થયો હતો એમના પિતાનુ નામ પ્રેમજી જાદવજી વ્યાસ, અને માતાનુ નામ પારવતી વેણીરામ ભટ્ટ છે, એમનુ લગ્ન સને ૧૯૨૨મા કોટડા મગાણીમા શ્રીમતી બ્હેન મણિબ્હેન સાથે થએલુ છે

રાજકોટ હટગ મેલ ટ્રેનીગ કોલેજની ત્રીજા વર્ષની પરીક્ષા એમણે પાસ કરેલી છે તેમજ અમદાવાદમા આવી વસ્યા પછી રાત્રિશાળામા જઇને લગભગ સાત ધોરણ અંગ્રેજી સુધીનો અભ્યાસ પણ કર્યો છે

ટ્રેનીંગ કોલેજમા અભ્યાસ દરમિયાન એમને સ્કોલરશીપો મળી હતી તેમ તેમણે મર જે. જે આર્ટ સ્કુલની બંને પરીક્ષાઓ રાજકોટ મુકામે પાસ કરેલી છે.

તેઓ હાલમા પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમા માસ્તર છે.

ઇતિહાસ એ એમનો પ્રિય વિષય છે, તેમ સંસ્કૃત વાચન તેમને વિશેષ રૂચે છે; આધુનિક લેખકોએ તેમનામા લેખનશક્તિ જગાડી, તેમની ભાષા સરળ અને રસિક છે.

હિન્દી ભાષાનુ જ્ઞાન પણ તેમણે ઠીક ઠીક પ્રાપ્ત કર્યું છે. એ ભાષા તરફ તેમને ખાસ પ્રેમ છે.

શિક્ષક તરીકે વાર્તા કહેવાની અનેક તકો પ્રાપ્ત થાય; અને એ કળા એમણે સારી રીતે કેળવી છે, જે એમના બે વાર્તાગ્રંથોમા જોવામા આવશે.

**:: એમની કૃતિઓ ::**

| | |
|---|---|
| સ્વર્ગની પરીઓ | સન ૧૯૩૩ |
| કથા કુસુમો | સન ૧૯૩૫ |

---

## રામશંકર મોનજી ભટ્ટ

એઓ જ્ઞાતે ઔદિચ્ય સહસ્રી બ્રાહ્મણ, સિહોર જુથના, ભાવનગર તાબે જુંભલીના વતની છે; એમના પિતાશ્રીનું નામ મોનજી ઓધવજી અને માતુશ્રીનું નામ દીવાળીબાઇ, એમનો જન્મ ભાવનગરમા તા. ૨૭મી જુલાઈ સન ૧૮૭૯માં થયો હતો. એમનું લગ્ન વળા મુકામે શ્રીમતી ભાગિરથી હવાલાલ જેઠાલાલની પુત્રી સાથે થયુ હતું.

એમણે પ્રિવિયસ સુધીનો અભ્યાસ કરેલો છે. એઓ પ્રથમ પોસ્ટલ રેલ્વે મેઇલ સર્વિસમાં જોડાયલા હતા, તેમાંથી સન ૧૯૧૮ મા સોળ વર્ષે ઇનવેલીડ પેન્સન મેળવી એમની છુટી થઇ. પોતાનું બાકીનુ આયુષ્ય લોકોને ઉપદેશ આપવામાં વ્યતિત કરે છે.

તુલસીકૃત રામાયણ, ભાગવત, ગીતા, ઉપનિષદો વગેરે એમના પ્રિય ગ્રંથો છે; અને રાતદિવસ એનું એઓ મનન કરે છે.

નિવૃત્ત થયા પછી સોળ વરસથી તેઓ મોક્ષપત્રિકા નામનું માસિક કાઢે છે. તે સાથે થોડામાં ઘણું જ્ઞાન મળે, એવા નાના મોટા અનેક પુસ્તકો પણ બહાર પાડે જાય છે.

એમની મોક્ષપત્રિકા બહુ લોકપ્રિય નિવડી છે, અને સેંકડો મનુષ્યો અમદાવાદમા અને બહારગામ તેનો લાભ લે છે. જ્ઞાનભક્તિ અને વૈરાગ્યના રસિક જીવોએ ખાસ વાંચવા જેવી છે.

આજ સુધીમાં મોક્ષપત્રિકા દ્વારા એમણે બહુ સુંદર સેવા કરેલી છે, અને જે સાહિત્ય ઉપજાવ્યું છે તે જેમ સુબોધક તેમ પઠનપાઠન સારૂ ઉપયોગી છે.

**: : એમની કૃતિઓ : :**

(૧) મોક્ષપત્રિકા
(૨) રાસ પંચાધ્યાયી
(૩) વૈરાગ્યશતક
(૪) વેદાંત કેસરી
(૫) વિવેક ચૂડામણિ
(૬) પાતાંજલ યોગદર્શન
(૭) સમાધિપાદ
(૮) રઘુવંશ
(૯) મોક્ષવાણી

## ડૉ. લતીફ ઇબ્રાહીમ

એઓ જાતે વહોરા, લોહાર જ્ઞાતિના, કચ્છ અંજારના વતની છે. એમનો જન્મ અંજારમા તા. ૨૨મી જુન ૧૯૦૧ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ ઇબ્રાહીમ ઓસમાન અને માતાનું નામ હુરબાઇ છે. ૨૯ મા વર્ષે એમનું લગ્ન મુબાઇમા મરિયમબુ સાથે થયું હતું.

પ્રાથમિક શિક્ષણ અંજારમા, માધ્યમિક મુબાઈમા અને ઉચ્ચ શિક્ષણ એમણે ઇગ્લાડમા લીધુ છે.

નૈસર્ગિક ચિકિત્સા એ એમનો ખાસ વિષય છે; આર્ય તત્ત્વજ્ઞાનનો પણ સારો અભ્યાસ કરેલો છે, અને તેને લઇને એમની ધાર્મિક દૃષ્ટિ સંપ્રદાયિક ન રહેતા વિશ્વ પ્રેમ ભરી બનેલી છે. સુફી ધર્મ અને ઉપનિષદ વિષે એમણે એ ગ્રંથો અંગ્રેજીમાં લખેલા છે પણ તે અપ્રસિદ્ધ છે.

### :: એમની કૃતિઓ ::

| | |
|---|---|
| પુષ્પાંજલિ | ૧૯૨૨ |
| રસાંજલિ | ૧૯૨૩ |
| ક્રાન્તિની જ્વાલા | ૧૯૨૪ |
| કિરણાવલિ | ૧૯૨૮ |
| તત્વાંજલિ | ૧૯૨૮ |
| સ્વામિની | ૧૯૨૯ |
| પ્રેમાંજલિ | ૧૯૩૦ |
| પ્રેમ ગીત | ૧૯૩૨ |

## હીરાલાલ રસિકદાસ કાપડિયા

એઓ સુરતના વતની, જ્ઞાતિથી દશાદિશાવાળા વાણિયા છે, એમના પિતાનું નામ રસિકદાસ વરજદાસ અને માતાનું નામ શ્રીમતી ચદાગૌરી દામોદરદાસ છે એમનો જન્મ તા ૨૮મી જુલાઇ સન ૧૮૯૪ ના રોજ સુરતમા થયો હતો અને એજ શહેરમા તા ૧૮ મી મે સન ૧૯૧૩ મા સૌ ઇન્દિરાબ્હેન સાથે એઓ લગ્ન સંબધથી જોડાયા હતા

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એમણે સુરતમા લીધું હતું અને કોલેજ અભ્યાસ મુબાઇમા એલ્ફિન્સ્ટન કોલેજમા કર્યો હતો, જ્યા એમને કેટલાક પ્રાઇઝ તેમ અન્ય સ્કોલરશીપ મળ્યા હતા સન ૧૯૧૮ મા ગણિત ઐચ્છિક વિષય તરીકે લઇને તેઓ એમ એ,ની પરીક્ષામા ઉત્તિર્ણ થયા હતા પછી તરતજ વિલ્સન કોલેજ (મુબઇ)મા ગણિતના અધ્યાપક તરીકે તેઓ નીમાયા હતા ત્યા ઇ સ ૧૯૨૩ ના ઓક્ટોબર સુધી કામ કરી એ વર્ષના નવેમ્બર માસથી તે ઇ સ ૧૯૨૪ના જુન સુધી તેમણે સેકન્ડરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજ (મુબઇ)મા અને ત્યારબાદ એ વર્ષના અંત પર્યંત સેન્ટ ઝેવિયર્સ કોલેજ (મુબઇ)મા ગણિતના અધ્યાપક તરીકે કામ કર્યું હતું

ઇ સ ૧૯૨૩ મા મુબઇ યુનિવર્સિટિ તરફથી જૈન ગણિતને લગતુ રીસર્ચ કાર્ય કરવા માટે તેમને ગ્રાન્ટ મળી હતી એ કાર્ય તેમણે થોડા વખતમા પૂરુ કર્યું હતું

ઇ સ ૧૯૩૧–૩૨ મા તેઓ પૂના રહીને ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સશોધન મંદિરને સરકાર તરફથી સોંપાયેલ હસ્તલિખિત પ્રતિઓ પૈકી જૈન હસ્તલિખિત પ્રતિઓનુ વિસ્તૃત સૂચીપત્ર (A Descriptive Catalogue of Jain Mss ) તૈયાર કરતા હતા તે દરમ્યાન તેમણે પોસ્ટ ગ્રેજ્યુએટ લેક્ચરર તરીકે એમ એ ના વિદ્યાર્થીઓને ભાષણો આપ્યા હતા

એમના પ્રિય વિષયો ગણિત, તત્ત્વજ્ઞાન અને પુરાતત્ત્વ સંશોધન છે, અને સ્વ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિનો એમના પર ઘણો પ્રભાવ પડેલો છે, તેમજ તત્ત્વાર્થાધિગમસૂત્ર, સન્મતિ તર્ક, વિશેષાવશ્યક ભાષ્ય, અને કાતન્ત્ર પતાકા વગેરે ગ્રથોનુ આકર્ષણ વિશેષ રહે છે

ઇ સ ૧૯૨૫ થી લેખન વાચન એજ એમનો મુખ્ય વ્યવસાય રહ્યો છે અને તેને લઇને આજ સુધીમા તેઓ સખ્યાબધ પુસ્તકો રચવાને અને તેનું સંપાદન કાર્ય કરવાને શક્તિમાન થયા છે

## :: એમની કૃતિઓ ::

### ગુજરાતી

(૧) તત્ત્વાખ્યાન (ઉત્તરાર્ધકની પ્રસ્તાવના) ઇ. સ. ૧૯૨૫
(૨) આર્હતદર્શન દીપિકા „ ૧૯૩૨
(૩) ચતુર્વિંશતિ પ્રબંધનો ગુજરાતી અનુવાદ „ ૧૯૩૪
(૪) આર્હત જીવન જ્યોતિ ભા. ૧ (પહેલી કીરણાવલી) „ ૧૯૩૪
(૫) „ „ „ ભા. ૨ (બીજી „ ) „ ૧૯૩૫
(૬) „ „ „ ભા. ૩ (ત્રીજી „ ) „ „
(૭) „ „ ભા. ૪ (ચોથી „ ) છપાય છે.

### સંસ્કૃત-ગુજરાતી

(૧) શૃંગાર વૈરાગ્ય તરંગિણી ૧૯૨૩
(૨) સ્તુતિ ચતુર્વિંશતિકા (સટીક) ૧૯૨૬
(૩) ચતુર્વિંશતિકા (સટીક) ૧૯૨૬
(૪) શ્રી ભક્તામર સ્તોત્રની પાદપૂર્તિ રૂપ કાવ્ય સંગ્રહ ભા. ૧ લો ૧૯૨૬
(૫) ચતુર્વિંશતિ જિનાનંદ સ્તુતિ (સટીક) ૧૯૨૭
(૬) સદર ભા. ૨ જો ૧૯૨૭
(૭) તત્ત્વાર્થાધિગમસૂત્ર ૧૯૨૯
(૮) વૈરાગ્ય રસમંજરી ૧૯૩૦

### પ્રાકૃત-સંસ્કૃત-ગુજરાતી

(૧) ઋષભ પંચાશિકા અને વીરસ્તુતિ યુગલ ૧૯૩૩
(૨) સદરગ્રંથ ભાષ્ય અને ટીકા સાથે ભા. ૨ જો ૧૯૩૦
(૩) પદ્માનંદ મહાકાવ્ય (ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા) ૧૯૩૨
(૪) ગણિત તિલક (સટીક) ( „ „ „ ) (છપાય છે)
(૫) અનેકાંતજય પતાકા („) ( „ „ „ ) ( „ )

### સંસ્કૃત-અંગ્રેજી-ગુજરાતી

(૧) ન્યાય કુસુમાંજલિ ૧૯૩૨
(૨) ભક્તામર, કલ્યાણમંદિર અને [1]નમિઊણ સ્તોત્રો. (સટીક) ૧૯૩૨

---

[1] આ પ્રાકૃત કૃતિ છે.

## જહાંગીરશાહ અરદેશર તાલ્યારખાન ૧૮૪૬-૧૯૨૩

સ્વર્ગસ્થનું કુટુંબ પારસીઓની તવારીખમાં બહુ પુરાણું અને નામીચું ગણાયું છે. એ કુટુંબના મુળ વડીલ સોરાબજી કાવસજી એક કુશળ ઘડિયાળી હતા, અને મુગલ શહેનશાહ મુહમ્મદશાહના ખાસ આમંત્રણથી સુરતના નવાબે તેઓને ૧૭૪૪ માં ખાસ દિલ્હી રવાના કર્યા હતા. ત્યાં એક અતિ કીમતી ઘડિયાળને દુરસ્ત કરવાની તેમની કારીગરીથી પ્રસન્ન થઈ શહેનશાહે અનેક ઇનામો આપવા ઉપરાંત તેઓને "નેકસાઅતખાન" અથવા શુભ ઘડીનો સાહેબ એવો ઇલ્કાબ આપ્યો હતો, જ્યારે તેઓના પુત્ર બરજોરજીને "બેહરેમંદખાન" અથવા ભાગ્યશાળી સજ્જન અને બીજા પુત્ર પેસતનજીને "તાલ્યારખાન" અથવા ખુશ નસીબનો માલેક એવા ખેતાબોની નવાઝેશ થઇ હતી. પેસતનજી તાલ્યારખાનના સ્વ. જહાંગીરશાહ સીધા વંશજ હતા. સુરતની તવારીખમા મશહુર અને સ્વામીશ્રી સહાજનન્દજીની પાઘડીનું પરિધાન કરવાનું માન પામેલા અરદેશર કોટવાલ બહાદુર તે બરજોરજી બેહરેમંદખાનના પૌત્ર થતા હતા.

જહાંગીરશાહના પિતા એક વેપારી હતા. જહાંગીરશાહ સુરત હાઇસ્કુલમા કેળવણી લઇ સરકારી પોલીસ ખાતામા ન્હાની ઉમરથી જોડાયા. પોતાની કુશળતા, બહાદુરી અને પ્રમાણિકપણાથી તેઓએ ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટનો ઓહ્દો ભોગવ્યો હતો. ૧૮૮૭ મા રાજપિપલા રાજ્યમા પણ એઓ એજ ઉંચી જગ્યા ઉપર નિમાયા હતા. ૧૮૯૬ માં શ્રીમન્ત મહારાજા ગાયકવાડે એમની નિમણુક વડોદરામા કમિશનર ઑફ પોલીસ તરીકે કરી હતી. એમની કારકીર્દિ દરમ્યાન અનેક ધાડપાડુઓ અને લુટારાઓની ટોળીઓ ગિરફતાર કરી એઓ પોતાના ઉપરીઓની પ્રશંસા પામ્યા હતા.

જહાંગીરશાહ હિન્દુ *સમાજના બહુ નિકટ સંબંધમા આવ્યા હતા*, અને એમની નવલકથાઓમાં એમણે હિન્દુ સમાજના ગુણ દોષોનું બહુ સૂક્ષ્મ દષ્ટિએ અવલોકન કર્યું છે. હિન્દુઓના સામાજિક જિવનનું બહુ ઝીણવટથી દર્શન કરાવતી અને શુદ્ધ ગુજરાતી ભાષામા લખાયલી નવલકથાઓ પારસીઓમાં લખનાર બહુજ થોડા છે, અને તેઓમાં જહાંગીરશાહનું સ્થાન બહુ ઉચું રહેવું જોઇએ. જુદી જુદી કોમોની બોલીની નકલ એઓ બહુ સારી રીતે કરી શકતા, ખાસ કરીને વ્હોરાભાઇઓની ભાષાનું

ઉચિત અનુકરણ કરવામા એઓ બહુ સફળ થયા છે. એમને વાર્તાઓમા બોધ દેવાની ટેવ વિશેષ હતી: કેટલીક વેળા કલાને બંધ બેસે તેથી પણ અધિક ઉપદેશાત્મક તત્વ નજરે પડતું. એમની "મુદ્રા અને કુલીન" ટિપુ સુલતાનના સમયની એક ઐતિહાસિક નવલકથા છે. એમા દેશી રાજ્યમાં ગુજરતો સિતમ અને બ્રિટિશ અમલના ફાયદા ઉપર ખાસ ચર્ચા કરવામાં આવી છે, અને લેખકમા તે વખતને અનુસરતી કાંઇક વધારે પડતી બ્રિટિશ રાજ્યભક્તિ દેખાઈ આવે છે. એઓ ગૂજરાતીમા સારી કવિતા પણ લખી શકતા હતા. ટુંકમા શુદ્ધ ગુજરાતી સાહિત્યમા એક પારસી તરીકે એમણે આપેલો ફાળો બહુ વિરલ ગણાવો જોઇયે.

## —: એમની કૃતિઓ. :—

(૧) રણવાસ
(૨) મુદ્રા અને કુલીન
(૩) રત્ન લક્ષ્મી
(૪) મ્હારૂં સ્વપ્નું
(૫) પોલીસનું કામ

જહાંગીરશાહના પત્ની બાઇ બચુબાઈ અમદાવાદવાળા મરહુમ મી. ખરશેદજી નાણાવટીનાં પુત્રી થતા હતા. એમના પુત્રોમાં સ્વ. એરચશાહ પહેલા અમદાવાદમા સીટી મેજિસ્ટ્રેટ અને પાછળથી લુણાવાડા અને સચીન રાજ્યોના દીવાન નિમાયા હતા. બીજા પુત્ર મી. પીરોજશાહ સૂરતના ડિસ્ટ્રિક્ટ જડજના ઓહ્દા ઉપરથી ફારેગ થઇ લોકોપયોગી જિવન ગાળે છે. ત્રીજા પુત્ર મી. શહેરયાર એક્સાઈઝના સુપ્રિન્ટેન્ડન્ટની જગ્યા ઉપરથી નિવૃત્ત થયા છે.

ફી. કા. દાવર

# નવલરામ

## જીવન અને વાતાવરણ

ઇ. સ. [સાલવારી]

*[૧૮૨૦ દલપતરામનો જન્મ.]

[૧૮૨૨ ભોળાનાથ સારાભાઈનો જન્મ.]

[૧૮૨૬ સુરતમાં પહેલવહેલી ગુજરાતી નિશાળ.]

[૧૮૨૯ મહીપતરામનો જન્મ.]

[૧૮૩૨ કરસનદાસનો જન્મ.]

[૧૮૩૩ નર્મદાશંકરનો જન્મ.]

[૧૮૩૫ નંદશંકરનો જન્મ.]

૧૮૩૬ [ઝવેરીલાલ યાજ્ઞિકનો જન્મ]; નવલરામનો જન્મ, માર્ચની ૯મીએ સુરતમાં વિસલનગરા જ્ઞાતિમાં, લક્ષ્મીરામ પંડિતને ઘેર; માતાનુ નામ નંદકોર.

[૧૮૩૮ રણછોડભાઈ ઉદયરામનો જન્મ; ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનો જન્મ]

[૧૮૪૨ કેખુશરૂ કાબરાજીનો જન્મ; સુરતમા અંગ્રેજી સ્કુલ સ્થપાઈ.]

૧૮૪૪ [અંબાલાલ સાકરલાલનો જન્મ; હરગોવિંદદાસ કાંટાવાળાનો જન્મ.] દુર્ગારામ મહેતાજીની ગામડી શાળામા નવલરામ આઠ વર્ષની વયે દાખલ થયા. તેમને જનોઇ દેવાયું.

૧૮૪૭ નવલરામનુ પહેલું લગ્ન અગિયારમે વર્ષે શિવગૌરી સાથે થયું.

[૧૮૪૮ ગણપતરામ રાજારામનો જન્મ; ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના, ૨૬ ડીસેંબર.]

૧૮૫૦ નવલરામ વિધુર થતા, બીજું લગ્ન ચૌદ વર્ષની વયે મણિગૌરી સાથે થયુ.

[૧૮૫૧ મુંબાઇમા 'બુદ્ધિવર્ધક' સભાની સ્થાપના.]

૧૮૫૪ [કરસનદાસે 'સત્યપ્રકાશ' કાઢ્યું; 'બુદ્ધિપ્રકાશ' સોસાયટીને હસ્તક આવ્યું;] નવલરામ અઢાર વર્ષની વયે, હાઇસ્કુલનો અભ્યાસ પૂરો

* આ નોંધના તાણાવાણામાં, નવલરામ જેમના પ્રસંગમાં આવ્યા હતા તેવા તેમના સમકાલીનોના અને એવી બીજી લગતી હકીકતના ઉલ્લેખોનો સમાવેશ કર્યો છે. અવાન્તર વિષયો તથા વર્ષોને સુગમતા ખાતર [ ] કૌંસમાં મૂકી, નવલરામના જીવનથી તેને જુદા પાડ્યાં છે, છતાં એમાં ઘણું ઘણું નોંધવાનું રહી-પણ ગયું છે.

કરી, મસારશાળાના વિદ્યાર્થી થયા, અને સુરતની અંગ્રેજી હાઇસ્કૂલમા નવમા એસિસ્ટટ તરીકે રૂ ૧૦)ના પગારે નોકરી લીધી

[ ૧૮૫૫ ગોવર્ધનરામનો જન્મ ]

[ ૧૮૫૭ ડાહ્યાભાઇ દેરાસરીનો જન્મ, મુબાઇ યુનિવર્સિટીની સ્થાપના, સિપાઇનો બળવો, ઇચ્છારામ સૂર્યરામનો જન્મ ]

[ ૧૮૫૮ 'દીપવાચનમાળા' પ્રસિદ્ધ થઇ, મણિલાલ નભુભાઇનો જન્મ ]

[ ૧૮૬૦ મહીપતરામ ઇંગ્લંડ ગયા અને ગુજરાતમાથી પહેલવહેલુ પરદેશ ગમન કર્યું ]

૧૮૬૧ [મહારાજા લાયબલ કેસ,] નવલરામ ક્રમે ક્રમે ચોથા એસિસ્ટટ થયા, ત્યાથી ડીસા એ વી સ્કુલમા રૂ ૬૦)ના પગારે હગામી હેડમાસ્તર નીમાયા, અને પછી સુરત આવ્યા

૧૮૬૩ [ કરસનદાસ ઇંગ્લડ ગયા ] આગળ ઉપર 'ઑથારિયો હડકવા' નામે કટાક્ષલેખ લખનાર નવલરામને ગ્રથકાર થઈ નામાંકિત થવાની હોસ થઇ, મનના વિચારને પ્રગટ કરવાની શરૂઆત કરી 'મહારાજ લાયબલ કેસ' ઉપર ૨૫૦ પાના ભરી કવિતા લખી, રૂ ૨૫૦)ના ઇનામ માટે હરીફાઇ કરી પરીક્ષકોએ સાડાસાત મહિને તેમને અડધુ ઇનામ આપવાનું ઠરાવ્યુ તે તેમના સ્વમાને લેવા ના પાડી ગ્રથકાર તરીકે એમના પહેલા માહસમા એ આશાભગ થયા, ગોપીપરાની ઍંગ્લો વ્હર્નાક્યુલર સ્કુલમા એ હેડમાસ્તર થયા

[ ૧૮૬૪ ટ્રેનિંગકૉલેજની સ્થાપના, રણછોડભાઇનુ 'લલિતા દુ ખદર્શક નાટક' ]

[ ૧૮૬૪ 'ગુજરાત શાળાપત્ર'નો જન્મ, ]

૧૮૬૫ ['નર્મગદ્ય', મગનલાલ શાસ્ત્રીનો 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ', 'ડાડિયો' પ્રકટ થયુ, ] નવલરામે એક નવીન નાટક 'વીરમતી' લખવા માડ્યુ, અને ફ્રેંચ નાટકકાર મૉલિયેરના 'મૉક ડૉક્ટર'નું ગુજરાતી કરવામા ગુથાયા સુરતમા નિકળનારી ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર થવા ઉમેદવારી કરી, પણ તે જગાએ નંદશકર નીમાતા, તેમા પણ નિષ્ફળ થયા, તેથી નિરાશ મનને વિશેષ વાચનમા પરોવ્યુ

૧૮૬૬ ['નર્મકવિતા,'] નવલરામના આત્મમથનનું આ વર્ષ હતુ કેટલીક છૂટક કવિતાઓ પ્રેમ શૃંગાર, માયા, બ્રહ્મ વગેરે સબધી લખી નીચેનો પ્રસિદ્ધ દૂહો આવા મથનસમયનો છે

'રંગી નવલ, જ્ઞાની નવલ, નવલ પ્રીતમ તલ્લીન;
ફંદી નવલ એબાકળો, નવલ ઉદાસીનશીન.'

૧૮૬૭ [દલપતરામનું 'મિથ્યાભિમાન નાટક;' ઝવેરીલાલ યાજ્ઞિકનો 'અભિજ્ઞાન શાકુંતલ'નો અનુવાદ; હીરાલાલ શ્રોફનો જન્મ.] ચિત્તક્ષોભ શમી જતાં, પુરુષાર્થની પ્રવૃત્તિ તરફ નવલરામનું મન વળ્યું, 'હિંદુસ્તાનની હાલની સ્થિતિ' તથા 'ગ્રંથકારનો ધંધો' સંબંધી નિબંધ લખ્યા. સુરતમાંથી પ્રકટ થતા 'ગુજરાતમિત્ર' પત્રમાં સંસારસુધારાના વિષયો ઉપર લખવા માંડ્યું. 'કરણઘેલા' ઉપરનું વાર્તિક પણ એ પત્રમાં જ એમણે લખ્યું હતું.

આ વર્ષમાં તેમનો નોકરીમાં ઉદય થયો, અને ગ્રંથકાર થવાની હોંસ તેમના હૃદયમાં નવો જીવ મૂકવા લાગી. નર્મશંકર લાઇસન્સ ટેક્સ ખાતામાં જવાથી, તેમની (રૂા ૧૦૦) વાળી સુરત ટ્રેનિંગ કૉલેજની જગા તેમને મળી, અને તેમ થતાં કાયદાનો આગલો અભ્યાસ પડતો મૂક્યો. પરિણામે નવલરામ ગ્રંથકાર રહી શક્યા. તેમણે ફારસી વાંચવા માંડ્યું, અને વ્યાકરણલેખના પાઠ લખવા માંડ્યા. તે ઉપરાંત અનેક વાર્તા, નાટક અને નિબંધ રચવાના ખોખા દોરવા માંડ્યા. 'પોપટિયો સુધારો'નું હાડપિંજર પણ આ જ વર્ષમાં ચીતર્યું. આ વર્ષ તેમની અજબ માનસિક પ્રવૃત્તિઓનું હતું.

૧૮૬૭ ઘણા વખતથી રચી મૂકેલું સ્વતંત્ર કલ્પનાનું 'વીરમતી' નાટક, શરમાળ સ્વભાવને લીધે પ્રકટ ન કરતાં, મૉલિયેરના ફ્રેંચ નાટકના થયેલા 'Dumb Lady' or 'Mock Doctor' નામના અંગ્રેજી અનુવાદ ઉપરથી, તેની કલ્પનાને ગુજરાતી પહેરવેશમાં આણી, એના રૂપાંતરને 'ભટનું ભોપાળું' નામ આપી ૫૦૦ નકલો છપાવી, જે થોડા વખતમાં ખપી ગઈ. તેમાંની કવિતા નર્મદે રચી હતી. વૃદ્ધવિવાહનિષેધ સંસારસુધારો જેનું પ્રયોજન છે એવા પ્રસ્તુત નાટકનો 'હાસ્યરસ' કવિ નર્મદને અસભ્યચિત લાગતો હતો. તે વિશે તેમની અને નવલરામની વચ્ચે ચર્ચા ચાલી, નવલરામે પોતાના વિચાર 'હાસ્યરસ વિષે' નામક લેખમાં જણાવ્યા

છે. દલપતરામનુ હાસ્યરસનુ નાટક 'મિથ્યાભિમાન ખંડન' પણ આ જ વર્ષમા બહાર પડ્યુ, તે યોગ નોંધવા જેવો છે. ૧૯૧૨ માં રમણભાઈનુ 'રાઈનો પર્વત' અને ન્હાનાલાલનુ 'જયા જયન્ત' એમ બે વિશિષ્ટ નાટકો એક જ સાલમા બહાર પડયા હતા; ગુજરાતી સાહિત્યમા એ એવો બીજો યોગ હતો.

૧૮૬૮ ['કરણઘેલો';] નવલરામ ટ્રેનિંગ કૉલેજમા રૂ. ૧૨૦) ના પગારે કાયમ થયા. ગરબીઓનું પિંગળ તથા તાલ સંબંધી આ વર્ષમા મનન ચાલ્યું. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓ સબંધી કેટલીક હસ્તલિખિત પોથીઓ તપાસી, શોધખોળ ચલાવી. નવી વાર્તાઓના સ્વપ્ના રચ્યા.

૧૮૬૯ 'વીરમતી નાટક' ની ૧૦૦ નકલો છપાવી બહાર પાડી. 'ગુજરાત મિત્ર'મા 'શાકુંતલના અનુવાદો', 'પ્રેમાનંદની હાસ્યમાળા' વગેરે સંબધી વાર્તિકો લખ્યા. 'Fatalism' ઉપર અંગ્રેજીમા સો સવાસો પાનાનુ લખાણ લખ્યું. એકવાર ઘરમા બેઠા બેઠાં, બારણે કોઈ બ્રાહ્મણ 'વેગવળ' (બિલાવલ) રાગમા 'બાર મહિના' ગાતો હતો; તેમાં માલિની છંદની ચાલ વચ્ચે વચ્ચે સાંભળી તેમને વિચાર થયો કે "આપણામા છંદો કેટલા વપરાયા છે તેની બારીક શોધ થવી જોઈએ." સંશોધક નવલરામનું દર્શન અહીં થાય છે.

૧૮૬૯ આ વર્ષમા કર્ટિસ સાહેબને લાંબી રજા ઉપરથી આવેલા જાણી, નવલરામ મળવા ગયા. જરા પણ થોભ્યા વગર સાહેબે તેમને કહ્યું: 'હું બહાર જાઉં છું.' એટલે તેમના મનને બહુ માઠું લાગ્યું. પરદેશીની આવી વર્તણૂકથી એ સમસમી ઉઠયા. સ્વમાન ઘવાયાથી, તેમણે 'સાહેબ' ને ઉદ્દેશી લખી નાખ્યુ.

'સાહેબ એક ઉપર વસે, સમરથ સરજનહાર:
કોણ્ય મરખ તું માનવી! સાહેબ આપ થનાર!'

૧૮૭૦ ['રાસમાળા' નો અનુવાદ થયો;] નવલરામનો આત્મમંથન-કાળ પાત્રીસમુ વર્ષ બેસતા પૂરો થયો. "A Hindu is a radical at 25 and a conservative at 35" –એવા એમના વિધાન પ્રમાણે, હવે એ ધડાઇને ઠરેલ થયા. નવાં

નાટક અને વાર્તાઓની યોજના કરી મૂકી હતી, આગળના
...યોને જાગૃત રહેવાની તેમને વૃત્તિ થઈ

ફેબ્રુઆરીમાં સુરતની ટ્રેનિંગ કૉલેજ બંધ થઈ, એટલે નવલરામ અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં ...ના પગારથી વાઇસ પ્રિન્સિપાલ નીમાયા. મહીપતરામ તે વખતે ત્યાં પ્રિન્સિપાલ હતા. 'મેઘદૂત'ને ગુજરાતીમાં ઉતારી, ભાષાંતરની કળા વ્યક્ત કરી 'મૂળ લેખની રસજ્ઞતા સમજ્યા સિવાય તેનો રસ બીજી ભાષામાં ઉતારવો અશક્ય છે'—એમ તેમણે જણાવ્યું.

૧૮૭૧ નવલરામે અમદાવાદમાં આવી 'ગુજરાત શાળાપત્ર'ના તંત્રીનો અને 'બાળલગ્નનિષેધક મંડળી'ના મંત્રીનો—એમ બે ધર્મ માથે લીધા, અને 'બહાર પડયા'. અંબાલાલ સાકરલાલ તેમના સહમંત્રી હતા. 'બાળલગ્નનિષેધક પત્રિકા'માં 'વનચરનો વિનોદ' સંબંધી લેખ લખ્યો. શિક્ષકોના હિત માટે પ્રકટ થતા 'ગુજરાત શાળાપત્ર'ના મુખપૃષ્ઠ ઉપર તેમણે દોહરો મૂક્યો:

'મહેતાજી! બહુ મોટું તુજ, નામ તેમ છે કામ
કર ખને મન-ક્ષેત્રની ખરી ખેતી, ધરી હામ'

અમદાવાદમાં આવી, પોતાના મિત્ર નર્મદના પ્રતિસ્પર્ધી કવિ દલપતરામને મળ્યા. અમદાવાદના માણસો, ઇમારતો, ભાષા, વિદ્વાનો વગેરે વસ્તુઓની મુદ્રા નવા આવનાર નવલરામના મન ઉપર જેમ જેમ પડી અને તાજી રહી તેમ તેમ તેમાં ઐતિહાસિક સંસ્કારો સ્ફુરવા લાગ્યા. સુરતી નવલરામ, અમદાવાદીઓના સ્વભાવ અને ભાષાની વિચિત્રતા અને રહેણીકરણીથી વાકેફ થયા, અને પોતાનો સ્વભાવ પણ કંઈક બદલ્યો. 'મળતાવડા કેમ થવું?'—એ બાબતમાં સૂક્ષ્મ પૃથક્કરણવાળા નિયમો ઘડી કાઢ્યા. કારણ કે એમના અન્યમનસ્કપણા માટે, 'વાતો કરતાં કરતાં સ્વપ્નાં આવે છે'—એવો ઉદ્ગાર કર્ટિસ સાહેબે તેમને માટે કાઢ્યો હતો.

૧૮૭૨ ['પ્રાર્થનાસમાજ'ની સ્થાપના, કરસનદાસનું મૃત્યુ] 'ભટનું ભોપાળું'માંના નથુમાકા તથા બીજા પાત્રોના ચિત્ર બંગાળા ઇલાકામાં ભાગલપુરમાંના ...ના મૅજિસ્ટ્રેટ બોઝ મારફત બંગાળી ચિત્રકાર પાસે તૈયાર કરાવી નવલરામે આ અરસામાં મંગાવ્યા હતા. તેમનો

વિચાર નાટકની બીજી આવૃત્તિને સચિત્ર છપાવવાનો હશે એમ જણાય છે એટલામાં મુંબઈની નાટકમંડળીએ 'ભટનું ભોપાળું' ભજવ્યું હતું નાટકની ભાષાને પારસીઓ સમજે એવી તેમણે કરી આપી હતી ચિત્રોના ખર્ચ ઉપરાંત બીજી કંઈક રકમ નવલરામને તેમના તરફથી મળી હતી ચિત્રો નાટકમંડળીને અપાયા હશે

૧૮૭૨ [ભોળાનાથની 'ઈશ્વર પ્રાર્થનામાળા'] નવલરામે કાયદાનો અભ્યાસ કરી, મુનસફની પરીક્ષા આપી પણ તેમાં નપાસ થવાથી 'શાળાપત્રના' તંત્ર તરફ વિશેષ ધ્યાન આપી શકાયું તેને પરિણામે નવલરામ શિક્ષક, વિવેચક અને માલક રહી શક્યા. 'ગ્રંથકારનો ધંધો' જુદો પાડવાનું તેમને અનુકૂળ બન્યું

૧૮૭૩-૭૬ પોતેજ બાળલગ્નના ભોગ બનેલા એવા નવલરામે 'બાળલગ્ન બત્રીશી'ની ગરબીઓ રચી આ ગરબીઓએ દેશકાળને ઉદ્દેશી, ટોળટીખળ કરી, મર્મવાક્યો બોલી-ઉપદેશકનું કામ કર્યું છે પોતે 'ગુર્જર ગ્રંથભંડાર' નામનું ત્રિમાસિક કાઢવા વિચાર ચલાવ્યો પ્રાચીન કવિઓના કાવ્યભંડાર ઉકેળવા માંડ્યા સુરતમાં કરવા ધારેલું ગરબીઓના તાલનું વર્ગીકરણ થોડા નમૂના લઈ ગોઠવવા માંડ્યું.

પ્રેમાનંદનું 'મામેરું'—એક માર્મિક હાસ્યરસનાટ્ય કાવ્ય-તેમણે એડિટ કરવા પસંદ કર્યું, અને 'પ્રેમાનંદ' તથા 'મામેરા'ના હાસ્યરસ સંબંધી પ્રસ્તાવનાઓ જોડ્યા સુરતથી અમદાવાદ આવ્યા પછી, તેમના સુરતવાળા કરનાર વિચાર બદલાયા નર્મદના પ્રતિસ્પર્ધી દલપતરામ સાથેની થોડો થોડો મન બદલાયો, પરંતુ એક પ્રસંગે 'બુદ્ધિપ્રકાશ'માં દલપતરામે 'જનાવર'ની વ્યુત્પત્તિ સૂચવતાં, તેમણે 'શાળાપત્ર'માં 'જનાવરને સંસ્કૃત કર્યું' એ નામે લેખ લખી મીઠી મજાક કરી સુરતમાં પ્રેમાનંદ કરતાં નર્મદ તેમને સમર્થ ચઢિયાતો લાગતો હતો પરંતુ અમદાવાદમાં લખેલા પ્રેમાનંદ વિષે વિવેચનમાં ખુદનું લખ્યું - 'ગુજરાતી ભાષામાં પ્રેમાનંદના પેગડામાં પગ ઘાલે એવો બીજો કવિ થયો નથી'.

૧૮૭૫ [મુંબઈમાં 'આર્ય સમાજ'ની સ્થાપના] આ સાલમાં લાર્ડ લીટનની કારકિર્દીને લીધે હિંદમાં જે અસંતોષ ફેલાયો હતો તે સામે

સરકારે વફાદારીના પ્રદર્શન માટે તક મળે એવા પગલા લેવા માંડ્યા. તેને અંગે પારસી પત્રકાર અને સંગીતજ્ઞ કેખુશરૂ કાબરાજીએ 'ગુજરાતી રાજગીત' રચ્યું તે ગીતને, રાજભક્ત ગુજરાતી પ્રજાનું ગીત કહેવા સામે નર્મદે વાંધો લીધો, તેમાંથી "પારસી–ગુજરાતી' વિશેની ચર્ચાનો જન્મ થયો.

૧૮૭૬ ડિસેમ્બરમાં રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ નીમાયા તેમનો પગાર રૂા ૧૪૦થી ૨૦૦ સુધી ત્યાં વધ્યો હતો ટ્રેનિંગકોલેજના મુખ્ય શિક્ષક, ગ્રંથકાર, ગ્રંથપરીક્ષક અને 'ગુજરાત શાળાપત્ર'ના ઉત્સાહી તંત્રીને કાઠિયાવાડના રાજ્યોના મધ્યબિન્દુ રાજકોટનો પવન જુદી રીતે વાવા લાગ્યો ગ્રંથપરીક્ષક તરીકે નવલરામની કીર્તિ એટલી બધી જામી હતી કે, જે 'શાળાપત્ર'ની ખ્યાતિ તેમના લખાણોથી અમદાવાદમાં જામી હતી તે 'શાળાપત્ર'નું તંત્ર તેમની સાથે જ્યારે રાજકોટ ગયું ત્યારે, ચોકઠાબંધ ગ્રંથો તેમના ઉપર અવલોકન માટે આવવા લાગ્યા કારણ કે નવલરામના મર્મગ્રાહી અને મર્મસ્પર્શી સ્વભાવને લીધે ગ્રંથકારોને સહૃદયી વિવેચક મળતો હતો તેમનામાં વિચારની સમતુલા સુરતમાં નહોતી, તેના બીજ અમદાવાદમાં રોપાયા, અને રાજકોટમાં તેનો વિકાસ થયો, ઉન્નતી દાખી કહી નર્મદ, અમુક નગરના મટી સમસ્ત ગુજરાતના ગુજરાતી જ્યારે થયા ત્યારે તેમ થતા પામ્યુ

૧૮૭૭ 'હરિદાસની આરસી', 'ગુજરાતનો પ્રવાસ', 'જનાવરની જાન' અને 'શ્રીસ્વરૂપ' જેવી મૌલિક ગરબીઓવાળી 'બાળ–ગરબાવળી' રચી ગુજરાતના પ્રવાસની ગરબીમાં તો એમણે જનસ્વભાવના સૂક્ષ્મ નિરીક્ષણના સૂચક એવા સચોટ વચનોદ્વારા સુરતીઓનો મોજીલો સ્વભાવ, ચરોતરીઓની જડતા, અમદાવાદીઓનો ઉદ્યોગ, અને કાઠિયાવાડીઓનો મિશ્ર ગુણોવાળો સ્વભાવ વર્ણવ્યો છે. સાહિત્યપ્રદેશમાં જૂના કવિઓની લોકપ્રિયતા દેશપરત્વે કેવી વ્હેંચાઈ ગઈ છે તે, અમદાવાદનું વર્ણન કરતા એ જણાવે છે:

'રમતા છે અહીં ટાપા સામળ કવિના પૂરણભાવ રે
જેમ સુરતમાં પ્રેમાનંદ ને વડોદરે દયારામ:
—રમિયે ગુજરાતે'

ટુકડે ટુકડે 'ઇંગ્લંડની પ્રજાનો ઇતિહાસ' શાળોપયોગી દૃષ્ટિએ તેમણે શાળાપત્રમા લખ્યો, જે છેવટે અધૂરો રહ્યો છે 'બ્રોડ્ઠ કમિટી' દ્વારા એ પુસ્તકાકારે પ્રકટ થયો છે

[૧૮૭૮ 'કરસનદાસ ચરિત્ર' મહીપતરામનુ છપાયુ, દુર્ગારામ મહેતાજીનું મૃત્યુ ]

૧૮૭૮ 'અકબર બિરુદ્ગાન નિમિત્તે હિંદી કાવ્યતરંગ'ની યોજના કરી તેની રચના દલપતરામના 'ફાર્બસ વિલાસ'ને મળતી છે 'ફાર્બસ વિલાસ'મા સામાન્ય લોકો સમજે તેવી કવિતા છે, 'અકબર બિરુદ્ગાન'મા વિદ્વાનોના રસને અનુકૂળ પડે તેવી કવિતા અને કાવ્યચર્ચા છે તેમાની હિંદી કવિતા નવલરામનીજ રચેલી છે

'હિંદી કાવ્યતરંગ'માના 'તરંગ' શબ્દ માટે નોંધવા જેવુ છે કે નવલરામ, ન્હાનપણથી પોતાની કલ્પનાને સતેજ રાખવા ભાંગનું સેવન કરતા, પરતુ તે કદાચિત તેથી જ એ બહુ તરંગી રહેતા અમદાવાદના કાર્યક્ષેત્રમા તેમને ભાગ્યે જ absent-minded થવા ફુરસદ મળતી પરતુ રાજકોટમા પાછી આ સાલમા તેમને તેની અસર જણાવા લાગી

૧૮૭૯ ઇચ્છારામનું 'હિંદ અને બ્રિટાનિયા' છપાયુ તેનુ અવલોકન નવલરામે 'શાળાપત્ર'મા કર્યું પ્રસ્તુત પુસ્તકમા રાજદ્રોહી લખાણ છે, એવા પ્રકારની ફરિયાદ 'રાસ્ત ગોફ્તાર'ના તંત્રી કૈખુશરૂ કાબરાજીની ચર્ચાથી પગભર થતા, કેસ થયો ચોપડી નિર્દોષ જાહેર થઇ હતા, આ ઊહાપોહને લીધે 'શાળાપત્ર'મા અવલોકન લખનાર નવલરામનો ખુલાસો તેમના ઉપરીઓએ માગ્યો ખુલાસો માન્ય રહ્યો તોપણ તે પ્રસગને લીધે નવલરામના મનમા પારસીપત્રકાર વિરુદ્ધ વસવસો રહ્યો રાજભક્તિ અને ખુશામત વચ્ચે કેટલુ થોડુ અંતર છે તે વિચારતા તેમના મનને બહુ દુ ખ થયુ.

આ અરસામા રાજકોટમા મર જેમ્સ પીલના પ્રમુખપણા નીચે દાક્તરુનનો એક મેળાવડો થયો ત્યા નવલરામની રચેલી કન્યાઓએ ગાઈ તેમા 'અગ્રેજો રાજ કરે, દેશી રહે દબાઇ' —એવી લીટી કન્યાઓના મ્હોંથી સાભળતા, ત્યાના એજન્સીના ખુશામદખોર દેશી કારભારીઓમા કોલાહલ મચી રહ્યો ! પ્રમુખને

સો તેમાંનું કાંઈ પણ થયું નહોતું—શ્રી દેરાસરીએ નોંધેલાં 'જીવન સ્મરણો'માંનો આ પ્રસંગ નવલરામનો સ્પષ્ટવક્તા તથા નીડર સ્વભાવ વ્યક્ત કરે છે.

નવલરામને તેમની પુત્રી કમળાના વિવાહ બાબત આ અરસામાં બહુ ઊંચો જીવ કરવો પડ્યો. તેનું બાળલગ્ન પોતે ન કર્યું તેથી વય આવી પહોંચતાં વિસનગરા નાગરમાંથી વર ન મળ્યો. આ વખતે અમદાવાદની 'બાળલગ્નનિષેધક સભા'ના પ્રધાનપણ ઉપર રહી ચર્ચા જાતઅનુભવ ઉપરથી કરી. આખરે પોતાના મિત્ર નરભેરામ વિધુર થવાથી, તેની સાથે પોતાની પુત્રીને પરણાવી. સમાજસુધારાની મુશ્કેલીઓ તેમણે આમ સહન કરી હતી. તેમની બીજી સંતતિમાં માત્ર પુત્ર ધીમતરામ હતો.

૧૮૮૧ ['અંધેરીનગરીનો ગર્ધવસેન' 'વનરાજચાવડો' 'કાન્તા'] નવલરામને ઉત્તરાવસ્થાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર વાચવા તરફ મન વળવા લાગ્યું. પેન્શન લેવા વિચાર કર્યો, અને તે પછીના વાનપ્રસ્થાશ્રમનો કાર્યક્રમ ઘડવા માંડ્યો.

'મુંબાઈમાં રહેવું, 'રાજસ્થાની' અથવા 'આર્યમતી' નામનું પત્ર પ્રકટ કરવું, આર્ય નાટકમંડળી ઊભી કરવી, નવી ઢબનાં હુન્નરકામ ઊભાં કરવાં, Epics અને National Ballads રચવાં, પુસ્તક વેચનારાઓનો ધંધો દેશની રીતભાતને અનુકૂળ કરવો અને દેશસુધારાને અર્થ 'શ્રી સેવન' જેવી સમર્પિત લોકોની એક સભા કરવી વગેરે. આમાં કેટલુંક ચિત્ર આજે પણ ઉપયોગી થવા જેવું તાજું છે.

સાહિત્યમાં સ્વેચ્છાએ વાનપ્રસ્થધર્મ સ્વીકારનાર ગોવર્ધનરામે મુંબાઈથી નડિયાદ આવી નિવૃત્તિ-વિરામ સેવ્યો ત્યારે નવલરામે, ગુજરાતને એક છેડેથી, છેક બીજે છેડે જઈ, જાહેર અને સાર્વજનિક જીવન ગાળવાનાં સ્વપ્નાં સેવ્યાં જે જોગાનુજોગે સ્વપ્નાં જ રહ્યાં.

૧૮૮૨ નવલરામે 'ગુર્જરપરીક્ષા,' 'સમયપરીક્ષા' કે 'ત્રિમાસિક ચર્ચા'—એવા કોઈ નામથી 'રિવ્યુ' કાઢવા ધાર્યું. તે માટે જુદા જુદા વિષયો માટે સમગ્ર ગુજરાતમાંથી કોણ કોણ લખવાને વધારે લાયક છે તેની નોંધ કરી. એ નોંધ એટલી બધી વ્યાપક છે કે

તેવી ઉદાર મતસહિષ્ણુતાથી નામ પસદ કરનાર તત્રી–સાક્ષરો ખોળના મુશ્કેલ છે અંબાલાલ સાકરલાલ, લાલશકર, હરગોવિંદદાસ, ઝવેરીલાલ, મલબારી, નર્મદાશકર, દલપતરામ, મનસુખરામ, રણછોડભાઇ, વ્રજલાલ શાસ્ત્રી, મણિશકર કીકાણી, મહીપતરામ, નદશકર –વગેરે લેખકોના સહકારની યોજના તેમણે ઘડી દરેકને કયા વિષયપર લખવાનુ સોપવુ તે પણ નક્કી કર્યું – આ યોજના પાર પડી શકી હોત તો ગુજરાતમા એક એવુ સુદર આદર્શ ત્રિમાસિક નિકળી શકયુ હોત કે તેના લખાણો ગુજરાતી સાહિત્યના મહત્તના દફ્તર બન્યા હોત પરતુ દૈવનુ કરવુ તે નવલરામ વાનપ્રસ્થ થઇને જીવતા રહેવા પામ્યા નહી. અને તેમની યોજના તેમની સાથે જ ગઇ '

૧૮૮૩ ૮૫ આ વર્ષોમા નર્મદે વિચારપલટો કર્યો, 'ધર્મ વિચાર' (૧૮૮૫)ના લખાણો પ્રકટ થયા તેની સામે 'શુ સુધારો પડી ભાગ્યો ?' –એ નામથી નવલરામે લેખ લખ્યા, અને 'ગુજરાતી' પત્રમા 'સુધારાના ઇતિહાસનુ વિવેચન' નામે લેખમાળા લખવા માડી તે તેમના મૃત્યુ પછી પૂરી થાઇ.

૧૮૮૩ આ વર્ષમા શ્રી ગોવર્ધનરામને અડધા કલાક માટે નવલરામનો મેળાપ થયો પરિણામે 'નવલ જીવનકથા' રૂપી અર્ધ્ય આપવાનો યોગ તેમને સાપડયો.

[ ૧૮૮૫ 'ધર્મવિચાર,' 'જ્ઞાનસુધા'નો જન્મ, કોંગ્રેસની સ્થાપના ]

[ ૧૮૮૬ નર્મદનુ મૃત્યુ, ભોળાનાથનુ મૃત્યુ ]

૧૮૮૭ ['સરસ્વતીચદ્ર' ભા. ૧; 'કુસુમમાળા']
નર્મદનુ મૃત્યુ થયુ, એટલે તેમની જીવનકથા લખવાનું કામ નવલરામને માથે આવ્યુ 'કવિજીવન' લખતા તેમણે મિત્રકવિના શ્રાદ્ધનો ઉચિત માર્ગ બતાવ્યો કે

'......પ્રતિશ્રાદ્ધમા, યશાજલિ જ ઉચિત '

કવીશ્વર દલપતરામની ગુણસત્તા સ્વીકારી, તેમને ન્યાય આપતા તેમણે 'નર્મકવિતા'ની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામા સ્પષ્ટ લખ્યુ કે. 'આ જમાનાના કવિ તે બે જ નર્મદાશકર અને દલપતરામ'

૧૮૮૮ [ડૉ ભગવાનલાલ ઇંદ્રજીનું અવસાન ]

રાજકોટમાં તબિયત બગડતાં હવાફેર માટે સુરત ગયા ત્યાંથી ડુમસ જઈ ૫ મા સુરત આવ્યા પરન્તુ આખરે ઑગસ્ટની ૭મી તારીખે પ્રભુસ્મરણ કરતા, તેમની જીવનલીલા સંકેલાઈ

‘સુબોધ ચિંતામણિ’ના જુવાન કવિ નરભેરામ પોપટે તેમના અવસાન પ્રસંગે વાસ્તવિક શોકોદ્‌ગાર કાઢ્યો

“નવલ વિવેચક વિના, શુન્ય સાક્ષરતા ભાસે
ભાષાની માધ્યસ્થી કસીને કોણ તપાસે?
હીરાગરની ગાદી પડી ખાલી ગુજરાતે
કોણ હીરા પારખે ઝવેરી જાતા આજે?

દલપતરામે પણ ઉદારભાવે ઉદ્‌ગાર કાઢ્યા

“નવલ ગયો, નર્મદ ગયો ગયો જ મહીપતરામ
દુખિયો દલપતરામ છે હાલો દેખી હામ

[૧૮૯૧ નવલરામના મૃત્યુ પછી ત્રણ જ વર્ષે ‘સરસ્વતીચંદ્ર’કાર ગોવર્ધનરામે તેમના સમગ્ર લેખોની ચાર ભાગમાં સંયોજના કરી, ‘નવલ ગ્રંથાવલિ’ પ્રકટ કરી તેમાં પ્રસ્તાવના ઉપરાંત એક વિસ્તૃત જીવનકથા લખીને જોડી, વિદેહ થનાર ગ્રંથકારને આગવા પ્રેમથી સંભારી, તેમના તરફનો પૂજ્યભાવ બતાવ્યાના દાખલા ગુજરાતી સાહિત્યમાં ગણ્યાગાંઠ્યા છે

ગોવર્ધનરામે ‘નવલજીવનકથા’ના ઉપસંહારમાં લખ્યું છે

“નવલરામ કોઈ રાજા નહોતા એમણે કોઈ રણક્ષેત્રમાં યુદ્ધ નથી કર્યું શાસ્ત્રના શોધ નથી કર્યાં ગ્રંથકારરૂપે યુરોપમાં પ્રસિદ્ધિ નથી મેળવી, લક્ષાધિપતિ ન હતા, અંગ્રેજ સરકારના રાજ્યના કોઈ મોટા જજ ન હતા, દેશી રાજ્યના દીવાન ન હતા, સી એસ આઇ નહોતા, અને સભાઓ ધ્રુજાવનાર ન હતા ’

ત્યારે નવલરામે શું કર્યું? તેમની જીવનકથામાં શો ચમત્કાર છે? અને આ કથા શા વાસ્તે લખી? . વાચનાર આપણું ગુજરાત જો, આપણા ગુજરાતીઓ જો, આપણા ગ્રંથકારો જો, અને તને એમ નથી લાગતું કે આપણે આપણા પ્રમાણમાં

નવનરામ પણ ઠીક હતા? નવનરામ જીવ્યા એટલા સમયમાં નવનરામનું કર્યું બીજા કોણે કર્યું છે?"

શ્રી નરસિંહરાવે નવલરામના 'જીવનદર્શન'માં લખ્યું છેઃ

"હેમણે (નવલરામે) સાહિત્યના અનેક અને વિવિધ પ્રદેશમાં સમર્થ વિહાર કર્યો છે, કેળવણી માત્ર મેટ્રીકના વર્ગ જેટલી છતાં આપબળે સમર્થ વિદ્વાન્ જેટલી યોગ્યતા સંપાદન કરી હતી; સાહિત્યના પ્રદેશમાં અશ્રાન્ત વિચરી સાહિત્યની અનુપમ સેવા અને સંસારસુધારાના ક્ષેત્રમાં પોતાની માક્ષરપ્રવૃત્તિના સાધનવડે ઉત્સાહભેર દેશસેવા કરી છે, અચળ ધાર્મિકભાવ, મરણપર્યંત સચવાયેલો ભાવ, એમની કવિતામાં ઝળકી ઊઠે છે. 'ગુજરાત શાળાપત્ર'ને ગુજરાતમાં ઉંડી અસર કરનારૂં સમર્થ સાધન એમણે જ બનાવ્યું હતું, હેમને ભૂલવા એ એક પ્રકારનો સાહિત્યદ્રોહ જ ગણાય

એ કાંઇ સામાન્ય સાહિત્યચર્ચા કરનારા પંડિત હતા એમ ન્હોતું, હેમની દૃષ્ટિ દૂર ભવિષ્યમાં પ્હોંચનારી હતી હાલ જે જે મહત્ત્વના પ્રશ્નોનું મંથન આપણે કરિયે છિયે તે સર્વના આદ્યદ્રષ્ટા અને સમર્થ ચર્ચક એ હતા.........એમણે કરેલી સેવા અદ્વિતીય રહેશે હેનું ભૌતિક શરીર નાશ પામ્યું છે; પણ એને બીજું જોઇતું પણ શું હતું? ધર્મ એ જ હેનું લક્ષ્ય હતું. એમનો ઊંડો ઉદ્ગાર છેઃ

'વિના ધર્મ નવલ, આ સ્થાન ચલિત સહુ છેક જ રે' *

**મંજુલાલ ર. મજમુદાર**

## —: સંદર્ભ લેખસૂચી :—

### ૧ નવલ ગ્રંથાવલી – ચાર ભાગમાં.

(સ્વ) શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીએ 'નવલ ગ્રંથાવલી'ની ચાર ભાગવાળી પ્રથમ આવૃત્તિ માટે લખેલી જીવનકથા (૧૮૯૧) પૃ. ૧–૮૪.

* શ્રી વડોદરા સાહિત્ય સભા તરફથી તા ૬ઠ્ઠી માર્ચ ૧૯૩૫ના રોજ ઉજવાયલી નવલરામ શતાબ્દી પ્રસંગે આપેલા વ્યાખ્યાનની નોંધ

૨. ભટનું ભોપાળું (ઑપેરા).

સુરત નાગર એસોસિયેશન તરફથી સં. ૧૯૫૬ (૧૯૦૦) છપ્પનિયા દુકાળસંકટનિવારણઅર્થે ભજવાયેલા કૉન્સર્ટમાંનો ભાગ. તે પ્રસંગે કેટલાક નવા ગાયન કોઈકે એમાં રચેલા છે.

૩. નવલરામ-જીવનદર્શન.

શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાએ 'ગુજરાત શાળાપત્ર'ના સુવર્ણમહોત્સવ નિમિત્તે લખેલું વિસ્તૃત જીવનદર્શન' સં. ૧૯૬૭ (ઇ.સ. ૧૯૧૧) ના 'વસંત'ના વૈશાખ તથા જ્યેષ્ઠના અંકોમાં પ્રકટ થયુ છે.

૪. નવલગ્રંથાવલી-શાળોપયોગી આવૃત્તિ, ભાગ ૧.

(સ્વ) શ્રી. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ વિદ્યાભૂષણે, બે ભાગમાં તૈયાર કરેલી 'શાળોપયોગી નવલગ્રંથાવલી'નો પહેલો ભાગ નવલરામના પુત્ર ધીમતરામ (પંડયાએ) પ્રસિદ્ધ પ્રકટ કર્યો (૧૯૧૧) તેમાં સંયોજક શ્રોફની સ્વતંત્ર પ્રસ્તાવના (પૃ. ૧-૧૩) છે.

૫. નવલરામ-નાટકકાર તરીકે.

શ્રી. બેરિસ્ટર રણછોડભાઈ ઉદયરામરીએ 'માહીના સાહિત્યનું દિગ્દર્શન' (૧૯૧૧, ડીસેંબર)માં 'સમાલોચક' ત્રિમાસિકના એક અંકમાં છપાયલા 'ભટના ભોપાળા'ના અવલોકનમાંની નોંધ સહિત કરેલુ વિવેચન, પૃ. ૯૪-૯૮.

૬. નવલરામ-વિદેહી સાક્ષર.

શ્રી. જયસુખરાય પુરુષોત્તમરાય જોશીપુરાએ વડોદરામાં મળેલી ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રસંગે રચેલી 'સચિત્ર;સાક્ષરમાળા' (૧૯૧૨, એપ્રિલ)માં જીવનનોંધ, પૃ. ૧૧૧-૧૧૩.

૭. નવલગ્રંથાવલી-શાળોપયોગી આવૃત્તિ, ભાગ ૨.

(સ્વ.) શ્રી. હીરાલાલ શ્રોફે યોજેલી શાળોપયોગી આવૃત્તિનો બીજો ભાગ (૧૯૧૫)' નવા કવિઓની કવિતા સંબંધી પહેલા ભાગની પ્રસ્તાવનામાં ઉભા કરેલા વાદવિષયમાં મકરંદે (સર રમણભાઈએ) 'જ્ઞાનસુધા'માં ચર્ચા કરેલીઃ તેનો ઉત્તર આ ભાગની પ્રસ્તાવનામાં આપ્યો છે.

૮. **ઇંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ.**

શ્રી. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે 'પરિષદ બડોળ કમિટિ' ફંડ દ્વારા નવલરામે 'શાળાપત્ર'મા લખેલા પ્રકરણોને પુસ્તકાકારે પ્રકટ કર્યા; (૧૯૧૫)

૯. **નવલરામ–વિવેચક તરીકે.** શ્રી. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાની 'સાહિત્ય પ્રવેશિકા' (૧૯૨૨)મા નોંધ, પૃ ૧૦૨–૧૦૮.

૧૦. **નવલરામ જયન્તિ–વ્યાખ્યાન.**

શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિનું મુબાઇમા નવલરામ જયન્તી નિમિત્તે વ્યાખ્યાનઃ 'સાહિત્યમન્થન' (૧૯૨૪)મા પ્રકટ; પૃ. ૨૩૦–૨૫૩.

૧૧. **નવલરામ–જીવનદર્શન.** શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાના 'વસંત' (૧૯૧૧)મા પ્રકટ થયેલા લેખની બીજી આવૃત્તિ 'મનોમુકુર'મા થઈ; (૧૯૨૪, મે.), પૃ. ૨૯૮–૩૪૮.

૧૨. **નવલરામ–ગદ્યકાર તથા નાટકકાર તરીકે.** શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના "Further Milestones in Gujarati Literature" (1924, June)માં અંગ્રેજીમાં કરેલી વિવેચન નોંધ, પૃ. ૧૬૪–૧૬૯, ૧૯૬–૧૯૭.

૧૩. **સ્વ. નવલરામ અને સ્વ. અંબાલાલ.**

શ્રી. નરસિંહરાવ દીવેટિયાએ 'સ્મરણમુકુર' (૧૯૨૬)માં અમદાવાદની ગ્રહકુંડળી આપી, વર્ણવેલો નવલરામનો પ્રસંગ, પુ. ૭૪–૭૯.

૧૪. **સ્વ. નવલરામજીનાં જીવનસ્મરણો–વ્યાખ્યાન** શ્રી. બેરિસ્ટર ડાહ્યાભાઈ દેરાસરીનું સુરતમા નવલરામભાઈનું તૈલચિત્ર ખુલ્લું મૂકતી વખતે આપેલુ વ્યાખ્યાનઃ 'બુદ્ધિપ્રકાશ' પુ. ૭૮, અંક ૮: ઓગસ્ટ ૧૯૨૭મા પ્રકટ.

૧૫. **નવલરામના કેટલાક જીવન પ્રસંગો.** 'ગતકાળનાં સાહિત્ય અને સમાજજીવનનાં કેટલાક 'રેખાચિત્રો'. નામે શ્રી. બેરિસ્ટર ડાહ્યાભાઇ દેરાસરીનું ગુ. વ. સોસાઇટીનું વાર્ષિક વ્યાખ્યાન; (૧૯૩૦)



# નાગેશ્વર કવિ

કાઠીઆવાડ મધ્યે આવેલા કુંડલા ગામ પાસે ગાધકડા નામનું એક નાનકડું ગામ છે. ઘણા વર્ષો પૂર્વે સુમારે ૧૮૫૫ ની સાલમાં આ કવિ નાગેશ્વર આ ગાધકડા ગામમાં થઇ ગયા. તે એમની જન્મભૂમિ હતી, અને તે વખતે એ ગામ જૂનાગઢને તાબે હતું.

નાગેશ્વર કવિ કંઈ પિંગળ શીખેલા નહોતા. પરંતુ તેમનામાં નૈસર્ગિક કવિત્વશક્તિ એટલી તો સરસ હતી કે કોઈ પણ સમયે હાજરજવાબી કવિતા તેઓ બનાવી શકતા. ન્હાનપણથીજ તેમને કવિતાનો શોખ લાગ્યો હતો. તે દિવસે દિવસે વધતો ગયો, અને એ શક્તિને તેમણે સારી રીતે કેળવી હતી. પોતે ગરીબ સ્થિતિના બ્રાહ્મણ હતા. તેઓનો ગૃહસ્થાશ્રમી હતા. વિપ્રવૃત્તિમાં જે કાંઈ અલ્પ આવક થતી, તેમા પોતાનો ગૃહસંસાર ચલાવતા, અને સુખમય શાંત જીવન ગાળતા.

એ ગાધકડા ગામ પ્રથમ જૂનાગઢના તાબાનુ હતું તેની આસપાસ ભાવનગર રાજ્યના તાબાનાં ગામો આવી રહ્યા હતા, અને વચ્ચોવચ આ નાનકડું ગાધકડું હતું. તે વખતે જૂનાગઢના હાલના નવાબ સાહેબના પ્રપિતા મહોબતખાનજી ગાદીએ હતા.

વખત જતાં આ નાગેશ્વર કવિનું નામ કાઠીઆવાડમા બહુ જાણીતું થયું. વાત પરથી વાત નિકળતા નવાબસાહેબે પૂછ્યું કે આપણા મુલકમા સારો કવિ કોણ છે ? તેના ઉત્તરમા તેમને કહેવામાં આવ્યુ કે ગાધકડાના નાગેશ્વર કવિ બહુજ કાબેલ છે. તે પરથી નવાબ સાહેબની તેમને જોવાની ઇચ્છા થઇ, અને કવિને પોતાની પાસે બોલાવ્યા.

કવિરાજ તો મનમાં વિચાર કરવા લાગ્યા કે, નવાબે મને શાને માટે બોલાવ્યો હશે. પણ નવાબ સાહેબનું ફરમાન આવ્યું, એટલે ગયા વગર ચાલે નહિ, તેથી પોતે જૂનાગઢ ગયા, ને નવાબ સાહેબ પાસે હાજર થવા.

કવિરાજે નવાબસાહેબને અદબથી સલામ કરી કહ્યું કે, આ સેવકને કેમ બોલાવ્યો ! જે હુકમ હોય તે ફરમાવો. નવાબસાહેબે તો એવો અટપટો પ્રશ્ન પૂછ્યો કે, કહો કવિરાજ ! તમો અમારા ગામના એક કુશળ કવિ છો. તમારી કીર્તિ અમે સાંભળી છે. તો હું પૂછું તેનો જવાબ ખરેખર કહેજો કે, મુસ્લિમધર્મ શ્રેષ્ટ, યા હિન્દુધર્મ શ્રેષ્ટ. બરાબર જવાબ આપજો, નહિતર હાથકડી તૈયાર છે.

નાગેશ્વર કવિને તો આ પ્રશ્નથી એક મ્હોટુ ધર્મસંકટ આવી પડ્યુ જો હિન્દુધર્મને શ્રેષ્ટ કહે છે, તો નવાબને માઠુ લાગે છે, ને વળી હાથકડીનો ભય સન્મુખ ઉભો છે. જો મુસ્લિમધર્મને શ્રેષ્ટ કહે છે તો, પોતાના હિન્દુધર્મને હલકા પાડવાનુ હીણપ લાગે છે. પછી પોતે સુદઢ વિચાર કરી, તુર્તજ હાજર જવાબી એક દીઅર્થી દુહો કહ્યોઃ—

તીન લોક તારનેકુ,
હજીરા મસીત હયે

નવાબ સાહેબે કહ્યુ કે, એનો અર્થ સમજાવો ત્યારે કવિએ કહ્યુ કે ત્રણ લોક તરી જવામા હજીરા મસજીદ છે

નવાબ સાહેબ તો સાભળી બહુ પ્રસન્ન થયા, અને કવિરાજને ઇનામ આપ્યુ, ને તે દિવસથી તેમને રાજ્યકવિની પદ્વી આપી, તથા વર્ષાસન બાધી આપ્યુ એ રીતે કવિની કદર કરી. નવાબસાહેબનો વળતો ઉપકાર માની, કુરનસ બજાવી, આજ્ઞા લઈ, કવિરાજ તો વિદાય થયા

કવિરાજે મનમા જાણ્યુ કે માઠું થયુ તે સારુ સારૂ. જેમ તેમ બલામાથી છુટયા તો ખરા, નહિતર હાથકડી પહેરવાનો સંકટ સમય આવી લાગ્યો હતો, પરંતુ આબાદ બચી ગયા, એટલુજ નહિ, પરંતુ હાથકડીને બદલે ઇનામ તથા વર્ષાસન મળ્યા, એ પ્રભૂની પૂર્ણકૃપા, જો કે આપણે તો દુહામા હિન્દુધર્મજ શ્રેષ્ટ માન્યો છે કે—

તીન લોક તારનેકું,
હજી રામ સીત હયે.

એટલે કે ત્રણે લોક તરી જવામા હજી પણ રામ સીતા છે, એવો ભાવાર્થ કહ્યો પરમકૃપાળુ પરમેશ્વરે લાજ રાખી. તેનો પાડ માનતો પોતાને ગામ ગાધકડે આવી પહોચ્યો, ને પોતાની સ્ત્રી આગળ બનેલી સર્વ હકીકત કહી સભળાવી, સ્ત્રી પણ રાજી થઈ.

પ્રસંગોપાત્ કવિરાજને જૂનાગઢ જવું પડતુ, ને કવિતાઓ બનાવી ત્યા સર્વેના મનરંજન કરતા. એ રીતે કવિએ નવાબનું વર્ષાસન જીવિતપર્યન્ત ખાધુ.

જો કે કવિની કવિતાઓ, લેખો, કે ઉલ્લેખો કઇપણ ઉપલબ્ધ નથી. આતો ત્યાના જૂના વયોવૃદ્ધોની કર્ણ ઉપકર્ણથી સાભળેલી હકીકત લખી

છે. તેમાં જે કંઇ ન્યૂનાધિકતા હોય તો તે સંભવિત છે. કવિનો જન્મ વા અવસાન સમય પણ મળી શકતા નથી.

સમયના પરિવર્તનથી હાલમાં એ ગાધકડું ગામ ભાવનગર રાજ્યને તાબે થઈ ગયું છે. એ ગામનો ઈનામદાર લૂવારા નામનો ઘણા વર્ષોથી હતો, તેથી તેના જ નામથી લુવાગ ઇનામદારનું એ લૂવારા ગામ કહેવાતું.

આજે એ ગાધકડા ગામનો વહિવટ ભાવનગર રાજ્ય હસ્તક છે. તે રાજ્યે એ ગામ કોઇ ઈનામદારને અમૂક વર્ષને પટે આપી દીધેલ છે. એ ગાધકડું ગામ કુંડલાથી ૭-૮ માઈલ થાય છે. હાલમા ત્યા સ્ટેશન થયું છે.

કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું તેમ કવિરાજને થયું.

नहि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

મુંબઈ, નં. ૪<br>તા. ૧લી જુલાઈ<br>સને ૧૯૩૫.

મગનલાલ દલપતરામ ખખ્ખર

## શ્રીમન્નૃસિંહાચાર્યજી

[ વડોદગના શ્રેયસ્સાધક અધિકારિ વર્ગના આચાર્યશ્રી ]

સમસ્ત ગુજરાતમા શ્રેયસ્સાધક વર્ગનું નામ આજે સુપ્રસિદ્ધ છે. એ સુપ્રસિદ્ધ અને સુપ્રતિષ્ઠિત વર્ગના સસ્થાપક મૂળ પુરુષ શ્રીમન્નૃસિહાચાર્યજી હતા એમનો જન્મ સવત્ ૧૯૧૦ના કાર્તિક વદ ૧૪ના દિવસે, સુરત જિલ્લાના માડવી તાલુકાના કઠોદ ગામમા થયો હતો તેઓ શુકલ યજુર્વેદની માધ્યદિની શાખાના અધ્યાયી, ગાર્ગ્યાયિગોત્રીય, વિશનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના હતા તેમના પિતાનુ નામ દુર્લભરામ હતુ તેઓ સુશીલ વૃત્તિના અને ભક્તિમાન્ હૃદયના હતા તેમના માતુશ્રી મહાલક્ષ્મી પણ સ્વધર્મનિરત ભક્તિપૂર્ણ હૃદયવાળા હતા તેમને બીજા ચાર ભાઈ હતા અને તેમા દલપતરામ પણ કવિ તરીકે પ્રસિદ્ધ હતા 'સકલશાસ્ત્ર નિરૂપણ' નામનો તેમનો લખેલો એક ગ્રથ છે

બાલ્યાવસ્થામા સામાન્ય શિક્ષણ લીધા પછી તેમના પિતાશ્રી પુત્રોને સુશિક્ષણ મળે તે હેતુથી સુરત આવી વસેલા ત્યા તેમને ગુજરાતી નિશાળમા મૂકવામા આવ્યા પરંતુ બાલ્યાવસ્થાથીજ એમની વૃત્તિ વિલક્ષણ સ્વરૂપ ધારણ કરતી હતી અને તેથી ઘેરથી નિશાળે જવા નીકળતા પરંતુ નિશાળે ન જતા નદી તટે એકાન્તમા વિચરતા અથવા તો સાધુ સંતોના આશ્રમોમા જઇને બેસતા આમ છતા નિશાળમા કોઈ કોઈ દિવસે હાજરી આપતા અને તે વખતે તેમનો અભ્યાસ સારો જણાતો થોડો ગુજરાતી અભ્યાસ કર્યા પછી અગ્રેજી અભ્યાસ શરૂ કર્યો સુરતની મિશન હાઈસ્કુલમા અગ્રેજી અભ્યાસ કરતા ત્યારે તેમનુ વય આશરે ચૌદ પંદર વર્ષનુ હતુ, પરતુ તે વયે પણ તેમના શિક્ષક રેવરડ મોન્ટગોમરી સાથે ધાર્મિક વિષયમા ચર્ચા કરતા અને તે કાળે પણ તેમનામા પ્રતિભાના કિરણો ઝળકતા.

અગ્રેજી અભ્યાસ કરી, તે વખતે ચાલતી 'પબ્લિક સર્વિસ'ની પરીક્ષા આપી અને તેમા ઉત્તીર્ણ થયા.

એ સમયમા સુરતમા નવો પ્રાર્થના સમાજ સ્થપાયો હતો. તેના વ્યવસ્થાપકોમાના કેટલાએક તેમની સુંદર વિચારશૈલી અને વક્તૃત્વથી પરિચિત હતા અને તેથી સમાજના પ્રચારકાર્ય માટે તેમને ઉપદેશક નિમ્યા. તે સમાજના પુરુષો એજ તેમના નામ સાથે આચાર્યપદ જોડયુ હતુ અને ત્યારથીજ તેઓ નૃસિંહાચાર્યજીના નામથી પ્રસિદ્ધિ પામ્યા હતા.

સુરતમા તે હતા તે સમયમા તેમને મધુસૂદન સ્વામિ નામે નેવુ

વર્ષના વૃદ્ધ સન્યાસી સાથે સમાગમ થયો હતો એ સ્વામિ મંત્રશાસ્ત્રમા ઘણા કુશળ હતા. બીજા એક ભૂમાનંદ સ્વામિનો સમાગમ પણ થયેલો. ઉપનિષદ વગેરેનું થોડું તેમની પાસે અધ્યયન તેમણે કર્યુ હતુ એ ઉપરાત સુરતમા એક વૃદ્ધ બ્રહ્મચારી મોહનલાલજી હતા તેઓ ભક્તિપૂર્ણ હૃદયથી તલ્લીન થઇ કીર્તનો બહુ ઉત્તમ પ્રકારે કરતા તેમના સમાગમનો યોગ પણ તેમને થયો હતો

સંવત્ ૧૯૩૦-૩૧ના અરસામા વડોદરા કેમ્પમા રેસીડેન્સીમા પબ્લીક વર્ક્સ ડીપાર્ટમેંટમા નોકરી મળવાનો યોગ આવ્યો એ નોકરીમા પણ તેમની કાર્યદક્ષતા વિલક્ષણ હતી પોતાની જગાનુ કામ અલ્પ સમયમા પૂરૂ કરી સ્વતંત્ર વિચરતા. પરતુ તેમના કામથી તેમના ઉપરી અધિકારીઓ સંતુષ્ટ રહેતા અને ત્યાના કેટલાક અવ્યવસ્થિત કામની થયેલી સુવ્યવસ્થાથી સી ઓકનાર્ડ બહુ પ્રસન્ન થયેલા તેમના ઉપર સાહેબને સ્વાભાવિક સ્નેહ અને મમત્વ પ્રકટેલા તેઓએ સમયમા પોતાની સ્વતંત્ર વૃત્તિને લીધે રાજીનામુ ગજવામા દરરોજ રાખી મૂકતા ઉપરી અધિકારીની અપ્રસન્નતા જણાતા તે આપી દેવાનોજ વિલબ '

એ સમયે તેમનુ નિવાસસ્થાન કેમ્પ પાસે નિઝામપુરામા હતુ તેમના સમાગમમા આવનાર મનુષ્યોનુ તેમની અધ્યાત્મવિદ્યાની ચર્ચાથી ત્યારથી જ આકર્ષણ થવા લાગ્યુ હતુ અને એ વર્ગને અર્થે તેમણે સ્વતંત્ર કાવ્ય રચના ત્યારથીજ શરૂ કરી હતી એ કાવ્યો નૃસિંહવાણીવિલાસ પ્રથમ પુસ્તકરૂપે હાલમા પ્રસિદ્ધ છે કર્ણોપકર્ણ તેમના સબંધમા વડોદરાની જનતા જાણતી થવા લાગી તેમની ભવ્ય અને પ્રતાપી મુખમુદ્રા, વર્ચસયુક્ત તેજસ્વી કાન્તિ, દિવ્યપ્રતિભા, સુગંભીર વાણી, આશ્ચર્યજનક યુક્તિવાદ અને નિર્મળ પ્રેમ ભરી વૃત્તિથી ક્રમે ક્રમે ગુજરાત સમસ્તનો ઉચ્ચ સરકારી સુશિક્ષિત વર્ગ તેમના પ્રતિ આકર્ષાયો તે સમયે પશ્ચિમના જડવાદનુ વાતાવરણ પ્રબલ હતુ અગ્રેજી કેળવણીના રગથી ત્યાની સસ્કૃતિજ સર્વોત્તમ છે એવો ખોટો મોહ પ્રજામા વિશેષ વધતો જતો હતો આર્ય શાસ્ત્રો આપણી યોગવિદ્યા, આપણી તત્ત્વવિદ્યા વગેરે કપોલ કલ્પિત અને ગપગોળા-કાડ માત્ર છે એવુ મતવ્ય નવ શિક્ષિતોમા જ્યા ત્યા વધતુ જતુ હતુ પરતુ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ સુદર વિચાર શ્રેણીથી આપણી તત્ત્વવિદ્યા જગતની વિદ્યામાત્રના શિખર ઉપર છે, આપણી યોગશાસ્ત્રના ચમત્કારિક વાતો ગપગોળા નથી પરતુ સિદ્ધ અધ્યાત્મ નિયમો અને માનસ શાસ્ત્રના સિદ્ધાતો

ઉપર રચાયેલી સત્ય વસ્તુઓ છે, એ સ્પષ્ટ કર્યું હતુ અને તેથી અંગ્રેજી કેળવણીમા આગળ વધેલો ઘણો મોટો વર્ગ તેમના પ્રતિ આકર્ષાયો હતો અને વડોદરા રાજ્યનો તેમજ અંગ્રેજી રાજ્યનો મોટો અમલદાર વર્ગ તેમના શિષ્યવર્ગમા હતો અને છે તેમના શિષ્યવર્ગમાના ઘણા સાક્ષર વર્ગમા ઉત્તમ ગણાતા વિદ્વાનો છે મહાકાલ માસિકદ્વારા અધ્યાત્મ વિદ્યાનુ પ્રબળ આંદોલન ઉત્પન્ન કરી પ્રખર અધ્યાત્મભાવનાઓથી ગૂજરાતની પ્રજાને જાગ્રત્ કરનાર મહાકાલના સુપ્રસિદ્ધ વિદ્વાન્ તંત્રી શ્રીયુત છોટાલાલ જીવનલાલ, તેમના પટ્ટ શિષ્ય હતા એ ઉપરાંત પ્રિન્સિપાલ ત્રણીયા (ફીમાણી આઇઝ માળાના પાતંજલ યોગદર્શનના વિદ્વાન્ લેખક), હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉપનિષદ્ વિચારણા વગેરે તાત્ત્વિક ગ્રંથોના વિદ્વાન્ લેખક દિવાન બહાદુર નર્મદાશંકર મહેતા, શ્રીયુત નગીનદાસ ગોકળદાસ મહેતા બી એ (વડોદરા રાજ્યના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર), ષડ્દર્શન સંગ્રહના કર્તા શ્રીયુત મણિશંકર હરગોવિંદ ભટ્ટ, શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, શ્રીયુત નગીનદાસ સંઘવી વગેરે અનેક સુપ્રસિદ્ધ વિદ્વાનો છે

કેમ્પની નોકરીમાથી મુક્ત થઈ પછીથી વડોદરા શહેરમા, ભૂતડીને ઝાપે, તેઓ આવીને રહ્યા હતા હાલ ત્યા વિશાળ આશ્રમ છે અને 'નૃસિંહાશ્રમ'ના નામથી પ્રસિદ્ધ છે આ સ્થાનમા આવ્યા પછી અનેક દૂર દેશના વિદ્વાનો, સાધુ સન્યાસીઓ વગેરે તેમના સમાજનો લાભ લેતા શ્રીયુત મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, વડોદરાના દિવાન સાહેબ મણિભાઇ જસભાઈ, વગેરે પ્રતિષ્ઠિત પુરુષો તેમના દીર્ઘ પરિચયમા હતા થીયોસોફીકલ સોસાયટીના તે સમયના પ્રમુખ કર્નલ ઑલ્કોટ પણ કોઇ કાર્ય અર્થે તેમને મળવા આવેલા, વડોદરા રાજ્યના પ્રસિદ્ધ સંગીતાચાર્ય પ્રો૦ મૌલાબક્ષ તેમના દૃઢ સમાગમમા હતા અને નિત્ય તેમના આશ્રમમા આવી કીર્તનો ગાતા સંગીતનુ નોટેશન પદ્ધતિથી શિક્ષણ તેમણેજ શરૂ કર્યું હતુ અને એમણે કરેલા નોટેશન માટેના કાવ્યો તેમણે શ્રી નૃસિંહાચાર્યજી પાસે રચાવ્યા હતા

એમનો શિષ્યસમૂહ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના નામથી સમાજમા પ્રસિદ્ધિ પામ્યો એ વર્ગ તરફથી મહાકાલ માસિક પ્રકટ કરવામા આવ્યુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના પછી પણ એ માસિક શ્રીયુત છોટાલાલ જીવણલાલના તંત્રીપણા નીચે ચાલુ હતુ અને આધ્યાત્મિક અને ધાર્મિક વિષયોની સુંદર ચર્ચાદ્વારા ગુજરાત સમસ્તની બહુ ઉત્કૃષ્ટ સેવા બજાવી છે

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ કોઇ સ્વતંત્ર મત કે પંથનુ સ્થાપન કર્યું નથી.

આર્ય તત્ત્વવિદ્યાના ગ્રન્થોનુ જ્ઞાન આપી તેના અધ્યયન અધ્યાપનની પાઠશાળા સમાન એમની મરયા કાર્ય કરતી અને કરે છે. તેમણે દેહોત્સર્ગ સ્વેચ્છાપૂર્વક સવત્ ૧૯૫૩ ના શ્રાવણ શુદ ૫ ચમીને દિવસે મધ્યાહ્ને કર્યો હતો એમ મનાય છે.

તેમનું વર્તન નિતાંત નિરભિમાન અને પ્રતિક્ષણ નિરભિમાનતાનુ બોધક હતું ગુરુમા ગુરુપદ શિષ્યોથી આરોપિત હોય છે અને તેનુ અભિમાન હોવુ એ ગુરુના ભૂષણરૂપ નહિ પણ દૂષણરૂપ છે એમ તેમનું મતવ્ય અને આચરણ હતુ

તેમની પછી તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી આચાર્ય પદે છે બીજા પુત્ર શ્રીસુરેશ્વરાચાર્ય પણ વિદ્યમાન છે. એક પુત્રી શ્રીમતી ભાગતી દેવી હતા. તેમનુ લગ્ન રાજકોટના એ જી જી ના દફતરદાર સાહેબ હિમતરામજીના પૌત્ર સાથે થયુ હતુ તેમનું અવસાન થોડા સમય પૂર્વે ઇ. સ. ૧૯૩૨ મા થયુ હતુ

શ્રીનૃસિંહાચાર્યજી જાતે ગૃહસ્થાશ્રમી હતા અને ગૃહસ્થાશ્રમમા રહીને નિષ્કામ ભાવથી ગૃહસ્થાશ્રમના સર્વ કાર્ય કરતા જ જીવન્ મુક્ત દશાને પ્રાપ્ત કરવી એ તેમનો પ્રધાન ઉપદેશ હતો

શ્રીનૃસિંહાચાર્યજીએ મહાકાલ માસિકમા અનેક લેખો લખેલા છે તેમાના લેખોનો સગ્રહ ગ્રથરૂપે પ્રકટ થયેલો છે તેમજ બીજા સ્વતત્ર ગ્રથો પણ રચેલા છે. તેમનુ શરીર અલ્પ સમય જ રહ્યુ છે. તેમનું સ્વરૂપાવસ્થાન મધ્યમાયુમા થયુ છતા વિશાળ સાહિત્ય તેમના તરફથી સમાજને મળ્યુ છે એ નીચની યાદી ઉપરથી સ્પષ્ટ જણાય છે.

## —: તેમના રચેલા ગ્રંથો :—

(૧) ભાગિની ભૂષણ પાચ ભાગ
(૨) શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ (પૂર્વભાગ–ઉત્તરભાગ) એકજ ગ્રથ
(૩) શ્રી સિદ્ધાતસિંધુ (પ્રથમ તથા દ્વિતીય રત્ન) ,,
(૪) સતી સુવર્ણા
(૫) શ્રી નૃસિંહ વાણીવિલાસ પ્રથમ પુસ્તક
(૬) ,, ,, ,, દ્વિતીય ,,
(૭) ,, ,, ,, તૃતીય ,,
(૮) શ્રી સુરેશચરિત
(૯) શ્રી સદ્બોધ પારિજાતક
(૧૦) સન્મિત્રનું મિત્ર પ્રતિપત્ર
(૧૧) પચવરદ વૃત્તાન્ત
(૧૨) સુખાર્થે સદુપદેશ

## સ્વ૦ ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ

ભોગીન્દ્રરાવ દીવેટીઆ વડનગરા નાગર જ્ઞાતિના હતા અને તેમનો જન્મ અમદાવાદ મુકામે તા. ૩૧ મી માર્ચ ૧૮૭૫ને દીને થયો હતો. તેમના પિતાશ્રી રતનલાલ ત્ર્યંબકલાલ દીવેટીઆ શરૂઆતમા પ્રેમચંદ રાયચંદ મેઇલ ટ્રેનિંગ કૉલેજમા શિક્ષક હતા અને આગળ જતા તેઓ એજ્યુકેશનલ ઈન્સ્પેકટરના માનવંતા હોદ્દાએ પહોચ્યા હતા. તેમના માતુશ્રી ડાહીલક્ષ્મી જાણીતા સુધારક અને પ્રાર્થના સમાજવાદી મહૂમ ભોળાનાથ સારાભાઈના બ્હેનના પુત્રી હતા. આમ બાલ્યાવસ્થાથીજ ભોગીન્દ્રરાવ એક સંસ્કારી અને સુધારક કુટુંબની છાયામા ઉછર્યા.

ભોગીન્દ્રરાવે પ્રાથમિક શિક્ષણ ગધણપુર સ્ટેટની શાળામા પ્રાપ્ત કર્યું કારણકે તેમના પિતા તે વખતે ત્યા કેળવણી ખાતામા હતા; માધ્યમિક અભ્યાસ અમદાવાદની હાઈસ્કુલમા થયો. ઇ. સ. ૧૮૯૦ની સાલમાં-ફક્ત પંદર વર્ષની વયે-જ્યારે તેઓ ફીફ્થ સ્ટેન્ડર્ડમા હતા ત્યારથી તેમણે કાવ્યો-દ્વારા સાહિત્યદેવીની આરાધના કરવાનો આરંભ કર્યો. સ્કુલમા તેમના મિત્રોમા ર. રામમોહનરાય જશવંતરાય, સ્વ. શિવુભાઈ બાપુભાઈ દુર્કાળ, રા. શંકરરાય અમૃતરાય અને સ્વ૦ ડાહ્યાભાઇ લક્ષ્મણ મુખ્ય હતા. આ સાહિત્યરસિક મિત્રોએ ઈ. સ. ૧૮૮૯ની સાલમા અરસપરસ વિચારોની આપ લે કરવા અને અંગ્રેજી તથા સંસ્કૃત કાવ્યોમાંથી સુરતનો વીણી તેનો પ્રચાર કરવા એક નાનુશુ મંડળ સ્થાપ્યું-આ મડળ તે Intimate Friend's Association. દર અઠવાડિયે આ સાહિત્યરસિક વિદ્યાર્થીઓ કયા તો કાકરીયે, કયા તો કોઈ સભ્યને ત્યાં મળવાનું રાખતા અને પોતે જે કાવ્યો ચુંટયા હોય તેના પર રસમય વિવાદ કરતા. ત્રણ વર્ષ રહીને -એટલે ઇ૦ સ૦ ૧૮૯૨મા-આ મંડળમાથી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ "બન્ધુ-સમાજ"નો ઉદ્ભવ થયો. "બંધુ-સમાજ"મા સાત સભ્યો હતા. આ સભ્યો નિયમિત મળતા અને ફરજિયાત કવિતા-Compulsory versification-તેમની સભાઓનું એક અગત્યનું અંગ હતું. આ સાત સભ્યો તે (૧) રા. રામમોહનરાય જશવંતરાય, (૨) રા. શકરરાય અમૃતરાય, (૩) ભોગીન્દ્રરાવ દીવેટીઆ, (૪) શિવુભાઇ બાપુભાઇ દુર્કાળ, (૫) ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ, (૬) કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત અને (૭) દિનકરરાવ વ્હાલાભાઇ ધ્રુવ, સાત સભ્યોની બનેલી આ

નિયમિત સંસ્થાએ ગુજરાતી સાહિત્યના સર્વદેશીય વિકાસમા અગત્યનો ફાળો આપ્યો *

ઇ સ ૧૮૯૦ની સાલથી ભોગીન્દ્રરાવે કાવ્યો લખવાની શરૂઆત કરી ત્યાર પછી તેમની લેખિનીએ અનેક ક્ષેત્રોમા પ્રવેશ કર્યો સ્વ૦ ગણપતરામ ઉત્તમરામ ભટ્ટનુ "વાર્તાનિધિ" તે સમયે ટુકી વાર્તાઓને પ્રોત્સાહન અર્પતુ, ભોગીન્દ્રરાવે આ પત્રમા ટુકી વાર્તાઓ લખવા માડી આમ બાળામાથીજ એમનુ ધ્યાન અભ્યાસ કરતા સાહિત્યસેવા અને જાહેરપ્રવૃત્તિઓ તરફ વિશેષ હતુ એને પરિણામે તેમના અભ્યાસમા સ્વાભાવિક વિક્ષેપ પડયો ઇ સ ૧૮૯૧મા એમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને ગુજરાત કૉલેજમા દાખલ થયા અહીં પણ તેમની સાહિત્યસેવા તો ચાલુ હતી તેઓ 'સુબન્ધુ'ની સજ્ઞા નીચે કાવ્યો અને લેખો લખતા ગુજરાત કૉલેજમા હતા ત્યારે તેમણે Young Mens Union અને, આ યુનીયન ભાગી પડયુ ત્યાર પછી નીકળેલી, Social and Literary Associationમા આગળ પડતો ભાગ લીધો હતો ઇ સ ૧૮૯૮મા તેઓ બી એ ની પરીક્ષાની ટર્મ ભરવા મુબઈ વીલ્સન કૉલેજમા ગયા પરતુ ત્યા પ્રકૃતિ ઘણી અસ્વસ્થ રહેવાથી બીજેજ વર્ષે તેઓ ડીગ્રી લીધા વિના અમદાવાદ પાછા ફર્યા

પચ્ચીસ વર્ષની ઉમ્મરે—ઈ સ ૧૯૦૦ મા—ભોગીન્દ્રરાવના લગ્ન શ્રી નીલકઠરાય જશવતરાયના પુત્રી ઇન્દિરા સાથે થયા ઇન્દિરા એક સુશિક્ષિત અને સસ્કારી કુટુમના હોઈ તેઓ સાહિત્યમા સારો રસ લેતા લગ્ન બાદ પતિએ પત્નિના સાહિત્યશોખને પ્રોત્સાહન અર્પ્યું અને પરિણામે ઇન્દિરાએ "પ્રમિલા"ની સજ્ઞાથી લેખો લખવાની શરૂઆત કરી તેમણે સ્ત્રીઓ માટે સારી વાર્તાઓ લખી છે તે ઉપરાત "વાર્તાલહરી" નામે એક નવલિકાસંગ્રહ પણ સપાદિત કર્યો છે

મુબઈથી પાછા ફર્યા બાદ બે ત્રણ વર્ષ ભોગીન્દ્રરાવે કાલોલ, ધોળેરા, રાજકોટ વિગેરે સ્થળોમા રેવન્યુ અને કસ્ટમ ખાતામા નોકરીઓ કરી પરતુ તેમનુ મુખ્ય ધ્યેય તો બી એ ની ડીગ્રી લેવાનુ હતુ દિવસના નોકરી કરી રાત્રી વખતે તેઓ અભ્યાસ કરતા ઇ સ ૧૯૦૫ની સાલમા

* બ ધુસમાજના વિસ્તાર ઇતિહાસ માટે જુઓ આજ લેખક કૃત "ભોગીન્દ્રરાવ દીવેટીઆ", પ્રકરણ ત્રીજુ, પૃષ્ઠ ૨૪–૩૯

તેમણે પંજાબ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષામા વિજય પ્રાપ્ત કર્યો. ત્યારપછી તેમનો એમ એ ની પરીક્ષા માટે વાચવાનો વિચાર હતો, પરંતુ અન્ય યુનીવર્સીટીઓના બી. એ ને મુબઇ યુનીવર્સીટીની એમ એ. મા બેસવા ન દેવામા આવતા હોવાથી તેમણે એ વિચાર માડી વાળેલો પડયો ગ્રેજ્યુએટ થયા બાદ તેમણે અમદાવાદની એક સ્કુલમા શિક્ષકની નોકરી લીધી

ઇ. સ. ૧૯૦૩ની સાલમા "બધુ-સમાજ" તરફથી પ્રસિદ્ધ માસિક પત્ર "સુદરી સુબોધ" નુ પ્રકાશન શરૂ થયુ. આ પત્રનો પ્રધાન ઉદ્દેશ "સ્ત્રીઓની માનસિક, સામારિક, નૈતિક, શારીરિક અને ધાર્મિક ઉન્નતિ" કરવાનો હતો. "સુદરી સુબોધ" ની શરૂઆતથીજ ભોગીન્દ્રરાવે તેમા લેખો, વાર્તાઓ અને કાવ્યો લખવા માડયા. ૧૯૦૫ થી ૧૯૦૭ સુધી તેઓ "સુદરી સુબોધ" ના એડીટીગ સેક્રેટરી હતા. ૧૯૦૩મા સ્વ૦ રણજીતરામે ગુજરાત સાહિત્ય સભાની સ્થાપના કરી હતી. આ સંસ્થામા પણ ભોગીન્દ્રરાવ ઉત્સાહ ભર્યો ભાગ લેતા અને ૧૯૦૬-૦૭મા તેઓ સભાના સેક્રેટરી હતા. "સુંદરી-સુબોધ" દ્વારા તેમને સ્ત્રીઓની સેવા કરવાની સારી તક મળી સ્વ૦ ગોવર્ધનરામ ત્રિપાઠી માફક ભોગીન્દ્રરાવ પણ માનતા કે "સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

ભોગીન્દ્રરાવ ગુજરાતી સાહિત્યમા નવલકથાકાર તરીકે પ્રખ્યાત છે. એમની પહેલી નવલકથા "મૃદુલા" ઇ. સ. ૧૯૦૭ મા પ્રકટ થઇ અને ૭ માસના અલ્પ સમયમા "ઉષાકાન્ત" પ્રકટ થઇ. આ બે નવલકથાઓએ તેમને ઘણા પ્રકાશમા આણ્યા. "મૃદુલા" અને "ઉષાકાન્ત" મા તત્સમયના અગત્યના પ્રશ્નોનુ સુંદર નિરૂપણ કરવામા આવ્યુ છે એ ઉપરાત એ બન્નેમા ગુર્જર ગૃહજીવનના-ખાસ કરીને નારી જીવનના-તાદૃશ્ય ચિત્રો છે. "ઉષાકાન્ત" થી આકર્ષાઈ શ્રી૦ દયારામ ગીડુમલ, શ્રી૦ મલબારી અને પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી શ્રી૦ ત્રિભુવનદાસ ગજ્જરે ભોગીન્દ્રરાવને મુબઇના સુપ્રસિદ્ધ "સેવાસદન" મા સેક્રેટરી તરીકે જોડાવાનું આમંત્રણ આપ્યુ અને ભોગીન્દ્રરાવે એ સ્વીકાર્યું. તેઓ ઇ. સ. ૧૯૦૮મા મુબઈ આવ્યા અને ત્રણ વર્ષ સુધી "સેવાસદન" ના સેક્રેટરી તરીકે કામ કર્યું આ દરમ્યાન તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, ભગિની સમાજ વિગેરે અન્ય સ્ત્રી હિતસાધક સંસ્થાઓમા પણ આગેવાનીભર્યો ભાગ લેતા. ઇ. સ. ૧૯૧૧ મા અમુક કારણોસર તેમણે "સેવાસદન" છોડયુ ત્યાર

બાદ તેઓ બાબુ પનાલાલ જૈન હાઈસ્કુલમા શિક્ષક તરીકે જોડાયા અને ૧૯૧૭મા એમનુ અવસાન થયુ ત્યારે તેઓ એ સંસ્થાના વાઈસ પ્રિન્સિપાલ હતા

મુંબઈ આવ્યા પછી ભોગીન્દ્રરાવની લેખિનીએ વિદ્યુતવેગી ઝડપથી સાહિત્યસેવા કરવા માંડી એક પછી એક એમ ઉપરાઉપરી અનેક નવલ કથાઓના પુસ્તકો તેમણે ગુજરાતને અર્પ્યાં "સિતારનો શોખ", રાજમાર્ગનો મુસાફર', "તરલા", "જ્યોત્સ્ના', "બાલવાડી", "આરીસ્ટ કેનેરર", "સોનીગીરર", વિગેરે અનેક પુસ્તકો લખવા ઉપરાંત તેઓ દરેકે દરેક અગ્રગણ્ય પત્રોમા અને સામયિકો માટે લેખો અને વાર્તાઓ લખતા ઇ સ ૧૯૧૭મા એમનુ અકાળ અવસાન થયુ ઇ સ ૧૯૦૭ થી ૧૯૧૭ સુધી એમણે ૫૬૨ નવલકથાઓ, બાળસાહિત્યના પુસ્તકો ઉપરાંત પ્રસંગોચિત લેખો લખ્યા એ બતાવી આપે છે કે તેમની લેખિની કેટલી પ્રચુર હતી ઝડપ વિના આ અસાધારણ પ્રવૃત્તિ અશક્ય હતી એમના એક અંગત મિત્ર કહે છે કે "Bhog ndiarao per sonified speed" આપણી સામાજીક સમસ્યાઓ અને પ્રજાકીય મહાપ્રશ્નો તેમની નવલકથાઓમા અગત્યનુ સ્થાન ભોગવતા પરિણામે તેમની નવલકથાઓ ધ્યેયલક્ષી બની તત્સમયના શિક્ષિત યુવક-યુવતીઓના મનોમંથન કરનાર અનેક જ્વલંત પ્રશ્નોનુ ભોગીન્દ્રરાવે પોતાની વાર્તાઓમા નિરૂપણ કરી યોગ્ય માર્ગસૂચન કર્યું આ રીતે તેમણે ગુર્જર વનિતાવૃંદની પ્રીતિ સંપાદન કરી તેમની ભાષા સહેલી, સાદી, સુવાચ્ય અને અસરકારી હોઈ સ્ત્રીઓમા તેમના પુસ્તકો વધુ પ્રચાર પામ્યા ખરું જોતા તો ગુર્જર નવલકથા સાહિત્યમા સામાજીક નવલકથાઓની હારમાળા શરૂ કરવાનો સુયશ ભોગીન્દ્રરાવનેજ ઘટે છે ર૦ હીરાલાલ પારેખ ખરૂજ કહે છે કે "Ho did speed work as well as spade work"

પ્રસિદ્ધ રશિયન વિચારક અને મહાત્મા કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉયનો ગુજરાતને પરિચય કરાવવાનુ માન પણ ભોગીન્દ્રરાવને ઘટે છે "સિતારનો શોખ", "ચમેલી", "ટૉલ્સ્ટૉયની ટુંકી વાર્તાઓ" વિગેરે પુસ્તકો દ્વારા એમણે ટૉલ્સ્ટૉયને ગુજરાતની નિકટ આણ્યો એમણે ટૉલ્સ્ટૉયનુ જીવન ચરિત્ર લખવા માંડ્યુ હતુ પરંતુ તેમના અકાળ અવસાનથી એ પુસ્તક અપૂર્ણ રહ્યુ બીજી વાર્તાઓ જે અપૂર્ણ રહી તેમા "અજામિલ", "લલિતકુમાર' અને "દ્વૈતજીવન" અગ્રસ્થાને છે

ફક્ત બેતાળીસ વર્ષની અલ્પ વયમા ભોગીન્દ્રરાવનુ અવસાન થયુ.

તેમનો જીવનદીપ અકાળે ન બુઝાયો હોત તો તેઓ આપણા સાહિત્યને અનેક વધુ સુંદર કૃતિઓથી સમૃદ્ધ કરતે

મુંબઈ, તા ૨૦-૫-૩૪ } શાંતિલાલ તોલાટ

—: એમની કૃતિઓ: —

૧ મૃદુલા ઇ સ ૧૯૦૭
૨. ઉષાકાન્ત ઇ સ ૧૯૦૮
*૩ ચમેલી ઇ સ ૧૯૧૦
૪ રાજમાર્ગનો મુસાફર ઇ સ ૧૯૧૦
૫ સિતારાનો શોખ ઇ સ ૧૯૧૧
૬ જીવનરના ઇ સ ૧૯૧૨
૭ નવરંગી બાનઓ ઇ સ ૧૯૧૩
૮. રસિકચન્દ્ર (ભાગ ચોથો) ઇ સ ૧૯૧૩
૯ લગ્ના ઇ સ ૧૯૧૪
૧૦ આસિસ્ટન્ટ કલેક્ટર ઇ સ ૧૯૧૪
૧૧. રા૦ ત્રિભોવનદાસ ભાણજીનું જીવનચરિત્ર ઇ. સ ૧૯૧૫
૧૨ મોહિની ઇ સ ૧૯૧૫
૧૩ દિવાળી કે હોળી? ઇ. સ ૧૯૧૫
૧૪. સ્નેહ કે મોહ (અથવા લગ્નબંધન) ઇ. સ ૧૯૧૬
*૧૫ લગ્ન-ધર્મ કે કરાર? ઇ. સ. ૧૯૧૬
૧૬. બાલકુમાર ઇ. સ ૧૯૧૬
†૧૭ અજામિલ ઇ સ ૧૯૧૭
†૧૮. કૉલેજીઅન ઇ સ ૧૯૧૭
†૧૯ લલિતકુમાર ઇ સ ૧૯૧૭
૨૦ જ્યોત્સ્ના ઇ સ ૧૯૧૭
૨૧ સ્ત્રીઓ અને સમાજસેવા ઇ સ ૧૯૧૭
૨૨. સોશીઓલોજી ઇ સ ૧૯૧૭
૨૩ બાલવાડી ઇ સ ૧૯૧૭
†૨૫. ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર
†૨૫ ઇંગ્લંડનો ઇતિહાસ.

* હજી પુસ્તકાકારે નથી પ્રકટ થઇ
† એમના અવસાનથી અપૂર્ણ રહ્યાં ("અજામિલ" નો બાકીનો ભાગ રા૦ તારાચંદ્ર આશારામે પૂરો કર્યો છે)

# સ્વ. મગનલાલ લીલાધર દ્વિવેદી

ગુજરાતમા કળા નથી અથવા કલાવિષયક કઈ સામગ્રી પણ નથી, તેવો આક્ષેપ કરનારાઓમાજ કલાપ્રતિ પ્રેમ કે સામગ્રીના અભ્યાસનો ઉત્સાહ નથી એ નિર્વિવાદ છે. ગુજરાત કલાભૂમિ છે, તેમા ઘણા કલાકારો ઉત્પન્ન થઈ ગયા છે અને અત્યારે પણ થાય છે, પરતુ કદરના અભાવે તેઓ પ્રસિદ્ધિમા આવી શકતા નથી અને તેમની કલાકૃતિઓ પણ નષ્ટ થઈ જાય છે. ગુજરાતમા કલા હોવા છતા તેનુ સશોધન થયુ નથી, તેમજ કલાનો ઈતિહાસ પણ લખાયો નથી, એવે સમયે એક કલાપ્રેમી ગુર્જર ચિત્રકારની સંક્ષિપ્ત જીવનરેખા કલાક્ષેત્રમા સાહિત્ય પ્રવૃત્તિની કઇક શરૂઆત જેવું ગણાશે.

ભાઇશ્રી મગનલાલ દ્વિવેદી કાઠીઆવાડમા લીંમડી તાબે સીયાણી ગામના વતની હતા અને જ્ઞાતિએ ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સંવત ૧૯૩૧ મા થયો હતો. તેમના માતાપિતા કાશીમા રહેતા હતા અને તેમના જન્મ પછી ટુંક સમયમાજ સ્વર્ગવાસી થયા હતા. આ કારણથી ભાઇશ્રી મગનલાલ ગુરૂ ગામમા પોતાના મામાને ત્યા ઉછર્યા હતા, અને શરૂઆતની કેળવણી પણ ત્યાજ પામ્યા હતા ત્યાર પછી તેઓ અમદાવાદમા પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કોલેજમા દાખલ થયા હતા અને ટ્રેઇન્ડ શિક્ષકની પરીક્ષામાથી ઉતીર્ણ થઇને ભરૂચ જીલ્લામા કેળવણી ખાતામા શિક્ષક તરીકે જોડાયા હતા, ત્યા એકાદ બે વર્ષ રહ્યા પછી તેમની બદલી પાટડીમા થઇ હતી અને પાછળથી અલ્પ સમયમા તેઓ અમદાવાદની મ્યુનીસીપાલીટીના કેળવણીખાતામા જોડાયા હતા અને એ નોકરી તેમણે પોતાના જીવનના અત સુધી ચાલુ રાખી હતી. તેઓ સ્વભાવે શાત અને રમુજી હોવા ઉપરાત સ્વતંત્ર વિચારના હતા. તેમને ઇતિહાસ, પુરાણો અને ધાર્મિક ગ્રથો ઉપર પ્રીતિ હતી અને ચાલુ ખબરો જાણવા માટે વર્તમાનપત્રો વાચવાનો ખાસ શોખ હતો.

ભાઇશ્રી મગનલાલને ચિત્રકલા માટે નૈસર્ગિક પ્રતિભા હતી. તેમના કોઈ ગુરૂ નહોતા. જો કે ટ્રેઇનિંગ કૉલેજમા અને પાછળથી શિક્ષક તરીકેના વ્યવસાય દરમ્યાનમા મુબઇની જે. જે. સ્કુલ ઓફ આર્ટની સેકન્ડ ગ્રેડની પરીક્ષાને અગે તેમને આ કલાનું સાધારણ જ્ઞાન મળ્યુ હતું. પરતુ ચિત્રકલાના જ્ઞાનનુ પ્રદર્શન તો છેક બાલ્યાવસ્થાથીજ તેમણે કરવા માડયુ હતું

તેમણે આઠ કે નવ વર્ષની ઉમ્મરે બનાવેલું "કૃષ્ણ અને ગોપીઓ" નું જળરંગ ચિત્ર અદ્યાપિ પણ જળવાઈ રહ્યું છે શિક્ષક વૃત્તિ તેમનો વ્યવસાય હતો જ્યારે ચિત્રકલા તેમનો આમરણ હતો અને તેમણે જીવનની અંતિમ ઘડી સુધી એ ચાલુ રાખ્યો હતો તેઓ ક્ષયના વ્યાધિથી પીડાતા હતા અને સીમલામાં સારવાર માટે રહ્યા હતા, ત્યારે બીમારી દરમ્યાનમાં પણ ચિત્રકલા માટે પોતાના પ્રેમ ઉપર અંકુશ રાખી શક્યા ન હતા, કેમકે એ સમયે પોતાના ડોક્ટરને "તોફાની દરિયામાં ગોથાં ખાતી નૌકામાં પોતાને જ પ્રવાસી અને ડોક્ટરને સુકાની કલ્પી એક ચિત્ર આલેખીને ભેટ આપ્યું હતું

નોકરી ઉપરાંત પોતાનો ફુરસદનો સમય તેઓ ચિત્રકલાની આરાધનામાં વીતાવતા હતા અને એ આરાધનાનો તેમનો હેતુ દ્રવ્ય કે કીર્તિની પ્રાપ્તિ નહોતી પરન્તુ કલાક્ષેત્રમાં પોતાનાથી બને તેટલો ફાળો આપીને દેશની કલા સંપત્તિમાં કંઈક ઉમેરો કરવાનો હતો જીંદગી દરમ્યાનમાં તેમણે એક પણ ચિત્ર વેચ્યું ન હતું અને મૃત્યુબાદ ચિત્રવિક્રય કરવાની તેઓએ ખાસ મના કીધી હતી પોતે અપુત્ર હતા પરંતુ ચિત્ર સંપત્તિને પોતાની સંતતિ અને સંપત્તિ માનતા હતા સંવત ૧૯૭૬માં આશરે ૪૫ વર્ષની ઉમ્મરે તેમણે આ સંસારનો ત્યાગ કર્યો, અંતિમ સમયે પણ પોતાના બધા ચિત્રો તેમણે ખુલ્લાં મુકાવ્યા હતા અને તેમને જોતા જોતાજ પ્રાણત્યાગ કર્યો હતો ચિત્રકલા ઉપર તેમના અસીમ પ્રેમની પ્રતીતિરૂપ આ કીસ્સો સાભળી કોની આંખોમાં આસું ન આવે?

ભાઈશ્રી મગનલાલના ઘણાખરા ચિત્રોની કલ્પના ઇતિહાસ, પુરાણો અને લોકગાથાઓમાંથી લીધેલી છે એ પરથી તેમનું વાચન વિશાળ હતું તેમ સ્પષ્ટ દેખાઈ આવે છે આજ દિવસ સુધી કોઈને પણ ન સૂઝયા હોય તેવા પ્રસંગો તેમણે ચિત્રસૃષ્ટિમાં સરજ્યા છે એ તેમની કલાની અપૂર્વતાનો પુરાવો છે કાલ્પનિક ચિત્રો ભાવવાહી છે અને તે પૈકી કેટલાક ઉપદેશાત્મક પણ છે કે, જે ભારતીય ચિત્રકલા ક્ષેત્રમાં બહુધા જોવામાં આવતા નથી હાસ્યરસને ચિત્રસૃષ્ટિમાં ચિતિર્ણ કરવાનો મંગલ આરંભ તેમણે કર્યો હતો 'વિના બોલાવ્યા મહેમાનો'નું વાદળાઓની મીજલસનું ચિત્ર અને 'ઉંચા કાનવાળા અમલદાર',નું ચિત્ર તેના દૃષ્ટાંતો છે કવિ જેમ પોતાને માટે તેમજ પોતાના સ્વજનોને માટે કાવ્યનો ઉપયોગ કરે તેમ તેઓ સામાજિક જરૂરતના પ્રસંગોપર ચિત્રકલાનો ઉપયોગ અને તે કેટલીક વાર મક્કમતાથી કરતા હતા એક સમયે અમદાવાદની મ્યુનીસીપાલીટીના

કેળવણીખાતામાં પોતાના હક તરીકે ઉંચી પદવી મેળવવા માટે અરજી કરતી વેળા "ગાયને ધાવતા (હકદાર) વાછડાને ખેંચતા ગોવાળ" (હકદારનો હક કેમ છીનવી શકાય ?(નું એક ચિત્તાકર્ષક ચિત્રનુ નિર્માણ કરીને તેનો ઉપયોગ તેમણે કર્યો હતો. અર્થાત કલા દરેક રીતે જીવનોપયોગી છે એવો સાક્ષાત્કાર તેમને થયો હતો.

ચિત્રકારે રંગીન ચિત્રોમા કોઈપણ રંગ તરફ અણગમો કે અધિકાનુરાગ દેખાડેલ નથી. જે પાત્ર, વસ્તુ, દ્રશ્ય વાસ્તવિક જે રંગનું સંભવે તેજ રંગથી તેને ચીતરેલ છે. ઉગ્ર રંગોને પણ અંકુશ વિના સ્થાન આપીને મિશ્રણ તથા ઘટનાના પ્રભાવથી આનંદદાયી બનાવ્યા છે અને એ રીતે અન્ય દેશોની ચિત્રકલાને મુકાબલે ભારતીય ચિત્રકલાનું યથાર્થ અને ઉત્કૃષ્ટ સ્વરૂપનું દિગ્દર્શન તેમણે કરાવ્યુ છે. ચિત્રોના પાત્રોનું અંગ પ્રમાણ અને મુખમુદ્રા ઉપર ભાવોની આલેખન શક્તિ પ્રશંસનીય છે. "શંકર અને ભીલડી"ના ચિત્રમાં શંકરનું અંગ પ્રમાણ અને 'દમયતી–અજગર" પ્રસંગના ચિત્રમાં પારધીના ચહેરા ઉપર ક્રોધનો સંનીવેશ અદભુત છે. ચિત્રની પિઠિકામાં જ્યાં શિલ્પકૃતિ હોય ત્યાં તેની સમકાલિન પદ્ધતિ આલેખવામાં તેમણે સફળ પ્રયાસ કર્યો છે. એક સ્થળે જલાશયના દ્રશ્યમા હંસો અને બતકો સાથે એક કીનારા પર પાણી પીતા જાનવરો દેખાડવા ઉપરાંત બીજા કીનારા ઉપર મગરોને જલાશયમાંથી બહાર લાવીને બેસાડવાનું તેઓ ભૂલ્યા નથી. તેમનાં ચિત્રો પાત્રો રંગભૂમિ ઉપર સ્તબ્ધ હાલતમાં ઉભેલ પાત્રો જેવાં જીવંત હોય તેવાંજ દેખાય છે.

તૈલચિત્રો જેટલાં મૌલિક છે તેટલાંજ સુંદર છે. તેમના સંગ્રહમાં એક દિદદેવીનું પણ ચિત્ર હોવા ઉપરાંત કુદરતી દ્રશ્યો, મકાનો, પશુઓ અને પક્ષીઓનાં ચિત્રો છે અને તે માંહેલા કેટલાએકની કલ્પના શાળોપયોગી બનાવવાની હોય તેમ અનુમાન થઈ શકે છે. નાના મોટા કદના જલરંગ ચિત્રો પણ ઘણાં છે અને થોડાં કેવલ રેખાચિત્રો પણ છે.

ભાઈશ્રી મગનલાલનો ચિત્રસંગ્રહ જોતાં કલ્પનાની મૌલિકતા, ભાવનાની શુદ્ધતા અને આલેખનશક્તિની દક્ષતા ખાસ લક્ષણો રૂપે દેખાઈ આવે છે, પરંતુ એ લક્ષણો સાથે શિષ્ટતા, નિરીક્ષણશક્તિ, મનુષ્ય સ્વભાવના અને સૃષ્ટિસૌન્દર્યના અભ્યાસનો સદયોગ થવાથી તેઓ કલાવિધાનમાં સફળતા અવશ્ય મેળવી શકયા છે. ચિત્રકલાના વિભાગોને અંગે

સૃષ્ટિચિત્રો, માનવ પાત્રો સહિત પ્રસંગો, કેવળ પશુ પક્ષીઓ અને ઉપહાસાત્મક ચિત્રો જોતા તેઓ આ કલામા સર્વદેશીય હતા એમ માનવું પડે છે.

આ કલાકારે પોતાનું જીવન ચિત્રકલાને ચરણે નિ:સ્વાર્થ બુદ્ધિથી અર્પણ કરીને ગુજરાતની ઉત્તમ સેવા બજાવી છે, પરંતુ તેમના જીવન દરમ્યાનમા તેમની યોગ્ય કદર ન થઇ એ કેવળ ગુજરાતમા રસજ્ઞતાનો અભાવ અને ગુર્જર નેતાઓ અને સાહિત્યકારોએ અત્યાર સુધી કલાની કરેલી ઉપેક્ષાનુ પરિણામ કહી શકાય, જો કે ભાઇશ્રી મગનલાલને પાચમી અને છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરીષદ અને અમદાવાદમા મળેલ છત્રીસમી રાષ્ટ્રીય મહાસભા તરફથી રૌપ્યપદકો મલ્યા હતા, પરંતુ તેમની કલાકૃતિઓની ઉત્કૃષ્ટતા જોતા મને લાગ્યુ કે તેમની જે વિશેષ કદર થવી જોઇતી હતી તે હજી સુધી થઇ નથી.



## રણજીતરામ વાવાભાઈ મહેતા*

સંવત ૧૯૭૩ ના જેઠ સુદી ૧૪ તા ૫ મી જુન ઇ સ ૧૯૧૭ને સોમવારના રોજ ગુજરાતી ભાષાના એક પરમ ઉપાસક અને ગુજરાત તરફ અસાધારણ મમતા ધરાવનાર સાક્ષર ભાઈ રણજીતરામ વાવાભાઈનુ અકાળ મરણ થયુ આજ એ વાતને પાચ વરસ પુરા થાય છે તો પણ તે પ્રસગ આખ આગળ ખડો ને ખડોજ રહ્યો છે દિવસોના દિવસો સુધી એ મરણનો પ્રસગ આખ આગળ તર્યાજ કર્યો છે અને આજે પણ અત્યારે મારી આખ આગળ એજ દૃશ્ય નજરે તરે છે મરણ એ શરીરની પ્રકૃતિ છે, **विकृति जिवितमुच्यते बुधैः** એવુ કવિવાક્ય છે પરતુ આ એકજ મરણના અનુભવથી મને ઘણી વિહ્વળતા થયલી અને ઘણા દિવસો સુધી મને ગ્લાનિ રહેલી આમ ખેદ થવાનુ કારણ અસાધારણ કરુણ સયોગોમા ભાઈ રણજીતરામ ચાલ્યા ગયા તેજ છે

હકીકત એવી છે કે કાશ્મીર કે મહાબળેશ્વર અથવા હવા ખાવાના કોઇ સ્થળમા શેઠ નરોત્તમ મોરારજીએ પોતાના પુત્ર અને પુત્રીને નહીં મોકલતા અંધેરી પાસે જુહુમા જ્યા પોતાનો બગલો છે ત્યાજ ઉનાળામા તેમને રહેવાનુ ઠરાવ્યુ અને ભાઈ રણજીતરામની દેખરેખ નીચે તેમને રાખ્યા રણજીતરામભાઈમા નવુ શીખવાનો અને જાણેલુ બીજાને શીખવવાનો ઘણો શોખ હતો તેના પરિણામે તરતા શીખવા માટે તેમણે પ્રયત્ન આરભ્યો અને એ આરભમાજ પોતાની જાત ખોઇ એમના જેવા ધીર માણસને પણ આ સાહસ થાય છે એટલુ ધ્યાન રહ્યુ નહીં એ વિધિની ક્રૂરતા જુઇ જેવુ એકાત સ્થળ–ટેલીફોનની પણ સગવડ નહીં, માણસો પણ થોડા, શહેરમા આવતા જતા ઘણો વખત લાગી જાય તેથી સગાસબધીઓમા સમાચાર પહોચાડવાની પણ મુશ્કેલી અને પાણીમા તણાઈ ગયેલ શબ ચારપાચ કલાક હાથ ન આવ્યુ તેથી થયેલ વિહ્વળતા—આ બધુ ભાઈ રણજીતરામભાઈના વિધવાએ અશ્રુપૂર્ણ નયને સહન કર્યું તેમા શેઠના કુટુબીઓના વાત્સલ્યથી જે દુ ખ ઓછુ થયુ જણાય તેજ મોડી રાત્રે શબને અગ્નિદાહ થઇ રહ્યા પછીથી હુ ઘેર પાછો આવ્યો ત્યારે મગજ ઉપર ઘણોજ ભાર જણાયો અને સવારમા ઉઠયો ત્યારે આગલા દિવસનો પ્રસગ ખરેખર બન્યો છે કે નહીંજ તે પણ કળી ન શકયો પરતુ રણજીતરામ

* ગુજરાત જ્યેષ્ઠ સ ૧૯૭૮, વર્ષ ૧, અક ૩

ભાઇ ગુજરી ગયા હતા જ, તેમના સતાનોને અને પત્નીને તથા કુટુમ્બીઓને દુ ખમા ડુબાડી ગયા હતા જ, અનેક મિત્રોને તેમની વિદ્વત્તાથી જે રસ, આનદ લાભ મળતો તે હમેશ માટે ગયો હતો જ

રણજીતરામભાઇનો જન્મ સ ૧૯૩૮ના કાર્તિક સુદી બીજના રોજ સવારના પાચ વાગતા તેમના મોસાળના ઘરમા સુરતમા થયો હતો તેમના પિતા મુબઈ યુનીવર્સીટીના એલ સી ઈ હતા અને ઇ સ ૧૯૧૧ના ડીસેમ્બરમા તેમનુ મરણ થયુ ત્યારે અમદાવાદમા નિવૃત્ત થઇ રહેતા હતા તેમના માતા હાલ હયાત છે એક ભાઈ રા મોતીભાઇ શોનાપુર મીલમા ડાક્ટર છે, તથા એક બેન અમદાવાદમા રહે છ રણજીતરામભાઇ બધા ભાઇમા સૌથી મોટા હતા તેમના વિધવા શાન્તાબેન ૧૯૧૮ ના તાવમા સ્વર્ગવાસી થયા તેમની સતતિમા બેન અરણકિશોરી (જન્મ ૧૯૦૭ ના નવેમ્બરમા) ભાઈ અશોકકુમાર (જન્મ ઇ સ ૧૯૧૧ નો ઓક્ટોબર) તથા બેન ઉર્વશી--રણજીતરામભાઇ સ્વર્ગવાસી થયા પછી ત્રણચાર માસે જન્મેલ છે તે-છે

રણજીતરામભાઇની બાલ્યાવસ્થા અમદાવાદમા તેમજ પાલીતાણામા પોતાના મોસાળમા વીતી હતી તેમનો સ્વભાવ નાનપણથી જ એકલશરો હતો કોઇ તેમના મિત્રો નહોતા ભાઇ જયસુખલાલ કૃષ્ણલાલ તથા હરિપ્રસાદ પીતાબર મહેતા એજ બે તેમના બાલપણના સ્નેહી અને આ બને સાથે હમેશ સ્નેહસબધ વધતોજ રહેલો પોતાની કે પોતાનાની વાતો કહેવાની રણજીતરામભાઈને ટેવજ નહીં વર્ષોના વરસો સુધી ગાઢ પરિચય રહ્યો હોવા છતા પોતાના સબધી તો એમણે બહુ ઓછુ કહેલુ નાનપણની વાતો કરતા એક વાત કરેલી મને ઘણી યાદ રહી છે તેમના પિતાનો સ્વભાવ કડક હતો. બોલવાની ટેવ જ નહોતી ઘરમા હોય ત્યારે સામાન્ય રીતે વાચવામાજ ગુથાઇ રહેતા અને રણજીતરામભાઇ સૌથી મોટા એટલે મર્યાદાથી એમને તો બોલાવતા પણ નહીં આવી કડક પ્રકૃતિ છતા પુત્રમા કોઈ જાતની કુટેવ કે દોષ દાખલ ન થઇ જાય તે ઉપર ખાસ ધ્યાન રાખતા અગ્રેજી છઠ્ઠા ધોરણમા રણજીતરામભાઈ હતા ત્યારે કુસગતથી બીડી-સીગાર પીતા શીખેલી તેઓ જ્ઞાતે કાયસ્થ હતા ધાર્મિક ભાવ બીડી પીવામા તેમને કાઇ હતો નહીં પરતુ કુટુબ વૈષ્ણવ પથ પાળતુ એટલે બીડી ન પીવાતી રણજીતરામભાઇને સ્વપ્નમા કાઈ કહ્યુ નહીં પરતુ એક વખત કોટના ખીસ્સામાથી સીગાર હાથ લાગતા ઘણીજ

સખત શિક્ષા કરી. રણજીતરામભાઇએ જીવનમાં ફરી બીડી પીધી નહીં; ફરી કોઇની કુસંગત લાગી નહીં. આખું જીવન સ્વચ્છ નિર્મળ પસાર થઇ ગયું. દુર્ગુણ અને અનીતિ તરફ એમને એટલો બધો તિરસ્કાર હતો કે તેવા લોકો સાથે તેઓ ભળી ન શકતા પરંતુ તેમનો લેશ માત્ર પરિચય પણ સહન ન કરી શકતા. વ્યવહારમાં પડયા પછીથી એવા કોઈ માણસના સંબંધમાં પ્રથમ આવવાનું થયું ત્યારે એ માણસના દુરાચારની વાત જાણતાં આખો દિવસ તેમનું સખત માથું દુખવા આવ્યું હતું અને તે માણસનું મોઢું પણ ફરીથી જોવું ગમ્યું નહોતું. કોમલ મગજ ઉપર, સામાન્ય રીતે, આવીજ અસર શરૂઆતમાં થાય છે એવો ઘણાને અનુભવ હશે.

રણજીતરામભાઇનો અભ્યાસ સહજ રીતે પુરો થઇ ગયો. સ્થિતિની અનુકૂળતા હતી. વ્યવહારનો બોજો માથે પડયો નહોતો અને ભણવામાં પણ હોશીઆર હતા એટલે કે વિઘ્ન નડયું નહીં, જોકે મહેનત કરવાની તેમને ટેવ નહોતી એટલે તેમના જેવી શક્તિવાળો માણસ મહેનતથી તો કાયમ પ્રથમ વર્ગમાંજ આવે તેમ તેમના સંબંધમાં બન્યું નહીં. આવી મહેનત ન ઉઠાવી શકાય તેવી તેમની શરીરસંપત્તિ પણ હતી તે વાત લક્ષમાં રાખવાની છે. તદ્દન બાલ્યાવસ્થાથીજ તેમનું શરીર નિર્બલ હતું, હાડ મોટાં હતાં પરંતુ રુધિર અને માંસ નહીંજ. ઇ. સ. ૧૯૦૮ માં ભાવનગરમાં નિવાસ કરી રહ્યા અને ત્યાંનું પાણી માફક આવ્યા પછીથી તેમની પ્રકૃતિ સંપૂર્ણ સુધરી એમ કહી શકાય. તોપણ અસલથીજ શરીર નિર્બલ હતું એટલે તેમનું શરીર પહેલવાન જેવું તો બન્યું નહીંજ. મને બરાબર યાદ છે કે જ્યારે મેં તેમને પ્રથમ જોયા ત્યારે મને લાગ્યું કે રણજીતરામભાઇ તો સાહિત્યમાંજ જીવે છે અને એ વાત તેમનો પરિચય વધતાં કહી ત્યારે હસીને સ્વીકારી લીધી.

અભ્યાસ પુરો થયા પછીથી શું કરવું તેની ચિંતા થવા માંડી. એક વરસ તો 'ફેલો' તરીકે રહ્યા. ઉમરેઠ ખાનગી સ્કુલમાં જગા ખાલી હતી ત્યાં અરજી કરી અને તે સ્વીકારાઇ તેથી ઇ. સ. ૧૯૦૫ ના એપ્રીલથી માંડી લગભગ છ આઠ માસ ત્યાં હેડમાસ્તર તરીકે કામ કર્યું. તેમનો કંઠ ધીમો હતો તેમજ શીખવવાની શક્તિ ખામીવાળી હતી એવો તેમનો પોતાનો અભિપ્રાય હતો તેથી આ સ્થલ છોડયા પછીથી શિક્ષક તરીકે રહેવા તેમણે કદાપિ ઇચ્છા કરી નહીં. છેલ્લાં વરસોમાં જ્યારે ભાવનગરના

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમા રહેવાનો તેમનો વિચાર થયો ત્યારે પણ પોતાની ઉપલી બે ખામી બાબત કબ્જાજ કરતા. તેમના પિતાની મરજી-ખી. એ; થયા પછીથી સરકારી નોકરીમાં તેઓ જોડાય તેવી હતી, પરંતુ તેવો યોગ આવ્યો નહીં અને રા. મણિશંકર રતનજી ભટ્ટની ભલામણથી ઇ. સ. ૧૯૦૫માજ ગજ્જરસાહેબના સેક્રેટરી તરીકે રહ્યા. ઇ. સ. ૧૯૦૫ ના જુન માસમા પ્રથમ સાહિત્ય પરિષદ્ મળી એ અગાઉ રણજીતરામભાઈ ઘણા સાક્ષરોની સાથે પત્રવ્યવહાર રાખતા. રા. મણિભાઇ સાથે પણ તેમને પત્રવ્યવહાર હતો જે ઉપરથી તેમની પ્રીતિ સંપાદન કરી હતી. મેં સૌ પહેલા રણજીતરામભાઇનું નામ અને પત્રો ભાવનગરમાં મણિભાઇને ત્યા જોયા તેમના મોતીના દાણા જેવા સ્વચ્છ અક્ષરો અને તેવું જ ઉચ્ચ લખાણ સૌ પહેલુ જોયલું તે હજી સ્મરણમા છે. પ્રથમ સાહિત્ય પરિષદ્‌ની યોજનાથી માંડી પૂર્ણાહુતિ સુધી તેમનીજ મહેનત હતી એ સૌને દેખાય તેવું હતું. તેમને માટે જે સારો વિચાર મણીભાઈને હતો તેમા આ પ્રત્યક્ષ અનુભવથી વધારો થયો અને ગજ્જરસાહેબને ત્યાં તેમને માટે ખાસ ભલામણ કરી. ગજ્જરસાહેબ સાથેના પરિચયથી રણજીતરામભાઇના જીવનમાં ઘણા ફેરફારો થયા અને તેની સારી અસર કાયમ સુધી રહી. ગજ્જરસાહેબની વિદ્વત્તા, ભવ્ય કલ્પનાઓને મૂર્તસ્વરૂપ આપવાની અસાધારણ ખંત અને સૌથી વિશેષ તેમની ઉદારતા અને ત્યાગવૃત્તિ, એનાથી એમના જીવનમાં ઘણા નવા સંસ્કારો રોપાયા અને આમરણાંત એમના ઋણી રહ્યાનું કહેતા. સાહેબરામની વાર્તામાં ભૈરવનાથ શેઠનું પાત્ર ગજ્જરસાહેબ ઉપરથી યોજાયલું સહુ કોઈ જાણી શકે તેમ છે, જો કે તે સંપૂર્ણ તો નથીજ.

ગજ્જરસાહેબ સાથેના નિવાસ પ્રસંગે તેમને સ્વ. ગોવર્ધનરામભાઇ સાથે પણ સંબંધ થયો. ૧૯૦૭ ના જાન્યુઆરીમાં ગોવર્ધનરામ ગજ્જર-સાહેબના બંગલામાજ અવસાન પામ્યા તે વખતે રણજીતરામભાઇ પણ હાજર હતા. ગોવર્ધનરામભાઇની હયાતીમાં અને અવસાન પછીથી તેમનું જીવનચરિત્ર રણજીતરામભાઇને હાથે લખાવી તૈયાર કરાવવા ગજ્જરસાહેબને આગ્રહ રહ્યા કરતો, પરંતુ તેમ બની શક્યું નહીં. જીવનચરિત્ર લખવા જેટલો નિકટ પરિચય ગોવર્ધનરામભાઇ સાથે તેમના મરણને લીધે થઇ ન શકયો તે એક કારણથી પણ રણજીતરામભાઇએ એ કામ શરુ કરેલ નહીં.

ગજ્જરસાહેબને ત્યાં એકજ પ્રકારનું કામ નહોતું. રણજીતરામભાઇની હાજરીની તેમને વારંવાર જરર પડતી તેથી રહેવાનું પણ તેમની સાથેજ રાખ્યું હતું. કેટલાક મહીના ગીરગામ બેકરોડ ઉપર એક ઉંચા માળામાં પાંચમે મજલે તેઓ રહેતા પરંતુ વાલકેશ્વર જેટલે જવાઆવવાની મુસ્કેલી પડવાથી થોડા દિવસ પછી એ ઘર કાઢી નાખ્યું અને સહકુટુંબ ગજ્જરસાહેબ સાથે જઇ રહ્યા. ગજ્જરસાહેબ જેવી પ્રકૃતિના માણસની સેવા ઉઠાવવી અને તેમાં સંતોષ આપવો એ કાંઇ સામાન્ય વાત નહોતી—રાત્રે બાર વાગે કે બે વાગે ગમે ત્યારે તેમને નવો વિચાર સુઝે એટલે ઉંઘમાંથી પણ રણજીતરામભાઇને ઉઠાડી નોંધ લેવરાવતા. આ સ્થિતિમા બીજો માણસ, ઓછા અનુભવવાળો અથવા જલદ પ્રકૃતિવાળો, લાંબુ ખેંચી શકે નહીં. પરંતુ રણજીતરામભાઈએ એ સ્થિતિ બે અઢી વરસ ચલાવી અને ગજ્જરસાહેબ સાથે તેમને ત્યાંથી છુટા થયા છતા હમેશનો સંબંધ જાળવી રાખ્યો. ગજ્જરસાહેબની ઉદારતાની પણ હદ નહોતી. જુવાન રણજીતરામભાઈ ઉપર તેમને ગાઢ પ્રીતિ હતી. પોતાના નોકર તરીકે તેમના તરફ દ્રષ્ટિ નહોતી. તેમના અગત્યના કામકાજમા રણજીતરામભાઈ ભાવનગર હતા ત્યારે અને પછીથી મુબઇ હતા ત્યારે પણ તેમની એક મિત્રતરીકે સલાહ લેતા. તેમના મિત્રો કે સંબંધીઓમા વીખવાદ ઉભો થતો તેમા રણજીતરામભાઇને પણ મધ્યસ્થ રાખતા એની મને જાતમાહિતી છે. રણજીતરામભાઇએ ગજ્જરસાહેબનો સંબંધ છોડયા પછીથી નવદસ વરસ બીજે સ્થલે ગાળ્યાં પરંતુ એમ કહેતા કે મેં જેવી ત્યા નિરંતર સરસ્વતીની ઉપાસના થતી જોઇ હતી તેવી ફરીથી ક્યાંય જોઇ નથી.

ઇ. સ. ૧૯૦૭ ના સપ્ટેમ્બરમાં તેઓ મુંબાઇ હતા ત્યારે બીજી સાહિત્ય પરિષદ્ ભરાઈ; તેના મંત્રી તરીકે ભાઈ અંજારીઆ તથા ઠાકોરલાલ હરીલાલ દેસાઇ સાથે તેમણે પોતેજ કામ કર્યું હતું. યાદી ઘડવાથી માંડીને તેમણે પોતેજ ઘણી મહેનત લીધી હતી. નિબંધ લખવાનો અવકાશ તેમને નહોતો મળ્યો તેવી પ્રથમ પરિષદ્માં જેમ લોકગીતનો લેખ વાંચેલો તેમ આ પરિષદ્માં તેઓ કૈં લખી શકયા નહીં. પરંતુ તેમની સ્થિતિ બદલાતી જતી હતી—પરિષદ્ સંબંધે તેમને સતત ઉદ્યોગ કરવો પડતો. એ નવી સંસ્થામા રસ ઉત્પન્ન કરવા માટે અનેક સાક્ષરો અને ગૃહસ્થો સાથે ખાનગી સંબંધે તેમજ મંત્રી તરીકે તેમને પત્રવ્યવહાર કરવો પડતો. લેખો

માટે ઘણાઓ પાસે માગણી કરવી પડતી. પોતાને એમ લાગે કે અમુક વિષય ઉપર ગુજરાતી સાહિત્યમા કાંઈ લખાણ નથી તો તે વિષયના અંગ્રેજી પુસ્તકો મેળવી લેખક પાસે લેખ તૈયાર કરાવતા સાહિત્ય પરિષદ્‌ની સંસ્થાને તેમના જીવનથી હુ જુદી નથી પાડી શકતો. એ સસ્થાને ઉભી કરીનેજ અટક્યા નહી પરતુ તે ચાલુ રહે, દેશના અનેક સાક્ષરો અને પ્રસિદ્ધ પુરુષો તેમજ સામાન્ય વર્ગ તેમા ભાગ લે, તે બળવાન સસ્થા બને, ગુજરાતની ભાવિ પ્રજાને દોરનાર નીવડે, ગુજરાતનુ ગૌરવ વધારે, એવા બધા પ્રયત્નો તેમણે આખી જીદગી સુધી કર્યાજ. સાહિત્ય પરિષદ્‌ને તેમના વિચારોમા હમેશ અગ્રસ્થાન હતુ તે સસ્થાને માટે કડવુ વાક્ય બોલનાર ગમે તે હોય તોપણ સહન ન કરી શકતા ટુંકમા, પરિષદ ઉપર તેમને ગાઢ મમતા હતી, અને તેના વિના તે આજ સુની છે તે પણ દેખાય છે

રણજીતરામભાઇ ૪ સ ૧૯૦૮ ના એપ્રીલ માસમા મુબઇ છોડી ભાવનગર રા રા. પ્રભાશકર દલપતરામ પટ્ટણી પાસે રહ્યા. મુબઇમા ભરાયલી બીજી સાહિત્ય પરિષદ્‌ને પ્રસગે રા. રા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય-જેઓ વ્યવસ્થાપક મડળના પ્રમુખ હતા-અને તેમનો પરિચય થયો. તેમણે પટ્ટણીસાહેબને સારા માણસની જરુર છે એમ જાણતા રણ-જીતરામભાઇની ભલામણ કરી. રણજીતરામભાઇ રહ્યા એ વખતે ભાવનગર-રાજ્યના કેળવણી ખાતામા એક જગા ખાલી હતી અને તે ઉપરજ તેમની નીમણુક થશે એમ લાગતુ હતુ; પરંતુ પટ્ટણીસાહેબે બહુ થોડી મુદ્દતમા રણજીતરામભાઇની યોગ્યતા જોઇ લીધેલી હોવી જોઇએ જેથી પોતાનું બધુ ખાનગી કામકાજ તેમને સોંપી પાસેજ રાખ્યા.

રણજીતરામભાઇના જીવનમા ભાવનગરના નિવાસને ઘણુ મહત્ત્વનુ સ્થાન મળે છે. તેઓ પોતે ભાવનગરથી થયલા ફાયદાઓનું અનેક વખત વર્ણન કરતા. પ્રથમ તેમની પ્રકૃતિ—જે હમેશા શિથિલ રહેતી તે-ત્યાના નિવાસથી ઘણી સુધરી. હાડકાના માળખા જેવા શરીરમા બહુ માસ તો ન ભરાયું પણ દસ્તા તો લોઢાની આવી હતી. માઇલોના માઇલો સુધી લેશ વિસામો ખાધા સિવાય રખડવાની-ફરવાની તેમનામા સ્ફુર્તિ હવે એમ કોઇ ઉપરથી જોનાર કહી શકે તેમ નહોતુ, પરતુ તેઓ તેમ ફરી શકતા અને તે ભાવનગર રહ્યા પછીથીજ.

ભાવનગર આવ્યા અગાઉ તેમનું માનસિક બંધારણ અમુક રીતે દ્રઢ બંધાયલુ નહોતું. તાજા કોલેજ જીવનમાંથી છુટી વ્યવહારમા પડયા અને

પ્રવૃત્તિનો બોજો માથે એટલો રહેવા માંડ્યો કે ગંભીર વિષયોનો અભ્યાસ કે ચિંતન કરવા અવકાશ નહીં મળેલો. સુધારાના પવનની સામાન્ય છાપ જેવી પડે છે તેવી ભાવનગર આવ્યા અગાઉ તેમના ઉપર હતી, જે સંસ્કારી લેવા અભ્યાસ અને અવકાશ ભાવનગરમા મળ્યા. અહીં ભાવનગરમા તેમણે પોતાને યોગ્ય વાતાવરણ જમાવ્યુ હતુ સહજ પણ સાહિત્યમા રસ લેનાર માણસો સાથે પરિચયમા આવતા અને તેમના વિદ્વત્તા કે અનુભવ બીજાઓને ઉપયોગી થાય તેવો પ્રયાસ કરતા. મહુવાનિવાસી કવિ શ્રીમોહન પ્રેમશંકર તથા હરગોવિંદ પ્રેમશંકરનો સબંધ અહીંજ બંધાયો. રા. દેવશંકર વૈકુંઠજી ભટ જેમને ઇતિહાસનો, જુની વાર્તાઓનો તથા ગીતો વગેરેનો શોખ છે તેમનો પણ પરિચય થયો. ગ. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા જેઓ એક સારા લેખક તથા અભ્યાસી છે તેમનુ પણ ઓળખાણ કર્યું. આ ઉપરાંત પ્રોફેસર વિઠ્ઠલરાય મહેતા તથા રા. નરભેશંકર દવે જેઓ તેમની નજીકમાજ રહેતા તેમની સાથે પણ તેઓ ભેળાતા. તેમણે પોતે સાહિત્યની અનેક પ્રકારે સભા આદરી હતી અને તેમા સૌની સહાય ઘણાજ ભાવપૂર્વક સ્વીકારતા. બીજાઓ જે જે વિષયમા નિષ્ણાત હોય તે તે વિષય ઉપર લખે તેવી યોજનાઓ કરતા.

ભાવનગરની બાર્ટન લાયબ્રેરી સમૃદ્ધ છે–તેનો જુના પુસ્તકોનો તથા સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ જોવા તેમણે અવકાશ મેળવ્યો હતો. કૉલેજ લાયબ્રેરીમાથી પણ વારંવાર પુસ્તકો મગાવતા. આ ઉપરાંત પટ્ટણીસાહેબની પોતાની લાયબ્રેરી તેમણે આખી તપાસી હતી. તેમા અનેક નવીન પુસ્તકો તેમણે પોતેજ મંગાવ્યા હતા. આ બાબતમા પટ્ટણીસાહેબની એમને એટલી બધી અનુકૂળતા હતી કે કોઇ પણ નવીન પુસ્તક તેમને યોગ્ય લાગે તે ખુશીથી મંગાવતા. અંગ્રેજી માસિકો સાહિત્યના, કલાના, ચિત્રના, બાલકોપયોગી—અનેક જાતના પુસ્તકો અને માસિકો તેઓ અહીં મેળવી શકતા અને તેમનો અભ્યાસ કરતા. એક સારા વિદ્વાને એક વખત વાતચીતમા કરેલી વાત બરાબર છે કે હાલ સાક્ષરોમા રણજીતરામભાઇ જેવો વર્તમાન સાહિત્યનો સર્વદેશી વાચક કે અભ્યાસક કોઇ છે નહીં

ભાવનગરમા તેઓ ગયા ત્યારપછી લગભગ બેએક વરસ પછી તેમણે એક એવા ગૃહસ્થની ઓળખાણ કરી અને સંબંધ જમાવ્યો કે જેવો સબંધ તેમને બીજા કોઇ સાથે હતો તેમ મને ખબર નથી. પ્રો. નૃસિંહપ્રસાદ કાલિદાસ એ વખતમા કૉલેજના પ્રોફેસર હતા પરંતુ તેઓ ચુસ્ત સનાતન-

ધર્મા અને નથુરામશર્માના શિષ્ય હોવાથી તેમના સમાગમમા આવતા રણજીતરામભાઇને મઝેચ થતો ઇ સ ૧૯૧૦ ના વરસમા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન નામની સંસ્થાની સ્થાપના થયા અગાઉ એ સસ્થા વીસે પટ્ટણીસાહેબ સાથે અનેક વખત ચર્ચા ચાલતી—શરૂઆતમા કયા ધોરણ ઉપર સસ્થા શરૂ કરવી એ પણ તેમની સાથેજ ચોક્કસ થયુ હતુ આ ભવન સબંધેજ ચર્ચા ચલાવવા એક પ્રસગે ભાઇ નૃસિંહપ્રસાદ રણજીતરામભાઇને ઘેર આવી ચડયા અને ત્યા કલાકો સુધી કેળવણીવિષયક સસ્થા કેવી હોવી જોઇએ એ બાબત વાતચીત ચાલી પાછળ ભાઇ નૃસિંહપ્રસાદ ગયા પછીથી રણજીતરામભાઇએ કહ્યુ કે આ ગ્રહસ્થમા આટલી બધી વિચારની ઉદાત્તતા હશે એમ હુ માનતો નહોતો

ઇ સ ૧૯૧૦ ના ડીસેમ્બરમા ભવન સ્થપાયુ અને તેમા રણજીતરામભાઇએ ઇતિહાસ શીખવવાનુ માથે લીધુ આ શિક્ષણ લાબી મુદત આપી ન શકાયુ કારણ કે ૧૯૧૨ ના ડીસેમ્બરમા પટ્ટણીસાહેબ મુબઇ ગયા તેમની સાથે તેમણે પણ ભાવનગર હમેશ માટે છોડયુ.

ભાવનગર છોડયા પછીથી ભાઇ નૃસિંહપ્રસાદ સાથે તેમણે ભવન સબંધે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો ભવનને તેમના વિચારોમા હમેશ પ્રથમ સ્થાન હતુ અને એક સામાન્ય બોર્ડીંગમાથી વધીને તે મોટી સસ્થા થાય તેવા તેમના સ્વપ્નો સાચા પડયા છે તે જોવા તેઓ હાલ હયાત નથી, પરતુ ભવનના સચાલકો અત્યારે પણ માને છે કે રણજીતરામભાઇનો આત્મા હમેશા તે સસ્થામા હાજર છે

ભાવનગરમા એમનો સસાર બહુ સુખરૂપ હતો. કૉલેજ પાસેના એક એકાંત વિશાળ ઘરમા તેઓ રહેતા તેમનુ મકાન સાહિત્યની સેવા કરનાર કે રાજકીય અથવા શિક્ષણશાસ્ત્રમા રસ લેનાર ગૃહસ્થોનુ વિશ્રામસ્થાન હતું. જે બધા વરસો તેઓ ભાવનગરમા રહ્યા તેમા એક બે વખતજ મહીનો પદર દિવસ તેઓ ભાવનગરથી અમદાવાદ ગયા હતા. આજે દસ બાર વરસે એ દિવસો હું ફરી સ્મરણમા લાવુ છુ રાત્રે ચાદનીમા મનોહર ગંગાજળના કિનારા તરફ, વિશાળ બાગમા કે મોતીની પાછળના મેદાનમા તેઓ એક બે મિત્રો સાથે ફરતા મંડળ જામ્યુ હોય ત્યારે સ્વાભાવિક રીતે વાત તો તેજ કરતા. વિષય સામાજીક સુધારણાનો હોય, સાહિત્યપ્રવૃત્તિનો હોય, ચાલુ શિક્ષણપદ્ધતિનો અથવા દેશી રાજ્યોનો હોય, પણ તેઓજ મુખ્ય વક્તા હોય

કવિ નાનાલાલ રણજીતરામભાઇના ગાઢ સ્નેહી હતા. તેમની કવિતા નવીન કવિતા તરીકે આદર પામી હાલ દરેક યુવાનોમા વંચાય છે, તેની શરૂઆત રણજીતરામભાઇના જમાનાથી થયલી. અમદાવાદમા તેઓ હતા તે વખતે એક દિવસ ફરવા જતા પ્રાર્થનાસમાજનો પટાવાળો "જ્ઞાનસુધા" વેચતો હતો. રણજીતરામભાઇએ તે જોયુ અને વેચાતુ લીધુ. એ અંક ૧૮૯૮ ના મામથી ડીસેમ્બર ૧૮૯૯ ના માર્ચમા લગભગ બહાર પડેલો હતો તેમા 'વસંતોત્સવ' છપાયું હતુ રણજીતરામભાઇએ એ આખુ જોયુ અને પટાવાળા પાસેથી મળ્યા તેટલા બીજા અંકો પણ ખરીદ્યા ઘેર જઇ તે કાવ્ય ધ્યાનપૂર્વક વાચ્યુ, અને તેની અંદર તેમને અનેક આકર્ષક અંશો જણાયા 'વસંતોત્સવ' ઉપર એમણે સૌ પહેલી ટીકા લખેલી,—જો કે તે અધુરીજ રહેલી. તે "સાહિત્ય" માસિકમા કટકે કટકે છપાયલી છે. મૂલ નિબંધ સુરત કાયસ્થ મંડળ સમક્ષ ભાષણરૂપે વાચ્યો હતો

આ વખતથીજ તેમને ગુજરાતી વાચવા તરફ વિશેષ આકર્ષણ થયુ નાનપણથીજ પોતાના ઘરમા પ્રાચીન કાવ્યમાળાના પુસ્તકો હતા તે વાચવાનો તો તેમને શોખ હતો, પરતુ આધુનિક ગુજરાતી સાહિત્ય તો એમણે કૉલેજમા દાખલ થઇનેજ વાચવા માડ્યુ. તેમનો ઉદ્યોગ ઘણો હતો. સારા સારા કાવ્યો નોંધી લેતા. એવી એક આખી નોટબુક હાલ પણ મારી પાસે પડી છે; જેમા ગ. મણિશંકર રત્નજી ભટ્ટની દુષ્પ્રાપ્ય કવિતાઓ સ્વચ્છ અક્ષરે લખેલી છે. રા. અજારીઆ 'કાવ્યમાધુર્ય' જેવો સગ્રહ પ્રકટ કરે છે એ વાત તેમના જાણવામા આવી ત્યારે પોતે એકઠો કરેલ કવિતાનો સમૂહ તેમને આપ્યો એમ તેમના કહેવા ઉપરથી મારા મન ઉપર છાપ રહેલી છે.

ગ. ગ. નાનાલાલ કવિ ભાવનગરમા વારવાર આવતા કારણ કે રા. મણિભાઈ સાથે તેમને ઘણો સ્નેહ હતો ઉતારો મણિભાઇને ત્યા હોય પણ આખો દિવસ હરવાફરવાનુ રણજીતરામભાઇ સાથે. એ બે જણનો મેળ કૈં અદ્ભુત હતો. કવિના જેવો પ્રતિભાશાળી પુરુષની રણજીતરામભાઇને પુરી કદર હતી અને તેમના લેખો માટે પક્ષપાત હતો કવિ પણ ખરા મિત્રભાવથી દરેક લેખ તેમને જોવા અને સુધારવા મોકલી આપતા. રણજીતરામભાઇના હાથથી ઉભી થયલી સાહિત્ય પરિષદનુ અધિવેશન રાજકોટમા ઈ. સ. ૧૯૦૯ મા અગાઉના કોઇપણ અધિવેશન કરતા વધારે વિશાળ ધોરણ ઉપર થયુ. તેના એક મંત્રી રા. બળવન્તરાય ઠાકોર હતા.

તેમણે પરિષદ્ માટે ફર્યા કીધી હતી અને પરિષદ્‌ને ફતેહમંદ કરવા તેમણે સ્થળે સ્થળે ભાષણો કર્યાં હતા ભાવનગરમા પરિષદ્‌ની એક બેઠક મળી હતી અને તેના મંત્રી તરીકે રણજીતરામભાઈ હતા તેમને તો પરિષદ્ કોઈ રીતે વિજયી નીવડે એવોજ આગ્રહ રહેતો અને તેથી તેમણે જાહેર સૂચનાઓ છાપાદ્વારા કરવા માડી સહેજ અસાવધપણાથી, બીજી પરિષદ્‌ના પ્રમુખ તરીકે નરસિંહરાવભાઈની પસંદગી થવી જોઈએ એમ એમનાથી લખાયુ અને તે લખાણ ઉપર અનેક તરેહના પ્રહાર થવા માડ્યા વાતાવરણજ તદ્દન બદલાઈ ગયુ ભાવનગરની સભાએ દરખાસ્ત પસાર કરી તે પણ જુદી દૃષ્ટિથી જોવાઈ અને બે પક્ષ પડી ગયા રણજીતરામભાઈ ક્યા પક્ષમા રહેશે તેની કોઈને શકા નહોતીજ પરિષદ્‌થી અલગ થવાય તેમ નહોતુ પરિષદ્‌ના દરેકાઈ કાર્યવાહકો—ગમે તેટલા શાણા અને દીર્ઘદર્શી હોય—તેમને પણ રણજીતરામભાઈની ઉપયોગિતા જણાતી ગળ્જકોટમા કોઈક ન સમજાય તેવા મતભેદથી કવિ પરિષદ્‌થી જુદા પડ્યા હતા અને તેવી વિષમ સ્થિતિમા રણજીતરામભાઈએ પોતાનો ધર્મ બરાબર બજાવ્યો કવિ સાથે એવોજ સબંધ રહ્યો અને પરિષદ્‌થી પણ પોતે જુદા ન પડ્યા એ વખતે ઘણી કડવી ચર્ચાઓ ચાલી હતી અને તેજ કલહના પરિણામરૂપે આજ પણ હું ધારૂં છુ કે કવિ જેવા સાક્ષર પરિષદ્‌થી દૂર જ રહ્યા છે. રણજીતરામભાઈને આ કલહ ઘણોજ સાલતો, પરન્તુ તાણી મુદતે 'સગત કાળીઆવાડીઓએ' પરિષદ્‌ના સુકાનને જે રીતે ચલાવ્યુ તે વાજબી હતુ એમ લાગેલુ પણ એ માન્યતા થતા વરસો વીત્યા હતા

કવિનો સ્વભાવ મોજી અને તડકડ કરી દેવાનો એમ છતા રણજીતરામભાઈ તરફની ચાહના એમને ઘણીજ તેઓ રણજીતરામભાઈની ઉન્નતિ થાય તેમ હમેશ ઇચ્છતા અને તેના મતો પણ વારવાર ફરતા પરિણામ કાઈ ન આવ્યુ તે ખેદની વાત છે કવિ ભાવનગરમા હોય ત્યારે વાતોના બાગ ચાલે રાત્રે સુથારી સાત કેવી ? બાર કે સાડા સુધી એમા બેસી અનેક પ્રકારની વાતો થાય, અનેક ચર્ચાઓ થાય તેમા કવિની પોતાની કવિતાઓ માટે પણ બહુજ સારૂં કહેનાર કોઈ ન બેઠા હોય તેમની ખોડ બતાવતા તેઓ હમેશ અને એમજ કહે "ત્યારે એમ માનો" રણજીતરામભાઈ મનની ખુબી બહુ સારી રીતે સમજતા કવિ અને ત્યાર ઉપર તેઓ બહુ પ્રસન્ન થતા પરન્તુ પિંગળ ન આવડતા એટલે તેમનો મત તો કવિની અપદ્ય કવિતા, અક્ષરમેળ કે માત્રામેળ છંદ બધુ સરખુ હતુ અને

એમ લાગેલુ કે કવિની કવિતા શાસ્ત્રીય નથી એ વાતથી તેમને ક્ષોભ નથી થતો તેનું કારણ આ પિંગળનુ અજ્ઞાનજ છે ગમે તેવી મનોહર કલ્પનાઓ ભરી હોય, ઉચ્ચ ભાવનાઓ હોય પરતુ જ્યા ગેય જ નહીં ત્યા કવિતા તરીકે તે કઇ રીતે ગણાય ? ગણુજીતરામભાઇને કવિની કવિતા માટે એટલો પક્ષપાત હતો કે બળવન્તરાય ઠાકોર તેમને કવિના શિષ્ય ગણતા

ભાવનગરના આ નિવાસનો ઇ સ ૧૯૧૨ ના ડીસેમ્બરમા અચાનક અંત આવ્યો પટ્ટણીસાહેબ મુબઇના ગવર્નરની કારોબારી કાઉન્સીલમા નીમાયા પટ્ટણીસાહેબ ભાવનગરથી જાય ત્યાર પછી ત્યા રહેવા રણુજીત રામભાઇની ઇચ્છા નહોતી આગના વખત અનુભવ અને અવલોકનથી દેશી રાજ્યો માટે તેમને તિરસ્કાર આવ્યો હતો માત્ર ભાવનગરનોજ તેમણે અભ્યાસ નહોતો કર્યો દરેક રાજ્યો તરફથી પ્રકટ થતા વાર્ષિક અહેવાલો તેઓ ધ્યાનપૂર્વ વાચતા—ને બધા અહેવાલો ઉપર જાતે ટાચણુ પણ કરતા અને તેમને ખાત્રી થઇ હતી કે દેશી રાજ્યો સુધર્યાં સિવાય રહેવા યોગ્ય નથી

પટ્ટણીસાહેબે તો રણુજીતરામભાઇ સબંધે શી વ્યવસ્થા કરવી તે ધારી મુકુજ હોવુ જોઇએ, ગણુજીતરામભાઇએ ચાલવાનુ હતુ તેના આગના દિવસ સુધી પોતે હવે શુ કરવા ધારે છે તે બાબત પટ્ટણીસાહેબને કે તેમના ઘરના બીજા કોઇને જણા યુ નહોતું પરતુ તેજ રાત્રે પટ્ટણીસાહેબે રણુજીતરામભાઇને મુબઇ પણ સાથેજ આવવા કહ્યુ ગણુજીતરામભાઇને કાઇ તૈયારી કરવાની નહોતીજ ભાવનગર છોડવુજ હતુ તેથી ટ્રેનમા બીજે દિવસે સાથેજ બેઠા

ઇ સ ૧૯૧૩ થી માડી ૧૯૧૬ ના એપ્રીલ સુધી રણુજીતરામભાઇ પટ્ટણીસાહેબ સાથે રહ્યા મુબઇના આવા ટુકા નિવાસમા તેમણે ઘણુ કામ કર્યું પરિપક્વ અભ્યાસ વિના કોઇ લેખ લખવા તેઓ પ્રવૃત્ત ન થતા મુબઇમા ગયા પછી તેમણે લેખો લખવા માડ્યા ગુર્જર સભામા ભાષણો આપવા માડ્યા પુના અને મહાબળેશ્વરમા રહેવાનુ થતુ ત્યારે પણ ત્યા સાહિત્યની ઉપાસના આદરતા પુનાની ડેક્કન કોલેજની લાયબ્રેરીનો તેમજ ધારાસભાની લાયબ્રેરીનો સારો લાભ લીધો ફર્ગ્યુસન કૉલેજમા શીખતા ગુજરાતી વિદ્યાર્થી સાથે તેઓ ભેળાતા ઐતિહાસિક નોટ્સ તેમણે આ વખતે તૈયાર કરી કારણુ કે તેઓ ભાવનગરમા હતા ત્યારથી ઇતિહાસનુ એક પ્રમાણભૂત પુસ્તક બહાર પાડવા ઇચ્છતા હતા પરતુ જોઇએ તેટલા

સાધનો ત્યા મળ્યા નહોતા તામ્રલેખો, અને શિલાલેખોમાની અગત્યની સામગ્રી તેમણે ઘણી મહેનતથી નકલ કરી ઉતારી લીધી એ સામગ્રીનો ઉપયોગ તેમના હાથથી થવા વારો આવ્યો નહીં દાન ફાર્બસ સભાએ ઉદારતાથી તે બધી નોટ્સ ખરીદી લીધેલી છે

ઇતિહાસ ઉપરાંત તેમણે હીંદુસ્થાનની સ્ત્રી કવિઓ ઉપર પુસ્તક લખવા ધાર્યું હતુ સસ્કૃત, ઉર્દુ, બગાળી મરાઠી સ્ત્રી કવિઓની માહિતી તેમણે મેળવી હતી તે કટકે કટકે લખરૂપે 'વસત મા પ્રસિદ્ધ કરાવી હતી

પરતુ તેમને ખરેખરો શોખ તો વાર્તા–નવલકથાનો હતો તેમણે જુવાનીથી એક સારી નવલકથા લખવા ધારેલુ હાલ તેમની જે નોટો પડી છે તેમા અનેક વાર્તાઓના ખોખા તૈયાર કરેલા છે કોઈની લીટી, કોઇનુ પાનું અને કોઇના ચાર પાના લખેલ છે એ બધી વાતો અપૂર્ણ જ છે માત્ર તેમણે જુનામા હતા ત્યારે "સાહેબરામ" સૌથી મોટી વાત લખવા માડી અમુક ભાગ લખાયો, પણ પછીથી અધુરો રહ્યો, અને કદી તે ભાગ પુરો ન થયો એ વાર્તામા એમનો અભ્યાસ જણાઇ આવે છે પાઠકથી મિત્રોમા એ વાર્તા સબધે ચર્ચા કરવા માડી અને હું ધારુ છુ ભાઇ ચદ્રશકર પડ્યાએ વસ્તુ ફેરવવા કહેલુ રણછોડરામભાઈને પોતાને પણ આખી લખાઇ છે તે રૂપમા વાર્તા પસદ નહોતી આવતી તોપણ તે સહજ રીતેજ લખાઇ ગઈ છે એટલે હવે માઇ ફેરવવુ નહીં એવા અભિપ્રાયથી તેમણે સુધારો કરવા માડી વાળેલો "સાહેબરામ' તથા "સહીયરો"ના પાત્ર આલેખનમા એમના પરિચયમા આવેલી ઘણી વ્યક્તિઓની આછી છાપ જણાઈ આવે છે તોપણ ઉપર લખવા પ્રમાણે ભૈરવનાથ શેઠનું પાત્ર ગુજરાતસાહેબ ઉપરથી અને "સહીયરો"મા પ્રો નરનારાયણનુ પાત્ર ભાઇ નૃસિંહપ્રસાદ ભટ્ટ ઉપરથી યોજેલુ દેખાઇ આવે છે વાર્તાના નાયક સાહેબરામની કલ્પના એકજ વ્યક્તિ ઉપરથી નથી ઉઠેલ પણ બેચાર વ્યક્તિના ચારિત્ર્યની મેળવણી છે 'સરસ્વતીચદ્ર'મા અલકકિશોરી અને નવીનચદ્રનો પ્રસગ વર્ણવાયો છે એને મળતો સેનાનો પ્રસગ આવે છે તે વાત તેમને સાલતી કેટલાક એમ પણ દસાવવા યત્ન કરેલો કે આપણે ભણેલા માણસો વિદ્યાની આવી હાસી કરશુ તો કન્યાઓને કેળવણી આપવા તરફ ભણેલા માણસોનું પણ વલણ રહેશે નહીં તેમણે પોતે આ પ્રસગનુ કદી સમર્થન તો કરેલુ નહીં જ એમ મને ખબર છે માત્ર અનાયાસે લખાયુ છે અને મનુષ્યસ્વભાવમા એવી નિર્બલતા છે એવુ અનુભવીએ

છીએ મારેજ ફેરફાર નથી કર્યો હકીકત તરીકે એક વાત જણાવવી જરૂરની છે તેઓ કહેતા કે હું બધા સાથે ભેળાઉં એવી પ્રકૃતિનો પહેલે થીજ નહીં, એટલે જીવનમા ઘરના માણસો સિવાય કોઇને જાણવા કે ગળવાનો પ્રસંગ સરખો આવ્યો નથી

મુબઇના એમના નિવાસ દરમીઆન તેઓ મોરારજી ગોકુળદાસની નવી ચાલીમા રહેતા ત્યા ભાઇ ચદ્રશકર પડ્યા, કનૈયાલાલ મુનશી, ઈંદુલાલ યાજ્ઞિક અને અબાલાલ જાનીસાથે ઘણા પરિચયમા આવ્યા ભાઇ ચદ્રશકરે તથા રા મુનશીએ પોતાના રણજીતરામભાઇ સબધેના અનુભવો જુદે જુદે સ્થલે આપ્યા છે ભાઇ યાજ્ઞિકે પણ ધર્મજના વિદ્યાર્થીઓ સમક્ષના ભાષણ પ્રસગે રણજીતરામભાઇ સબધે હાર્દિક ઉદ્ગારો કાઢયા હતા

રણજીતરામભાઇએ લખવાનુ ઇ સ ૧૯૦૨ થી શરુ કરેલ પ્રથમ "વસતોત્સવ" ઉપરની ટીકા તથા વિક્રમ સવતના ૧૮ મા સૈકામા ગુજરાતનું સામાજિક અને ધાર્મિક દર્શન જે 'M'ની સહીથી 'બુદ્ધિપ્રકાશ'મા કટકે કટકે પ્રસિદ્ધ થયેલ છે તેમનું શાળામા નામ રણજીતરામ હતું પરતુ કુટબમા સૌ મણિભાઇ કહીને બોલાવતા તેથી "M એવા એ નામના પ્રથમાક્ષરથી એ નિબધ છપાવેલ છે

ઉમરેઠના ટુકા નિવાસ દરમીઆન તેમણે લોકગીતો ઘણા એકઠા કર્યા હતા એ વરસે દુકાળ હતો અને કાઠીઆવાડ તથા ગુજરાતના અનેક નિર્ધન થયેલ કુટુબો ગામડાઓથી નીકળી ઉદરનિર્વાહાર્થ શહેરમા નીકળી પડતા રણજીતરામભાઇના વહુ આવા સ્ત્રી પુરુષોને ખાવાનુ આપી ગીત ગવરાવે અને ત્યારેજ લખી લે આ રીતે આ સગ્રહ પતિપત્નીી બન્નેએ એકઠો કરેલો છે ઘણા ગીતોની મૂલ નકલ સ્વ શાન્તાબેનની લખેલી છે

ભાવનગરમા તેઓ હતા ત્યારે "ઇસ્વુ વર્ષ ૧૯૦૮" એ નામનો લાબો લેખ તેમણે 'બુદ્ધિપ્રકાશ' માટે લખ્યો ગુજરાતની બધી હીલચાલોનુ અવલોકન તેમા કરેલુ છે એ પ્રથા ચાલુ રાખવા તેમને અભિલાષા હતી પણ પાછળથી અનેક વ્યવસાયમા રહેવાનુ થવાથી તે નિયમસર લખી ન શકતા અને એવા નિબધોની કીંમત અમુક કાલ સુધીનીજ હોય છે એ વાત પણ તેઓ માનતા એમના દાખલાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બે ગૃહસ્થોને જુદા જુદા વરસોનુ અવલોકન લખવાનુ કામ

સોપ્યું પણ ફલ કૈં આવ્યું નથી. ગુજરાતની બધી પ્રવૃત્તિઓનું ટુંકામાં દિગ્દર્શન કરાવનાર લેખ તરીકે એજ લેખ હાલ માર્ગદર્શક છે.

× × × × ×

રાજકોટમાં ઇ. સ. ૧૯૦૯ માં ત્રીજી પરિષદ મળી તે વખતે સામાન્ય મંત્રીઓ તરીકે પહેલીજવાર રમણભાઈની સાથે પ્રો. આનંદશંકર અને પ્રો. ઠાકોર નીમાયા. ઇ. સ. ૧૯૧૨ મા વડોદરામા ચોથી પરિષદ્ મળી તે વખતે ભાવનગરથી રણજીતરામભાઇ મિત્રમંડલ સાથે ત્યા ગયા હતા. તે વખતે પરિષદ્‌ના બંધારણનો ખરડો રચવામા તેમણે ઘણો અગત્યનો ભાગ લીધો. રાજકોટમાં જે વિસંવાદ ઉભો થયો હતો તે અમુક અંશે શમ્યો હતો—જો કે કવિ તો હાજર નહોતા રહ્યા—અને પરિષદ્ ઘણી રીતે સફલ થઇ હતી.

પાંચમી પરિષદ્ ઇ. સ. ૧૯૧૫ ના મે માસમા સુરતમાં ભરાઈ. આ પ્રસંગે રણજીતરામભાઇએ ઘણું કામ કર્યું પરિષદ્‌ના સ્થાનિક મંત્રીઓમાં ભાઇ મનહરરામનો ઉદ્યોગ ઘણોજ હતો અને તેથી પરિષદ્ વિજયી નીવડી. પરંતુ રણજીતરામભાઈએ પણ ખાસ એક માસની રજા પરિષદ્ માટેજ લીધી હતી. અને પરિષદ્ સંબંધનો ઘણો ભાર પોતાને માથે લીધો હતો.*



*લાભશંકર પ્રભુરામ ભટ્ટ (ગુજરાત જેઠ સં. ૧૯૮૭, વર્ષ ૧. અંક ૩.)

# વાડીલાલ મોતીલાલ શાહ

(બચપણ અને વિદ્યાભ્યાસ)

વા. મો. શાહના વડીલો મૂળ તો અમદાવાદના જ રહીશ હતા, પરન્તુ ખેતી અને ધીરધારના ધંધાને ખિલવવા માટે તેઓ ત્યાંથી પાંચ કોશ દૂર આવેલા વિસલપુર નામનાં ગામમાં જઇ રહ્યા હતા. તેમના પિતાની યુવાનીના સમયે જ એ વિસલપુરની નજીકમાં જ વહેતી સાબરમતીમા જબરૂં પૂર આવવાથી આમપાસનાં ઘણા ગામો સાથે એ ગામ પણ તણાઇ જઇ પાયમાલ થઇ ગયું અને તેથી એ કુટુંબની માલેકીની જમીન, મિલ્કત તથા વ્યાપારને અંગેની ઉઘરાણી એ સઘળું એ જળપ્રલયનો ભોગ થઈ પડ્યું અને પરિણામે જીવનની તડકીછાયડીના વમળનો અનુભવ લેવાનો પ્રસંગ એ કુટુંબને આવ્યો. લગભગ એ અરસામા જ ૧૮૭૮ ના જુલાઈની અગિયારમી તારીખે વાડીલાલ શાહનો જન્મ તેના મોસાળમા વિરમગામ મુકામે થયો હતો અને નાનપણમા ઘણે ભાગે તેઓ ત્યા જ રહેતા હતા—માત્ર ગુજરાતી અભ્યાસ માટે થોડાં વર્ષ તેમના પિતાશ્રીની સાથે રહેવા પામ્યા હતા. ગુજરાતી છઠ્ઠું ધોરણ એમણે વિરમગામમા જ પસાર કર્યા પછી અંગ્રેજી પાંચ ધોરણનો અભ્યાસ પણ ત્યા જ કરવામાં આવ્યો હતો, કારણ કે વિરમગામમાં એ સમયે પાચ જ ધોરણ શિખવવાના હતાં. એટલે આગળ અભ્યાસ કરવા માટે ચૌદ વર્ષની નાની વયે એ યુવાન વિદ્યાર્થી એકલો અમદાવાદ જઈ રહ્યો અને 'ખાનગી ટયુશન' માંથી કરાતી આવકની વડે પોતાનું ગુજરાન ચલાવી રહ્યો હતો. એ સમયે ન્યુ ઇંગ્લીશ સ્કૂલ પૂર્ણ જાહોજલાલીમાં હતી. તેના મુખ્યશિક્ષક તથા વર્ગશિક્ષકની એ યુવક પર એટલી તો કૃપાદૃષ્ટિ હતી કે તે જોઈને છઠ્ઠા તેમજ સાતમા ધોરણના ઘણાખરા વિદ્યાર્થીઓ તો તેની પાસે શિખવા માટે આવવા લાગ્યા, જેને પરિણામે ભણતરની સાથે સાથે દ્રવ્યોપાર્જન રૂપી માસિક આમદાની વધતા તેણે પોતાનાં માતપિતા તથા બંધુઓને તેમના મૂળ વતનમાં પુનઃ આવી વસવાને બોલાવી લીધાં. તાત્પર્ય એટલું જ કે વાડીલાલ શાહના જાહેર જીવનમા સ્વાશ્રય રૂપી સદ્ગુણે જે અનોખો પાઠ ભજવ્યો છે તેનો પાયો આવી રીતે તેના વિદ્યાર્થીજીવન દરમ્યાન નંખાયો હતો.

(જાહેર જીવનની શરૂઆત અને 'જૈનદિનેચ્છુ')

વાડીલાલ શાહે જાહેર જિંદગીની શરૂઆત ખરૂં કહીએ તે

જૈન ધર્મ નામના ધર્મપંથના એક અભ્યાસક તેમજ સુધારક તરિકે કરી હતી તેમના કૉલેજ જીવન દરમ્યાન એક દિવસે ગુજરાતના પાટનગર અમદાવાદમા ખભાત સપ્રદાયના ઉત્સાહી મુનિશ્રી છગનમલજી સ્વામીએ એ સમયના વર્તમાન જૈનોની સંકુચિત વૃત્તિ અને સમાજમા ચાલી રહેલા અધેર માટે તેમના દિલમા જળહળી રહેલી બળતરા એ યુવાન વાડીલાલ સમક્ષ કાઢીને બળબળતા શબ્દોમા તેમનો બળાપો રજુ કર્યો, જેને પરિણામે વા મો શાહને જૈન સમાજમા ઉદારચિત્ત વિચારોનો ફેલાવો તેમજ પ્રચાર કરવાના ઉચ્ચ આશયથી એક માસિકપત્ર પ્રગટાવવાની ખ્વાએશ થઇ આવી અને તે માટેની મજુરી પણ તેમના વડીલ પાસે માગી પરન્તુ કૉલેજ જીવન દરમ્યાન વિદ્યાભ્યાસ કરતા સાથે સાથે જાહેર જિંદગીમા પડવા દેવાનુ તેઓશ્રીને વાધાભર્યું લાગ્યુ એટલે તેમના પિતાશ્રીના સપાદકપણા નીચે એક માસિક પત્ર શરૂ કરવામા આવ્યુ અને જેને હજુ આજે પણ જૈનો તો ઠીક, પરન્તુ મધ્યસ્થ જૈનેતર વાચકો પણ હોશભેર યાદ કરે છે એવા 'જૈન હિતેચ્છુ'ની શરૂઆત એ રીતે થઇ શરૂઆતમા તો વાડીલાલ શાહે નીતિ અને કેળવણીવિષયક લેખો લખવામા તેમની કલમની અજમાયશ કરી જોઈ અને તેમના પિતાએ શાસ્ત્રીય વિભાગ સભાળી લીધો હતો સદ્ગત વાડીલાલે એ સમયના અનેક લખાણો માટે ધારણ કરેલા ઉપનામે તખલ્લુસો માહેના 'સ્થાનક સ્પેક્ટેટર' તથા 'સમયધર્મ' ને તો 'જૈનહિતેચ્છુ'ના રસમગ્ન વાચકો ભાગ્યે જ ભૂલી શક્યા હશે એ માસિકનુ સચાલન એ પિતાપુત્રની બેલડીએ શરૂઆતમા તો અત્યત શાત શૈલીએ ચલાવવાનું રાખ્યુ હતું, છતા પણ કેટલાયે શિથિલાચારીઓએ જનસમાજને તેની સામે ઉશ્કેરી મૂકવામા કચાશ રાખી નહોતી અને તેને લઇને વાચનના શોખ વગરના તેમજ ધર્મ નિમિત્તે પણ બદામ સરખીએ ખર્ચવાની ધગશ વગરના તે વખતના સ્થાનકવાસી જૈન વર્ગમા એ માસિકને પગભર થતા એક દશકા જેટલો લાંબો ગાળો જતો કરવો પડયો હતો પરતુ એટલુ તો સ્પષ્ટ જ છે કે જૈન સમાજમા પ્રવર્તી રહેલી અધશ્રદ્ધા તેમજ રૂઢિઓ સામે જ્યારે બોલવા-લખવાનું તો ઠીક, પરન્તુ એક હરફ વગીક કાઢવા કોઈ તૈયાર નહોતુ ત્યારે એ યુવાન વાડીલાલે નિડરતાપૂર્વક અજબગજબના લખાણુ રૂપી 'ગોળા' ગગડાવીને સારીયે જૈન આલમનું ધ્યાન ખેચ્યુ હતું અને એ રીતે અમુક અંશની જાગૃતિ લવવાને કારણત થવાની પહેલ તેમણે કરી હતી એ સમયે

સ્થાનકવાસી જૈન કોમ છેક જ અંધારામા હતી, કેળવણીનો સંચાર નહિ જેવો હતો અને અંધશ્રદ્ધાનું જોર અનહદ હતું, છતાં પણ એ પિતાપુત્ર તો અજબ પ્રકારની જાહેર હિંમતથી તેમજ અનેરી વિદ્વતાભરી રીતે એ માસિકનું સંચાલન કર્યે જતા હતા. ત્યારપછી એકાદ વર્ષના ગાળા પછી હિંદી પાક્ષિક ચલાવવાની જોખમદારી પણ તેઓએ માથે લીધી હતી એટલે એ બન્ને પત્રોનાં સંચાલન માટે થતા નુકસાનને પહોચી વળવા માટે શ્રીમંતો તરફની મદદની દરકાર કરવાને બદલે જરૂર પૂરતું દ્રવ્યોપાર્જન કરવા માટે એ વાડીલાલે રંગુન જઈ દ્રવ્યપ્રાપ્તિ કરવા સાથે એ બન્ને પત્રોનાં સંચાલનમા થોડી ઘણી પણ ખામી આવવા દીધી નહોતી.

('જૈન સમાચાર' અને જોટકે જન્મેલી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ)

'જૈનહિતેચ્છુ'ના જન્મ પછી એકાદ વરસ રહીને સદ્ગત વાડીલાલે સ્થાનકવાસી જૈનોની એક કોન્ફરન્સ સ્થાપવા માટે જુદી જુદી લેખમાળાઓ તથા તે માટેનો રીતસરનો પત્રવ્યવહાર કરીને ખૂબ ઉહાપોહ કર્યો હતો. પરિણામે એ કોન્ફરન્સના જન્મ પહેલા થોડા રોજ પર પુનાના જૈન પબ્લીક તરફથી આમંત્રણ થવાથી 'જૈન હિતેચ્છુ' કાર વાડીલાલ ત્યાં ગયા હતા, ત્યાં લોકમાન્ય બાલ ગંગાધર તિળક મહારાજના શુભ હસ્તે એક જંગી સભામા તેમને માનપત્ર અને 'પર્સ' એનાયત કરવામા આવ્યાં હતા અને ખુદ લોકમાન્યે એ વાડીલાલની કલમ તેમજ પ્રવૃત્તિ માટે તારીફ કરી હતી. આવા જબ્બર માનને લાયક થવા માટે તેમજ લોકકલ્યાણકારી કાર્ય કર્યા સિવાય એ પ્રકારનાં માનનો જશ ખાટી જવો એ તાત્વિક દષ્ટિએ દેવું કરવા બરાબર છે એમ સમજીને તેમણે ઘેર જઈને એક હિંદી–ગુજરાતી અઠવાડિક શરૂ કરવાની પોતાની પ્રતિજ્ઞાની જાહેરાત એજ સભા સમક્ષ કરી બતાવવાની હામ ભીડી હતી અને વાચકવર્ગ જાણીને આશ્ચર્યમાં ગરકાવ થશે કે મોરબી મુકામે ભરાયેલા સ્થા. જૈનોની કોન્ફરન્સનાં પ્રથમ અધિવેશનને રોજ એ સેવાવ્રતધારી વાડીલાલે 'જૈન સમાચાર'ને જન્માવ્યું હતું. પરિણામ એ આવ્યું કે ઉપતંત્રીઓ કે કલાર્કોની મદદ વગર એકલે હાથે તેમજ એકી સાથે ત્રણ ત્રણ પત્રોનાં સંચાલનનો ભાર તેમને વહેવો પડયો તેથી ૭ વર્ષ જેવા ટૂંકા ગાળાને અંતે એ જોખમભરી પ્રવૃત્તિઓએ સદ્ગત વાડીલાલનું શરીરબળ અને દ્રવ્યબળ એટલી હદ સુધી ચૂસી લીધુ કે છેવટે નિરુપાયે જનસમાજને થોડા સમયને માટે છેલ્લી સલામ કરીને વા. મો. શાહે 'જૈન સમાચાર'ને

યોગ નિદ્રામાં સુવાડી દીધુ અને સમાજ સેવાનો કપરો માર્ગ પોતા માટે સુગમ કરવાને દ્રવ્યોપાર્જન નિમિત્તે 'સાહિત્ય રાજ્યથી ભ્રષ્ટ થઈને' એ સમાજ સેવકે વ્યાપારમાં ઝંપલાવ્યુ.

( સમાજ સુધારકને વેશે )

ત્રણ ત્રણ અખબારોના સંચાલનનો ભાર વહેતા વહેતા માથે સાથ સદ્દગત વાડીલાલે પંજાબ, માળવા, કાઠિયાવાડ તથા દક્ષિણમાં છેક કોચીન સુધી પોતાના જ ખર્ચે ફરીને લોકજાગ્રતિ માટે તથા અંદર અંદરના કુસંપ અટકાવવા માટે ભાષણો આપવાને પર્યટન પણ કર્યું હતુ. પંજાબમાં એક સમયે હિંદુઓ અને જૈનો વચ્ચે મોટો ઝઘડો ચાલતો હતો અને વસ્તુ-સ્થિતિ એવી ગંભીર થઈ પડી હતી કે બંને પક્ષો સામસામા નિંદાના હેન્ડબીલો પ્રતિદિન બહાર પાડતા હતા. પરંતુ એ કુસંપ અટકાવવામાં સદ્દગત સફળ નીવડયા હતા એવો જ બીજો પ્રસંગ વરાડ પ્રાંતની રાજ-ધાની અમરાવતીમાં બન્યો હતો ત્યાં જૈનોના બે જુદા જુદા ફીરકાઓ વચ્ચે ટંટો–ફીસાદ ચાલતી હતી. ઝઘડાની એ આગ બુઝાવવાને વા. મો. શાહે એક જાહેર ભાષણ આપ્યુ હતુ. એ ભાષણ સાંભળીને તે સભાના પ્રમુખ સુપ્રસિદ્ધ દેશભક્ત ખાપર્ડે મહાશયે તેમને સઘળી કોમોના શ્રોતા-ઓથી બનેલી એક સભા વચ્ચે માનપત્ર આપ્યુ હતુ એ સિવાય મુંબઈ, પોરબંદર, માંગરોળ, વેરાવળ ઈત્યાદિ સ્થળોના મહાજનો તરફથી પણ માનપત્રો અપાયા હતા. અને તેમની સુધારકવૃત્તિ તેમજ સમાજસેવાની ધગશની કદર બૂઝવા નિમિત્તે સ્થા. જૈનોની કોન્ફરન્સના પંજાબના અધિ-વેશન પ્રસંગે ના. મોરબી નરેશના હસ્તે એક સુવર્ણચંદ્રક તેમને એનાયત કરવામાં આવ્યો હતો. આ બધા માન મળવાના પ્રસંગોમાંથી સદ્દગતને સમાજસેવા તેમજ સંસારસુધારા માટે એવી તો અજબ પ્રેરણા મળવા પામી કે જેને લઈને સને ૧૯૧૪ પછી તો અનેકગણા જોરપૂર્વક સમા-જમાં ઘર કરી બેઠેલી કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, ફરજ્યાત વૈધવ્ય જેવી અનેક બદીઓને તેમજ ભૂતના વળગાડને પણ ભૂલાવે એવા અજ્ઞાન રૂપી 'વળગાટ' ને જડમૂળથી ઉખેડવા માટે તેઓશ્રીએ ભગીરથ પ્રયત્નો સેવ્યા હતા ઝાલાવાડ પ્રાંતમાં કન્યાવિક્રય દૂર કરવા માટે, અમુક શહેરના લોકોની ખાનગી વહોરી લઈને પણ તનતોડ પ્રયત્નો તેઓએ સફળતાપૂર્વક આદર્યા હતા, અને જૈન સાધુઓનો સડો દૂર કરવાને તેમણે આરંભેલા

જોખમભર્યા પ્રયાસોને પરિણામે તેમને સેંકડો માણસોના શત્રુ પણ બનવું પડ્યું હતું અને પરિણામે ઘણું સહન કરવું પડ્યું હતું પરંતુ આખર સુધી પોતાના સિદ્ધાંતને ચુસ્તપણે વળગી રહેવાના અજબ ગુણોને લઈને છેવટે સાધુઓ પૈકીના સુજ્ઞ વિભાગે તેમના તરફ સંપૂર્ણ માનની લાગણી દર્શાવવા માંડી હતી અને કચ્છમાં પહેલવહેલી 'સાધુ પરિષદ્' પણ તેમના જ ઉપદેશને પરિણામે ભરાવા પામી હતી એ પરિષદમાં સાધુવર્ગે વાડીલાલ શાહને **'જૈન સાધુઓમાં નવું લોહી રેડનાર ઉપકારી પુરુષ'** તરીકે સ્વીકારી તેમનો આભાર માનવાનો ઠરાવ પણ કર્યો હતો ત્યારબાદ મારવાડી સાધુઓએ પણ 'સાધુ પરિષદ્' ભરીને સંગઠન માટે શુભ પ્રયાસો કર્યા એ પણ વા. મો. શાહની જહેમતના પરિણામરૂપ હતું તે ઉપરાંત લીંબડી અને અમદાવાદ ખાતે સાધુસમાજ વચ્ચે હાજર થઈને અમુક દુરાચારી સાધુઓને બાતલ કરાવવા તેમને બહુ સેવવું પડ્યું હતું, પણ પરિણામ ઉત્તમ આવ્યું હતું

'રતલામ જૈન ટ્રેનિંગ કૉલેજ' અને લોકકેળવણી

સદ્‌ગત વાડીલાલ મહેતા કે વિશ્વધર્મ તરીકે જૈન ધર્મનો સ્વીકાર દુનિયા કરે એવો સંભવ વિશેષ છે, કારણ કે જગતના કોઈ પણ ખૂણામાં રહેનારને એ જૈન ધર્મમાં ઉપદેશાયલા તત્વો ગ્રહણ કરવામાં કંઈ પણ વાંધો નડે એવું નથી આવી વિશાળ દષ્ટિએ યોગ્યતાના ધર્મનું રહસ્ય અને ઉપદેશકો સાથે અંગ્રેજી, સંસ્કૃત, હિંદી વગેરે ભાષાઓનું જ્ઞાન યુવકોને આપીને ઉપદેશકો તૈયાર કરવા માટે સદ્‌ગતે ભગીરથ પ્રયત્નો આદર્યા હતા અને તેને માટે અનેક લેખો લખીને જુદા જુદા પ્રાંતોમાં પદરના ખર્ચે મુસાફરી કરીને તેઓએ એક ફંડ એકઠું કર્યું હતું અને રતલામ ખાતે સને ૧૯૧૧ માં એક 'જૈન ટ્રેનિંગ કૉલેજ' સ્થાપવામાં તેઓ ફળીભૂત થયા હતા પરંતુ સમાજના દુર્ભાગ્યે સદ્‌ગત વાડીલાલની યોજના મુજબ એ કૉલેજનું સંચાલન થયું નહિ એટલું જ નહિ પણ ત્રણ વર્ષ સુધી એ અખતરાને અજમાવીને તેના સંચાલકોએ 'જાગ્યા ત્યાંથી સવાર' ગણી એ કામ સમેટી લીધું હતું એ સઘળી હકીકતનો ઉલ્લેખ વા. મો. શાહે ૧૯૧૪ ના 'જૈન હિતેચ્છુ' માં 'મારું મરવા પડેલું વહાલું બાળક-રતલામ ટ્રેનિંગ કૉલેજ' શીર્ષક લેખમાં પૂરતા વિવેચન પૂર્વક કર્યો હતો

એ કૉલેજના ચાર સુનંદા વિદ્યાર્થીઓને સાધુ બનાવવા માટે અમુક

મુનિએ પ્રયાસ સેવ્યો ત્યારે સદ્ગત વાડીલાલે જાતે માળવા જઇ, સેંકડો મનુષ્યોના શત્રુ થવાના જોખમે પણ એ વિદ્યાર્થીઓને ફરી પાઠશાળામાં કૉલેજમા આણ્યા હતા. અને વિદ્યાર્થીઓ પ્રત્યેની મર્હુમની લાગણી માટે તો લખવું જ શું? અમદાવાદ ખાતે મેટ્રિક્યુલેશનની તેમજ સ્કુલ ફાઇનલની પરીક્ષા આપવા આવતા ત્રણે ફીરકાના જૈન વિદ્યાર્થીઓને **પોતાનાજ ખર્ચે** ભોજન ઉતારાની સગવડ કરી આપતા એટલુજ નહિ પણ તે વિદ્યાર્થીઓને માટે દાક્તરી મદદ ઉપરાત જુદા જુદા વિદ્વાનોને રોકીને પરીક્ષાપત્રોના જવાબ સબંધી જરૂર પૂરતી સમજણ અપાવવાને પણ પ્રબંધ તેઓએ વરસો સુધી કર્યો હતો વળી તેમની ખરાબમા ખરાબ સ્થિતિના સમયે પણ સ્ત્રીધન વેચીને મળેલી રકમ સ્યા જૈન કોન્ફરન્સને મોકલાવીને 'વિદ્યોત્તેજક ફંડ' ખોલવાની અરજ કરનાર પણ એ વાડીલાલ શાહ પોતે જ હતા અને એ ફંડના ભંડોળમા વૃદ્ધિ કરાવવા માટે કેટલાયે લેખો લખીને તેમજ જાતે જુદે જુદે સ્થળે ફરીને તથા ભાષણો આપીને ચારથી પાચ હજારની રકમ એ ફંડમા તેઓએ જમા કરાવી હતી આ બધા ઉપરાત 'જૈનસમાચાર ઑફિસ' માજ એક 'ફ્રી નાઇટ ક્લાસ' તેમણે ખોલ્યો હતો, જેમા હરકોઈ જ્ઞાતિ કે ધર્મના પુખ્ત ઉમરના કોઈ પણ માણસને નીતિ અને સામાન્ય ધર્મનો ઉપદેશ બબ્બે ત્રણ ત્રણ કલાક સુધી દર રાત્રિએ તેઓ આપતા તેમજ જુદા જુદા ધર્મના મહાત્માઓના પુસ્તકો વાચવાનો જનતાને શોખ જગાડવાને માટે તેમની પોતાની 'જૈનસમાચાર લાયબ્રેરી' ને જાહેર પુસ્તકાલય તરિકેનો ઉપયોગ કરવાની છૂટ સૌ કોઇને તેમણે આપી હતી અને દર અઠવાડિયે, એ 'જૈનસમાચાર હૉલ' મા માગ સારા વિદ્વાનો પાસે ખાસ વિષયો પર ભાષણો અને વ્યાખ્યાનો કરાવવાનો પ્રબંધ પણ તેમણે વરસો સુધી કર્યો હતો

ધર્મ-સેવા કરવા જતા નડેલી 'ધાડ'

'વિદ્યોત્તેજક ફંડ' મા ચારથી પાચ લાખની રકમ અપાવવાનો પ્રયાસ કરવા જતા પત્રકારોને માથે લટકતી 'ડેમોક્રિસની તલવાર' રૂપી માનહાનિ (ડેફેમેશન) ના સપાટામા સદ્ગત વાડીલાલ પણ આવી ગયા હતા અને એ બાબત માટે પ્રજાનું તેમજ સરકારનું ધ્યાન ખેંચવા માટે લખાયેલા 'અગ્ર લેખો' અને નોંધો બદલ માફી માગવાનું કહેવામા આવતા તેમ કરવાને બદલે તેમણે પોતાના શિર પર મુકદ્દમો વહોરી લીધુ હતું.

'માનહાનિ' ના એ ખટલામાં સામા શ્રીમંત પક્ષ તરફથી મોટા વકીલ-બેરિસ્ટરો અને સોલિસિટરોની ફોજ હોવાથી અને સદ્‌ગત વાડીલાલે કાયદાનો અભ્યાસ નહિ કરેલો હોવાથી કેટલાએ જનોએ એમના બચાવ સારૂ ધારાશાસ્ત્રી રોકવાને માટે એક 'પર્સ' આપવાનું કહ્યું ત્યારે એ મદદનો પણ આભાર અસ્વીકાર કરી પોતે જાતે કાયદાનો અભ્યાસ શરૂ કરી દીધો હતો અને એ મુકર્દમામાં પોતાનો બચાવ પોતે જ કર્યો હતો. પરંતુ કાયદાની બારીકીઓ તેમજ ઉલટ તપાસ કરવાના અનુભવની ખામીઓને અંગે એ કેસમાં તેમની હાર થઈ અને છેવટે એ લખાણ લખવા બદલ દિલગીરી દર્શાવવાની સામા પક્ષની માગણી રૂપી ઉપકારનો પણ આભાર અસ્વીકાર કરીને એ મામની સાદી કેદની શિક્ષાનો હસ્તેમુખે સ્વીકાર કર્યો હતો.

( 'સંયુક્ત વિદ્યાર્થી ગૃહ' ની સ્થાપના )

જાહેર જીવનને તિલાંજલિ આપીને જનસમાજને છેલ્લી સલામ કરનાર વાડીલાલે સને ૧૯૧૩ ની આખરે ઘડીભર એમ માન્યું કે પોતે સેવાવ્રતથી છૂટા થયા છે. પણ જનસેવાના રંગે રંગાયા હોય તે જ જાણી શકે છે કે એ વ્રતથી દૂર રહેવું બહુ આકરૂં હોય છે, અને થોડા સમય-બાદ વાડીલાલ શાહ પોતાની વ્યાપાર પ્રવૃત્તિના સંચાલનની સાથોસાથ ફરી વાર સમાજસેવક તરિકેનો પાઠ ભજવવામાં પોતાનો ફાજલ પડતો બધો વખત ગાળવા લાગ્યા, અને તે એટલે સુધી કે સને ૧૯૧૭ માં સ્થા. જૈન કોન્ફરન્સની અમદાવાદ મુકામે ભરાયેલી જનરલ કમીટીની સભામાં પોતાનું સર્વસ્વ કોમને અર્પણ કરવાની તેમજ ત્રણ વર્ષ સુધી કોન્ફરન્સના વગર પગારે-આનદ સેવક તરિકે જનસેવા કરવાની દરખાસ્ત પોતે જ રજુ કરી પરંતુ એ દરખાસ્તનો સ્વીકાર કરવામાં ફક્ત એક મતવિરૂદ્ધ પડયો, તેથી સભાના પ્રમુખે તે દરખાસ્ત પાછી ખેંચી લેવાનો શ્રી. શાહને આગ્રહ કર્યો હતો અને એ રીતે જનસેવા કરવાના પોતાના મનોરથમાં નિષ્ફળ નિવડવાના અવસરનો અનુભવ કર્યા પછી પોતે જુદી જ દિશામાં ઝંપલાવ્યું. કોન્ફરન્સ સાથેનો સંબંધ તોડી નાખીને અમદાવાદ તથા મુંબઈમાં 'સંયુક્ત વિદ્યાર્થીગૃહ' ની સ્થાપના કરવા નિમિત્તે તેમણે તનતોડ મહેનત આદરી અને પરિણામે સને ૧૯૧૭ માં મહાત્મા ગાંધી અને બીજા કેટલાયે દેશનેતાઓની હાજરી વચ્ચે સદ્‌ગત શાહે

ઝાલરાપાટણના સ્વર્ગસ્થ મહારાજાના શુભ હસ્તે એ 'ગૃહ' ની ઉદ્દ્ઘાટન ક્રિયા કરાવી હતી. મુબઈનું એ 'ગૃહ' હજુ પણ ચાલુ છે અને ઉચ્ચ કેળવણી લેવા ઇચ્છતા કોઈપણ વિદ્યાર્થીને દાખલ થવા માટે કોઈ પણ વાડા કે ફિરકા કે જ્ઞાતિનુ બંધન નડતું નથી. ટૂંકી ને ટચ વાત તો એ છે કે વિચારકો અને ફીલસુફોને જનતા સાથેના ઘર્ષણને પરિણામે કેવા કપરા અનુભવો થાય છે એ જાણવાની ઇચ્છાવાળાઓએ, 'સયુકત વિદ્યાર્થી ગૃહ' નિમિત્તે જે અદ્ભુત પ્રકારના અનુભવ વા. મો. શાહને થયા હતા તે સંબંધી "જૈન હિતેચ્છુ' મા અનેકવાર લખાયેલા લેખો વાચી લેવાની ભલામણ છે.

( સાહિત્યકાર અને ચિંતક તેમજ ફિલસુફના સ્વાંગમાં )

વાડીલાલ શાહે કદિ પણ સાહિત્યકાર કે સાક્ષર હોવાનો દાવો કર્યો નથી અને સાચી વાત પણ એ છે કે સાહિત્યમા અભિવૃદ્ધિ કરવાના આશયથી કદિ પણ લખવાનો કે સાહિત્ય ક્ષેત્રમા મહાલવાનો ઘમંડ તેમણે કર્યો નથી. એમના હાથે તો, સમાજસેવા કરવા જતા તેમજ ત્રણ ત્રણ પત્રોનું સંપાદનકાર્ય કરતા કરતા કેટલુંક અનોખું સાહિત્ય સર્જાવા પામ્યું છે એ વાત તરફ ભાગ્યેજ આખમીંચામણા થઈ શકે. તેમનું પહેલું પુસ્તક 'મધુ મક્ષિકા' વીસ વર્ષની ઉમરે લખાયુ હતું. એ પુસ્તકની અંદર સુપ્રસિદ્ધ આગ્લ લેખક એડિસનની શૈલિએ યુવાનોને સંબોધીને થોડાક પત્રો લખાયા છે. તે ઉપરાંત ધર્મ-જ્ઞાન મેળવવાની જીજ્ઞાસાવાળા વાંચકવર્ગ માટે **'બાર વ્રત' (૧૯૦૫) 'હિત શિક્ષા' (૧૯૦૪), 'સમ્યકત્વ અથવા ધર્મનો દરવાજો' (૧૯૦૩), 'ધર્મ તત્વ સંગ્રહ' (૧૯૦૬), 'સંસારમાં સુખ ક્યાં છે' (૧૯૦૯), 'કબીરનાં અધ્યાત્મિક પદો' (૧૯૧૧), 'સદ્ગુણ પ્રાપ્તિનો ઉપાય' (૧૯૦૮), 'ભક્તામર સ્તોત્ર: વિવેચન સહિત' (૧૯૦૯), 'કલ્યાણ મંદિર સ્તોત્ર' (૧૯૧૦), 'ધર્મસિંહ બાવની' (૧૯૧૧), 'દશ વૈકાલિક સૂત્ર' (૧૯૧૨), 'પર્યુષણ પર્વ' અથવા પવિત્ર જીવનનો પરિચય' (૧૯૧૪).** ઇત્યાદિ પુસ્તકો પ્રકટ કરીને જનસમાજમા સાચી ધર્મજીજ્ઞાસાની ભૂખ જગાડવા માટે પૂરતો પ્રયાસ સેવ્યો હતો અને પોતાનું દષ્ટિબિંદુ ફળિભૂત કરવાને માટે "જૈન સમાચાર" ના ગ્રાહકોને દર મહિને એક ભેટ-પુસ્તક આપવાની પ્રથા શરૂ કરી હતી. વળી ધર્મ અને નીતિના રહસ્યને વાર્તાના

ચુથી લઇને તેમણે પ્રકટાવેલા 'સતી દમયંતી' (૧૯૦૨), 'ઉપદિષ્ટ આખ્યાયિકા' (૧૯૦૪), 'નમીરાજ' (૧૯૦૬), 'સુદર્શન' (૧૯૧૨), 'બ્રહ્મદત્ત ચક્રવર્તી' (૧૯૧૨), 'મહાવીર કહેતા હવા' (૧૯૧૪), 'મૃત્યુના મ્હોમાં' ઇત્યાદિ પુસ્તકો ખરેખર જીવનને ઉચ્ચ બનાવવાની પ્રેરણા પાય તેવી શૈલિમા લખાયના છે. 'મહાવીર કહેતા હવા' તો ભવિષ્યમા મહૂગતને હાથે લખવાના આદર્શ પુસ્તકની પ્રસ્તાવનાની ગરજ સારે એ દૃષ્ટિએ લખાયલુ છે અને ગાંધીયુગની શરૂઆતના જ વર્ષમા પ્રગટ થયેલ 'મૃત્યુના મ્હોમાં' ની અંદર ભારતના આઝાદી-જંગની એક કાલ્પનિક કથા આલેખાયેલી છે, જેમા એક મહાત્મા, એક મીનમાલિક અને એક સાયન્ટિસ્ટ ભારતનો ઉદ્ધાર કરવા માટે કેવી રીતે કમર કસે છે તેનુ તાદૃશ ચિત્ર રજુ કરેલુ છે તે ઉપરાંત જૈનિઝમ, વેદાંત અને નિત્શેઅન તત્વજ્ઞાનને એકાકાર બનાવીને પ્રકટાવેલા 'મસ્ત વિલાસ' (૧૯૨૫)મા તો તત્વજ્ઞાન અને જીવન વચ્ચેના સંબંધને દર્શાવનારી તત્વ-કથાઓ ( Philosophical stories ) ના દર્શન થાય છે આ પુસ્તકને પણ સદ્ગતની હમેશાની ટેવ મુજબ વિનામૂલ્ય પ્રચાર અર્થે પ્રકટ કરવામા આવ્યુ હતુ અને જેને મફત લેવુ ન પરવડે તેઓ માટે જ ત્રણ રૂપિઆની કીંમત રખાઈ હતી અને સદ્ગતે પોતાના ઐહિક જીવન દરમ્યાન પ્રકટ કરેલુ છેલ્લુ પુસ્તક તે 'જૈન દીક્ષા'. એ પુસ્તકને તો સને ૧૯૨૯ ના ગુજરાતી પ્રકાશનોમાના શાસ્ત્રીય વાઙ્મયના શ્રેષ્ઠ પુસ્તકો માના એક તરિકે વિદ્વાનોએ પ્રમાણ્યુ હતુ એ 'જૈન દીક્ષા' તો હિંદુ, જૈન અને એવા બીજા ધર્મોમા ઉપદેશાયલા સિદ્ધાંતો તથા દેવલોક, મુક્તિ, તપ આદિ કેટલીયે ભાવનાઓના અનોખા મૂલ્ય આંકીને તે સઘળાને આ જીવનના વિકાસ માટેના ઉપયોગી સાધન તરિકે સમજાવનારો ગુજરાતી ભાષામા લખાયલો પહેલો જ ગ્રંથ છે, તેમજ કૃષ્ણ, મહાવીર, રામ જેવા મહાપુરૂષો ( Supermen ) અને અવતારોના ઇતિહાસોને મનુષ્ય વિકાસના ઇતિહાસ તરિકે સમજાવનાર તેમજ ધર્મ તથા સાયન્સનુ વ્યવહારૂ 'સમાધાન' ( compromise ) કરનારૂ એકનુ એક ગુજરાતી પુસ્તક છે આ બધા ઉપરાંત માનસશાસ્ત્રની દૃષ્ટિએ મહાત્માજીના સૂત્રોની બારીક ચિકિત્સા કરનારા બે પુસ્તકોની જરૂર નોંધ લેવી ઘટે, **અસહકાર** અને Political Gita, એ પુસ્તકમા-ખાસ કરીને બીજામા, લેખકે હાલના ગંદા પોલિટિક્સને આકર્ષક રીતે પ્રગટ કરી સર્વદેશીય 'પોલિ-

ટિકલ રીફોર્મ' અને એ કામ માથે લેનારની સર્વદેશીય યોગ્યતાના લક્ષણ બતાવી આપ્યા હતા આ પુસ્તક જગતભરના ચિંતકો અને ફિલસુફોમા વિના મૂલ્ય પ્રચાર અર્થે ફેલાવો કરવા માટે લેખકે પદરના પાચેક હજાર રૂપિયા ખર્ચ્યા હતા અને યુરોપ તથા હિંદના ચુનદા વિચારકોએ તેમજ રાજદ્વારીઓએ એ પુસ્તકની પુષ્કળ પ્રશંસા કરી હતી

એ બધા ઉપરાત '**મુંઝાઇ પડેલી દુનિયા**' શીર્ષક લેખમાળાદ્વારા જનતા સમક્ષ આજની દુનિયાની ખરી મુઝવણના સાચા કારણોનો ચિતાર રજુ કરવામા આવ્યો હતો, અને '**આ બધો પ્રતાપ વેપારનો!**' (૧૯૨૭) નામનો લેખ પ્રગટ કરીને, ઉચ્ચતમ જીવનને અનુકૂળ તેમજ જરૂરી એવા વાતાવરણને અશક્ય બનાવનાર આજના વ્યાપારીયુગ પર લેખકને કેટલો તિરસ્કાર હતો તે બતાવી આપ્યુ હતુ આવી જબ્બર સાહિત્યસેવાને ધ્યાનમા લેતા પહેલા સૌ કોઇએ નોધી રાખવુ ઘટે કે વાડીલાલ શાહે લખવા ખાતર કદિ પણ લખ્યુ નહોતુ, પરન્તુ મનન કરવાની સ્થિતિમા મૂકાવુ પડે એવો બનાવ કે ઘટના જ તેમની પાસે કલમ ઉપડાવી શકતા. વળી સાહિત્ય કે માસિક એ કંઈ તેના ધ્યેય નહોતા. સને ૧૯૨૭ મા સાહિત્ય પરિષદ્ મારફત મળેલા ગવીયાગ પારિતોષિકના અભિનદનના જવાબમા તેઓએ કહેલુ કે " I am not a 'સાહિત્યકાર'. I do not write for the sake of writing or for adding to or improving literature I think and feel and when my action of thinking and feeling reaches its zenith it showers in the form of words which people call 'Books'!" ટૂકમા મહૂગનનું એક પણ પુસ્તક, ભાષણ, લેખ એવો નથી કે જેમા જૈન તેમજ જૈનેતર સિદ્ધાતને વાણા ને તાણાની માફક ગુથીને જનતાના જીવનને જય તેમજ પ્રકાશનુ-કર્મયોગ અને જ્ઞાનયોગનુ ધ્યેય આપવાની તેઓએ જહેમત ન ઉઠાવી હોય.

## સમાજ સેવાનો છેલ્લો પ્રયત્ન અને વિદેશગમન

સમાજસેવાની ધૂન સદ્‌ગત વા. મો. શાહને એટલી હદ સુધીની હતી કે શ્વેતામ્બર અને દિગમ્બર જૈનો વચ્ચેના ઝઘડાના સમાધાન માટે પદરના ખર્ચે તેમણે ભગીરથ પ્રયત્નો કર્યા હતા અને કોમી પ્રતિનિધિત્વનો અવાજ જે વખતે શરૂ થયો તે વખતે તેને મળી દેવાને એ વાડીલાલ શાહે તનતોડ

મહેનત કરી આકાશ પાતાળ એક કર્યા હતા. મહાત્મા ગાંધીજીનું ઑઈલ પેઈન્ટીંગ એક જાહેર સભામાં રાષ્ટ્રીય શાળાના ફંડ માટે લીલામ કરવામાં આવતાં ગાંધીજીના ભક્તોની મોટી સંખ્યા જ્યારે પાંચસો રૂપિઆની રકમથી આગળ વધતી અટકી હતી ત્યારે એ સભામાં એક પ્રેક્ષક તરીકે થોડી મિનિટની હાજરી આપવા આવેલા સદ્ગત શાહે ૨૭૦૦ રૂપિયામાં ખરીદી ત્રણસો સુધીની રકમ બોલનાર એક વૃદ્ધ પણ ભક્તિમાન બાઈને એ છબી ભેટ તરીકે આપી દઈને ચાલી નીકળ્યા હતા. વળી વિધવાવિવાહનો સુધારો પોતાના ઘેરથી જ શરૂ કર્યો હતો. પરન્તુ આ બધા પ્રસંગો સાથે 'યુદ્ધ ખેલવા જતાં જે કડવા અનુભવનો સામનો તેમને કરવો પડ્યો તે અનુભવે જ તેમને જાહેર જીવનમાંથી નિવૃત્ત થવાને પ્રેર્યા અને સને ૧૯૨૧ ની સાલથી તો તેઓ બધી પ્રવૃત્તિઓનો 'વળગાડ' છોડી દઈને આધ્યાત્મિક ચિંતન તેમજ મનનમાં જ મસ્ત રહેવા લાગ્યા. પરંતુ સને ૧૯૨૭ ની અધવચમાં તેઓને ખૂબ આગ્રહ કરીને તેમજ સમાજહિતને લગતી તેમની આકરી માગણીઓને સંતોષવાની ખાત્રી આપીને શ્વે. સ્થાનકવાસી જૈન સમાજે, નિવૃત્તિ લેતા એ ફિલસૂફને ફરી એક વાર જાહેર જીવનમાં ઘસડ્યો હતો, અને તેને પરિણામે બિકાનેર મુકામે ભરાયેલી સ્થા. જૈન કોમના સભાપતિ તરીકેનું તેમજ તેજ મુકામે ભરાયેલા સમસ્ત જૈન મહામંડળના વીસમા અધિવેશનના પ્રમુખ તરીકેનું તથા તારણ સમાજ દિગમ્બર જૈન સમાજના કુલસરમુખત્યાર તરીકેનું ગૌરવભર્યું પદ તેઓએ એક લોકનેતાને છાજે તેવી કુનેહથી શોભાવ્યું હતું અને સાથોસાથ કૉન્ફરન્સના મુખપત્ર "જૈનપ્રકાશ' ના સંચાલક તેમજ મુખ્ય લેખક તરીકે સમાજહિતના અનેક કાર્યો કરવા ધાર્યા હતા, અને સૌ કોઈ જાણે છે કે દશ દશ વર્ષના મનન તેમજ ચિંતન પછી એ અરસા દરમ્યાન લખાયેલાં તેમનાં સઘળાં લખાણ તત્વજ્ઞાનના નિચોડ રૂપ તેમજ કોઈ અનોખી રીતે 'અપૂર્વ' હતાં. પરંતુ એ વીર 'યોદ્ધા' ની 'આગ' સ્થાનકવાસી જૈન સમાજથી જરા પણ જીરવી શકાઈ નહિ અને પરિણામે સમાજનું હિત કરવા જતાં ગજબનું અહિત થવાનો સંભવ વિશેષ છે એમ શ્રીયુત શાહને લાગતાં તેમના હૃદયને તેમજ શરીર સ્વાસ્થ્યને એવી તો જબ્બર ચોટ લાગી હતી કે તેઓએ તુરતમાં જ સભાપતિ તરીકેના પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું એટલું જ નહિ પણ ડૉક્ટરોના અત્યંત આગ્રહને વશ થઈને, શરીરસુધારણા અર્થે તેઓની જર્મની સુધીની વિલાયત યાત્રા કરવાનું સાહસ ખેડ્યું હતું ત્યાંથી

તેઓ એકાદ વરસ રોમાંઈને સ્વદેશ પાછા ફર્યાં પછી તદ્દન નિવૃત્તિમય જીવન ગાળતા હતા પરન્તુ એ બધા અરસા દરમ્યાન તેમણે સ્નેહીઓ તેમજ જીજ્ઞાસુઓ પ્રતિ પ્રત્યુત્તર રૂપે કરેલો પત્ર વ્યવહાર ઘણો જ કિંમતી તેમ જ ગુજરાતી સાહિત્યમા અનોખો ફાળો આપનારા સત્વ તરિકે શોભે એવો છે

## ઉપસંહાર

ગુજરાતની ભૂમિ પર એવુ અનોખુ જીવન જીવનાર એ વાડીનાન શાહના જીવનની આછી રૂપરેખા અહિ પૂરી થાય છે પરન્તુ એમના સ્વર્ગવાસની આ બીજી સવત્સરીના રોજ એમના જીવનનો મરતાજો સમ જવા પ્રયત્ન કરવો જોઇએ એમણે આપણને અજ્ઞાનને દૂર કરી જ્ઞાનનો પ્રાદુર્ભાવ કરવાની પ્રેરણા વારસામા આપી છે, તેમણે આખા જીવન દરમ્યાન 'મિથ્યાત્વ' અને 'સમકિત' ( Right Knowledge ) વચ્ચેનો ભેદ સમજાવવા તનતોડ પ્રયાસ સેવ્યો હતો, જનતાના હૃદયમાથી ધર્માંધતારૂપણાને દેશવટો અપાવી ખરા ધાર્મિકપણાની સ્થાપના કરવાની એમને ઉમેદ હતી, જનતા 'મુડદા ની ચુપકી' ને તિલાંજલિ આપી યોગીની–ફિલસુફની ચુપકી ધારણ કરે એમ તેઓએ ઉપદેશ્યુ હતું, ચાહે તેવા સારા–નરસા કાર્ય કરવાનો 'મોહ' દૂર કરી એ કાર્ય કરવાનો 'શોખ' પ્રકટાવવાનુ જીવનભર એમણે શીખવ્યુ હતુ, વ્યક્તિગત લાભોને બાજુ પર રાખી સામાજિક લાભોની દષ્ટિ કેળવતી થવાના પ્રયાસો સેવતી જનતા થાય એવી એમને ખ્વાએશ હતી ટુકમા એવી એક પણ પ્રવૃત્તિ એમણે આદરી નહોતી કે જેના મૂળમા સમષ્ટિભાવની પ્રેરણા સિવાય બીજું કઇ હોય, એવી એક પણ અપીલ એમણે કરી નથી કે જે લખવા પહેલા પોતા તરફનો ફાળો તેમણે આપ્યો ન હોય એટલે આપણે એમની ખરી સવત્સરી ત્યારે જ ઉજવી કહેવાય જ્યારે તેઓએ ઉપદેશેના તત્વને અપનાવી લઇને, ભવિષ્યમા પાચ પચીસ કે તે કરતા પણ વધારે વરસો પછી સદ્દગત શાહનો આત્મા નૂતન દેહ ધારણ કરીને તેઓનુ અધૂરૂ રહેલુ 'મિશન' પૂરૂ કરવા 'અવતરે' ત્યારે તેને ઝેનવા માટે યોગ્ય ભૂમિકા આપણે તૈયાર કરી શકીએ અને એ વાતની સૌ કોઈ ખાત્રી રાખે કે એવુ ક્ષેત્ર તૈયાર થશે તો એ નૂતનદેહધારી વાડીનાન આ જીવનમા ધૂમેલ છે તેના કરતા પણ દશ ગણા જોરથી અને શૌર્યથી તેમજ એવી જ હિંમતથી ધૂમશે અને તેના અધુરા રહેલા મિશ નો પાર પાડશે

નિભુવન વીરજીભાઈ હેમાણી

## હરગોવિંદદાસ ઇશ્વરદાસ પારેખ

જન્મ તા ૩૦-૧૨-૧૮૭૯ મરણ તા ૨૨-૧-૧૯૩૪

ગુજરાત અને હિંદી કલામા અપૂર્વ રસ લેનાર, જર્જરિત થયેલી, ગુગળાઈ ગયેલી હિંદી કલાને પોતાના પ્રાણને ભોગે સજીવન કરનાર શ્રી હરગોવિંદદાસ ઇશ્વરદાસ પારેખનો જન્મ તા ૩૦-૧૨-૧૮૭૯ ને દિને થયો હતો એમની બાલ્યાવસ્થા, યુવાવસ્થા સંબંધી વિગતો મેળવવા લેખકે પ્રયાસ કર્યા છતા આવા ભેખધારી આત્માના સંબંધી બહુજ અલ્પ વિગતો મેળવી શકાઇ છે એ આપણી કરૂણ દશા છે

સ્વ હરગોવિંદદાસે અગ્રેજી સાત ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો, અને પછી એકીંગમા રસ પડવાથી એકીંગનો અભ્યાસ શરૂ કર્યો હતો આ અભ્યાસના પરિણામે તેઓએ ઇન્ડસ્ટ્રીઅલ બેંક સુરતમા સ્થાપી હતી આ સમય દરમ્યાન એમને કલાની લગની લાગી હતી પોતાની આર્થિક સ્થિતિ સારી હોવાથી જુદી જુદી જગ્યાઓમાથી કલાના સુદર નમૂનાઓ પુષ્કળ પૈસા ખરચીને તેઓએ એકઠા કરવા માડયા આનુ પરિણામ એ આવ્યુ કે સ્વ હરગોવિન્દદાસનું ઘર સ્વ પુરૂોત્તમ વિશ્રામ માવજીના ઘરની માફક કલામદિર થઇ રહ્યુ આ સમય દરમ્યાન તેઓ ગાડીઘોડે ફરતા, જાતે ગાડી હાકતા અને કોઈ રસિક આત્માની માફક કલામય જીવન જીવતા

પણ આવી રીતે કલાના નમૂનાઓ એકઠા કરવામા હરગોવિંદદાસે ખરચ તરફ બી કુલ લક્ષ આપ્યુ જ નહીં ભોજરાજાની માફક કલાના નમૂનાઓ મેળવતા એમણે ધન વેરતી વખતે પાછુ ફરીને જોયુ નહીં પરિણામ એ આવ્યુ કે એમની આર્થિક સ્થિતિ બગડતી ગઈ, ઇન્ડસ્ટ્રીઅલ બેંક બધ કરવી પડી, ગાડીઘોડા કાઢી નાખ્યા, આર્થિક વિમાસણ વધી અને કલાને માટે હરગોવિંદદાસ ફકીર બન્યા ગાડીઘોડે ફરનાર હરગોવિંદદાસને જેમણે પૂર્વાવસ્થામા જોયા હોય અને સાધન વિનાના, ગરીબાઇમા સડતા, પગે ધમકતા હરગોવિંદદાસને પાછલી અવસ્થામા જોયા હોય તેમને આઘાત થયા વિના રહે નહીં

આવી ઉગ્ર વિમાસણ હોવા છતા કલાના અપાર પ્રેમ અને ધગશને લીધે હરગોવિંદદાસનો આત્મા મૂઝાયો નહીં અને એમણે તો કલાને અર્થે ગુજરાતમા પ્રચાર કામ શરૂ કર્યું એ પ્રચાર અર્થે તેઓ ત્રણ ચાર વાર

અમદાવાદ આવેલા. ૧૯૨૯-૩૦ મા સર ચિનુભાઈના દેસાઇની પોળમા આવેલા મકાનમા ભારત કલા સમાજ તરફથી પ્રદર્શન ભરવામા આવેલુ. તે પ્રદર્શનમા તેઓ પોતાના નમૂનાઓ લઇને જાતે આવેલા. એ નમૂનાઓ એવી ઉત્તમ કોટીના હતા કે મીલના ચુનદા કારીગરો બારીકાઇથી તેનો અભ્યાસ કરતા હતા અને સ્વ. હરગોવિંદદાસ તેઓને આ નમૂનાઓ બરાબર સમજાવી રમ જમાવતા હતા. બીજીવાર ૧૯૩૧ મા અમદાવાદમા ખાદી પ્રદર્શન ભરાયુ ત્યારે એમને આમંત્રણ આપવામા આવ્યુ હતુ અને તેઓ હોસથી અમદાવાદ આવ્યા હતા. ત્રીજીવાર લાલદરવાજે સ્વદેશી પ્રદર્શનમા એમના નમૂનાઓ મૂકવામા આવ્યા હતા. ચોથી વાર ૧૯૩૩ મા દિવાળીની રજા દરમ્યાન સ્વદેશી બજાર મંડળ તરફથી હસરાજ પ્રાગજી હોલમા ત્રણ દિવસ પ્રદર્શન ભરાયુ હતું તેમા પણ એમના નમૂનાઓ મૂકવામા આવ્યા હતા. આ નમૂનાઓ એવા વિવિધ પ્રકારના હતા કે ફરીથી જોનારને પણ નિરસ લાગતા નહીં. આ નમૂનાઓ એવી ઉત્તમ કોટીના હતા કે ગાયકવાડ સરકારે એ ખરીદી લેવા પોતાની ઇચ્છા દર્શાવેલી; કેટલીક પરદેશી કંપનીઓએ પણ એવી ઇચ્છા દર્શાવેલી પણ આ નમૂનાઓ પ્રાણ સમાન હોવાથી પૈસાના મૂલ્યે આપવાની હરગોવિન્દદાસે ના જ પાડી. જ્યા સુધી પ્રાણ હતો ત્યા સુધી આ નમૂનાઓ જનેતાની માફક છાતી સરસા તેઓએ દાબી રાખ્યા. આજે એ નમૂનાઓ રસિકજનના હૃદયસ્પર્શ વિના એકલવાયા થઇ ગયા છે અને સ્વ. હરગોવિન્દદાસના ભાઇ છોટાલાલને ત્યા મુબાઇમા પડેલા છે. ગુજરાતનો કોઇ રસિકજન પોતાના ઉલ્લાસથી આ નમૂનાઓ સાચવી ઉદ્ધાર કરે તો હરગોવિંદદાસની ફકીરીનું સાફલ્ય અને ગુજરાતનું અહોભાગ્ય.

ગુજરાતનો એક રસિક આત્મા આર્થિક મુઝવણોને લીધે શરીરે સંપન્ન હોવા છતા ફક્ત ૫૫ વર્ષની ઉમરે પોતાની પાછળ પત્ની મૂકી સ્વર્ગે સીધાવ્યા. આર્થિક મુઝવણો ઓછી હોત તો એમનું આયુષ્ય લંબાત અને પોતાના સ્વપ્નાનું સેવન કરી ગુજરાત સમક્ષ પોતાનો કલાપ્રેમ અને ભાવના ધરી શકત. એ સમય રહ્યો નથી અને આજે એક ઉજ્જવળ હિરો ગુજરાતના કમભાગ્યથી જમીનમા દટાઈ ગયો છે.

# ૧૯૩૪ની કવિતા

૧૯૩૪ની કવિતાનો પ્રવાહ સરવાળે ગયા વર્ષ જેવો ચાલૂ રહ્યો છે. કેટલાક જૂના લખનારાઓએ કલમને થોભાવી છે ત્યારે કેટલાયે નવા લેખકોએ કંઈ નહિ તો એકેક કૃતિ લઇને પણ કવિતાને મંદિરે પોતાની પૂજા નોંધાવી છે. આવા લેખકોમાં સ્વમસ્થ, રમણીક અરાલવાળા, ઉપવાસી, પ્ર૦ વગેરે ખાસ ધ્યાન ખેંચે છે. સામાન્ય રીતે એકબે કાવ્યો દ્વારા દેખા દેતા લેખકો તો લખ્યે જ જાય છે. સંખ્યાબંધ કૃતિઓ સાથે દર્શન દેતા સ્નેહરશ્મિ, પૂજાલાલ, ઉમાશંકર, સુન્દરમ્, પતીલ, અને થોડુંક પણ નિયમિત રીતે લખતાં જણાતાં બેટાઇ, જ્યોત્સ્ના શુક્લ, પ્રહ્લાદ પારેખ, પ્રેમશંકર ભટ્ટ, રમણલાલ સોની, સુરેશ ગાંધી, રમણ ન. વકીલ, આદિએ પોતાનો પ્રવાહ સમવેગે વહેવડાવ્યા કીધો છે. ઊર્મિમાં વિશેષતઃ દેખા દેતા જનમેજય, રાજશેખર, નીલકંઠ આદિ લખનારા સાચે જ જુદા જુદા માણસો હોય તો પણ તેમની કૃતિઓ ચમક દાખવે છે. પરંતુ એ ઊર્મિના એક વખતના તંત્રી શ્રી ઇન્દુલાલ ગાંધી વીસેક ઉપનામોથી લખતા એમ જાણ્યા પછી આ નામો ધારણ કરનાર પણ એક જ વ્યક્તિ કેમ ન હોય એમ શંકા પ્રગટે છે. નાગરદાસ અ. પંડ્યા, દુર્ગેશ, જેઠાલાલ ત્રિવેદી, પ્રતાપરાય પંડ્યા, હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ, રાજશેખર, શિરીષ શેલત, ભાસ્કર વોરા, આદિ નામો પણ પદ્યમાં લખાએલી કૃતિઓની નીચે નજરે પડે છે.

આપણાં અગ્રગણ્ય માસિકો કવિતાને પોતાની મર્યાદા પ્રમાણે સ્થાન આપતાં જાય છે. પ્રસ્થાન, કુમાર, ઊર્મિ અને કૌમુદીનાં કાવ્યો એમની ગુણવત્તાથી આપણું ધ્યાન ખેંચે છે, જો કે આ વર્ષે કૌમુદીનાં કાવ્યોની શ્રેષ્ઠતા સાવ ઘટી ગઈ છે. કુમાર અને ઊર્મિએ ઉછરતી કવિતાને વ્યવસ્થિત રીતે પોષણ મળે એ માટે યોજનાપૂર્વકના પ્રયત્નો પણ કર્યા છે. કુમારમાં કાવ્યોની નીચે આવતી નોંધટિપ્પણો તથા ઊર્મિમાં પ્રયોગદશાનાં કાવ્યોની એક કે બીજી રીતે ચાલુ ચર્ચા એ માસિકોની આ દિશામાં પ્રથમ પગલું ભરવાની ઇંતેજારી બતાવે છે.

ઊર્મિએ બે વરસથી કાવ્યાંક કાઢવાની શરૂઆત કરી છે એ સાહિત્ય-પ્રકાશનમાં કવિતાના માહાત્મ્યને વધારે છે. એ શુભ આશયવાળી પ્રવૃત્તિમાં

# ૧૯૩૪ની કવિતા

૧૯૩૪ની કવિતાનો પ્રવાહ સરવાળે ગયા વર્ષ જેવો ચાલૂ રહ્યો છે. કેટલાક જૂના લખનારાઓએ કલમને થોભાવી છે ત્યારે કેટલાયે નવા લેખકોએ કંઈ નહિ તો એકેક કૃતિ લઇને પણ કવિતાને મંદિરે પોતાની પૂજા નોંધાવી છે. આવા લેખકોમાં સ્વપ્નસ્થ, રમણીક અરાલવાળા, ઉપવાસી, પ્ર૦ વગેરે ખાસ ધ્યાન ખેંચે છે. સામાન્ય રીતે એકબે કાવ્યો દ્વારા દેખા દેતા લેખકો તો લખ્યે જ જાય છે. સંખ્યાબંધ કૃતિઓ સાથે દર્શન દેતા સ્નેહરશ્મિ, પૂજાલાલ, ઉમાશંકર, સુન્દરમ્, પતીલ, અને થોડુંક પણ નિયમિત રીતે લખતાં જણાતાં બેટાઇ, જ્યોત્સ્ના શુકલ, પ્રહ્લાદ પારેખ, પ્રેમશંકર ભટ્ટ, રમણલાલ સોની, સુરેશ ગાંધી, રમણ ન. વકીલ, આદિએ પોતાનો પ્રવાહ સમવેગે વહેવડાવ્યા કીધો છે. ઊર્મિમાં વિશેષતઃ દેખા દેતા જનમેજય, રાજશેખર, નીલકંઠ આદિ લખનારા સાચે જ જુદા જુદા માણસો હોય તો પણ તેમની કૃતિઓ ચમક દાખવે છે. પરંતુ એ ઊર્મિના એક વખતના તંત્રી શ્રી ઇન્દુલાલ ગાંધી વીસેક ઉપનામોથી લખતા એમ જાણ્યા પછી આ નામો ધારણ કરનાર પણ એક જ વ્યક્તિ કેમ ન હોય એમ શંકા પ્રગટે છે. નાગરદાસ અ. પંડ્યા, દુર્ગેશ, જેઠાલાલ ત્રિવેદી, પ્રતાપરાય પંડ્યા, હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ, રાજશેખર, શિરીષ શેલત, ભાસ્કર વોરા, આદિ નામો પણ પદ્યમા લખાએલી કૃતિઓની નીચે નજરે પડે છે.

આપણાં અગ્રગણ્ય માસિકો કવિતાને પોતાની મર્યાદા પ્રમાણે સ્થાન આપતાં જાય છે. પ્રસ્થાન, કુમાર, ઊર્મિ અને કૌમુદીનાં કાવ્યો એમની ગુણવત્તાથી આપણું ધ્યાન ખેંચે છે, જો કે આ વર્ષે કૌમુદીનાં કાવ્યોની શ્રેષ્ટતા સાવ ઘટી ગઈ છે. કુમાર અને ઊર્મિએ ઉછરતી કવિતાને વ્યવસ્થિત રીતે પોષણ મળે એ માટે યોજનાપૂર્વકના પ્રયત્નો પણ કર્યા છે. કુમારમાં કાવ્યોની નીચે આવતી નોંધટિપ્પણો તથા ઊર્મિમાં પ્રયોગદશાનાં કાવ્યોની એક કે બીજી રીતે ચાલુ ચર્ચા એ માસિકોની આ દિશામાં પ્રથમ પગલું ભરવાની ઇંતેજારી બતાવે છે.

ઊર્મિએ બે વરસથી કાવ્યાંક કાઢવાની શરૂઆત કરી છે એ સાહિત્ય-પ્રકાશનમાં કવિતાના માહાત્મ્યને વધારે છે. એ શુભ આશયવાળી પ્રવૃત્તિમા

હજી જોઇએ તેવો પ્રાણ નથી પુરાતો લાગતો. છતા આપણી કાવ્ય અને વિવેચનપ્રવૃત્તિની મર્યાદા અને શક્તિ એમાં જોવાનાં મળે છે.

આ વર્ષે સાપ્તાહિકોએ પણ કવિતાઓ પ્રકટ કરવા માંડી છે. 'ગુજરાતી' પહેલાં કાવ્યો છાપતું હતું અને પ્રજાબંધુમા 'સાહિત્યપ્રિય' વર્ષોથી 'સાહિત્યચર્ચા'માં કાવ્યચર્ચાને સ્થાન આપતા આવ્યા છે. કવિતાના વહેતા વહેણુ સાથે તેઓ હંમેશ વહેતા આવ્યા છે. તેમની આ ચર્ચાએ કવિતાને અને કવિતાના તત્ત્વોને લોકગમ્ય થવામા સારી મદદ કરી છે. એ ઉપરાંત 'પ્રજાબંધુ'એ મૌલિક રચનાઓ મેળવવાના પ્રયત્નો પણ આ સાલમા કર્યા છે. સુરતના 'લોકવાણી'એ શરૂઆતથીજ કાવ્યોને પોતાનું અંગ બનાવી લીધુ છે. એમાં ઘણીવાર દેખા દેતા સોમાભાઇ ભાવસાર, ચિમનલાલ ભટ્ટ, ચંપકલાલ વ્યાસ, 'પ્ર૦' વગેરેમાં 'પ્ર૦'ની કવિતા પ્રાસગિક કે રંજનાત્મક કરતાં વિશેષ ગુણુ ધરાવતી માલુમ પડી છે. સ્ત્રીલેખકોમા જ્યોત્સ્ના શુક્લ અને પુષ્પા ર. વકીલ એ જ નામો દેખા દે છે.

લાબા અર્થપ્રવાહને અનુકૂળ થવા યોજાએલી છંદોની અગેયતા હમણા હમણાં અત્યંત વ્યાપક થયા છતાં લાંબા સફળ કાવ્યો થોડાં જ થયા છે. કેટલાક લેખકો લાંબુ લખે છે, પણ તેમાં ભાવનિરૂપણની આવશ્યકતા કરતાં લાબું લખવાની ટેવ જ કારણરૂપ લાગે છે. લાંબી રચનાઓમાં કેટલાક અનુવાદો થયા છે; પણ કાવ્યમાં ગણતરી કરી શકાય તેવા નથી થયા.

પૃથ્વી છંદની પેઠે શિખરિણી, શાર્દૂલ, મન્દાક્રાન્તા વગેરે છંદો પણ અગેયતા અને પ્રવાહી રચનાઓનું વાહન બન્યા છે. પણ એમાં ખાસ ધ્યાન ખેંચનારો છંદ ઉપજાતિ-મિશ્ર છે. એની લાઘવભરી પ્રવાહિતા અને મુલાયમ દેહબંધને લીધે તે પૃથ્વી છંદ કરતાંયે વધુ પ્રચારમાં આવતો જાય છે. ભિન્નભિન્ન ભાવોને ઝીલવાની તેણે શક્તિ બતાવી છે.

એક કાવ્યમા અને પછી એક જ શ્લોકમાં છંદોની વિવિધતા મૂકવાની રીત પ્રચારમાથી હટતી જાય છે. એક જ છંદમાં સળંગ રીતે ઘણી રચનાઓ થાય છે. પણ તેમાયે પ્રયોગ કરવાની વૃત્તિ વિશેષ ગોચર થતી જાય છે. સંસ્કૃત વૃત્તો રૂઢ થઈ ગએલા જ વપરાયા કરે છે. માત્રામેળ રચનાઓમાં નવીનતા આણવાના ન જેવા જ પ્રયાસો થાય છે. આ બન્ને

દિશામાં 'પતીલ'ની રચનાઓ અગ્રેસર થવા જાય છે. તેમણે વળી ઉર્દૂમા વપરાતા છંદો પણ અજમાવ્યા છે. પણ તે છંદો વ્યાપક બને તે પહેલાં તેની ચર્ચા થવાની જરૂર ઊભી છે.

કવિતાના વિષયોની બાબતમા ઘણી અવ્યવસ્થા દેખાય છે. બોધપ્રધાન કવિતા તો કયારની શુભ રીતે વિદાય થઇ ચૂકી છે. પરંતુ ૩૧–૩૨–૩૩ મા દેખાતી ભાવનાઓ સિદ્ધ કરવા ઊછળતી આવેશભરી રચનાઓ પણ હવે અદશ્ય થઇ છે અને હવેનું કાવ્ય ચિંતનશીલ થતું ગયું છે. તે ઘણીવાર નાનાં મોટાં આત્મમર્મવેદનો રજુ કરે છે; જીવનને પલટનાર કોઈ ભાવ નિરૂપવાની તેની ઇચ્છા થાય છે તો તે તેવી પરિસ્થિતિ ઊભી કરી તેમાથી જ ભાવ ધ્વનિત થવા દે છે, અથવા તેને તેની સાથે સાંકળી દે છે. આ વર્ષની ઉત્તમ કવિતા એવી કૃતિઓની બનેલી છે. કુલ કવિતાનો અર્ધોએક ભાગ તો એકેકબબ્બે કૃતિવાળા અનેક નવા લેખકોના પરચુરણ વિષયોનો છે. પણ તેઓ જૂના ચીલામાંથી વિષયે કે શૈલીએ જુદા નથી પડતા. તો યે આજના શક્તિશાળી કવિનું માનસ વિષયની કે નિરૂપણની રૂઢિને વળગી રહેતું નથી. છંદોમાં, વિષયોમા અને તેમના નિરૂપણમા નાવીન્ય સરજવા પ્રયત્નો થાય છે. ભાવ અને તેના વહનના સાધનોની કસોટી કરી તેમા સંશોધન કે સંવર્ધન કરનાર ઘણા થોડા છે. નવીન લખનારા તો કેવળ આકર્ષણથી જ નવીનતાની પાછળ પડે છે, અને તેમની કાચી કૃતિઓથી જનસમાજને કવિતા અળખામણી પણ થતી જાય છે. આ દિશામા વિવેચકો ધ્યાન દોરવા પ્રયત્ન કરે છે. તોપણ આ પ્રયોગો અને તેમની દિશાની યોગ્યાયોગ્યતાની ચર્ચા હજી વધુ તલસ્પર્શી થવાની જરૂર છે.

નવીન છંદોવિધાનના કે વિષયની નવીનતાનાં લક્ષણો ધરાવતી બધી કૃતિઓ રસ, નિરૂપણપ્રકાર કે અર્થ પ્રસાદની દષ્ટિએ સફળ નથી બનતી. આમાં કઈ વસ્તુ દોષપાત્ર છે તેની તરફ થોડાનું જ ધ્યાન ખેંચાય છે. કાવ્યના આવા પ્રકારોની ટીકા કરતા એક તત્ત્વના દોષ બીજા તત્ત્વને માથે ચડાવવામાં આવે છે. ઉછરતા કવિની કલમની કચાશને માટે તેણે હાથ લીધેલા અગેયતા, પ્રવાહિતા વગેરેને ટીકવામા આવે છે. છંદોની અગેયતા કે પ્રવાહિતામાં કાવ્યને હાનિ કરે તેવું કશું નથી એ આપણે હથોટીવાળા કવિઓની કૃતિઓમા જોઇ શકયા છીએ. નવીનોની કૃતિઓમાં જે રસનો અભાવ, વિચારોની સંદિગ્ધતા, અર્થની દુર્બોધતા અને લાગણીની

શુષ્કતા ભળી આવે છે તે તેમના પ્રયોગ તરફના વધારે પડતા ઉત્સાહને લીધે અને કાવ્યના સાચા તત્ત્વોના જ્ઞાનને અભાવે છે.

છન્દ, ભાષા અને કાવ્યનો વિષય એ સૌ ભાવસંવેદનના સાધનો છે. એ ત્રણેની સિદ્ધિ ભાવની સિદ્ધિને મુકાબલે ઘણી સરળ છે. થોડા પ્રયત્ને માણસ છંદો, ભાષાભંડોળ કે નવા વિષયો મેળવી શકે છે. પણ ભાવસંવેદનો જગાવવાને તેણે ભાવસમૃદ્ધિ મેળવવાની રહે છે, અને તેને સંવેદિત કરવાને માટે છંદ અને ભાષાને પ્રયોજવાનુ, અને વિષયને યોગ્ય ઉઠાવ આપવાનુ કૌશલ કેળવવાનુ રહે છે. ભાવસમૃદ્ધિ, કલ્પનાબળ અને વિશ્વવ્યાપી ઊર્મિઓના સ્પન્દનાનુભવની શક્તિ એ કુદરતી બક્ષિશ છે. પણ તેને નિરૂપવા માટે જરૂરનુ કૌશલ શીખી શકાય છે. શાસ્ત્ર અહીં મદદ કરે છે. આપણા વિવેચને આ શાસ્ત્ર ઊગતી કવિતાને શીખવવાનુ છે. નવાઓમા આ કૌશલનો અભાવ જ તેમની કૃતિઓના દોષનુ કારણ છે.

આજકાલની કવિતા ચિંતનભારથી વધારે દબાતી લાગે છે. મનુષ્યજાતિના પ્રારંભના અદ્ભુત, ભયાનક ભાવો અનુભવવાને તે ઘણી મોટી થઇ ગઇ લાગે છે. હસવાની શક્તિ તેણે તદ્દન ગુમાવી લાગે છે. અને તે કદી હસે છે તો તે બાળકને હસાવવાને માટે જ. જીવનમા અદ્ભુત, ભયાનક અને હસનીય તત્ત્વો કાંઈ ઓછા નથી થઈ પડયા, પણ માણસની બુદ્ધિ એ સૌના એક કે અન્ય પ્રકારે ખુલાસા રજૂ કરે છે, એટલે તેને લાગે આ પરિસ્થિતિ અનિષ્ટ હોય તો તેની કરુણતા ગાવાનું, તેને ઇષ્ટ દશાએ પહોચાડવાને જીવનમા સામર્થ્ય પ્રકટાવવાનું અને એ દિશામા કાંઇ કરી શકાય તો તેનો ઉત્સાહ અનુભવવાનું રહે છે.

શૃંગારનું સેવન બહુ જ મર્યાદાથી ડરીને થતુ જાય છે. પ્રેમની ઉન્મત્તતાને બદલે તેની વિષાદઘેરી ચિંતનભરી દશા જ ચીતરાય છે. સૌથી વધુ જેની ઉપાસના થાય છે તે વીરની. જીવનની કરુણાભરી સ્થિતિ, અતૃપ્તિ, દૈન્ય, સેવા એ બધા સ્થાયી ઉત્સાહ જેનો આત્મા છે એના વીરત્વને જીવનમા બઢાવવા ઉપામાય છે. કવિતા સ્વૌર્ગિકચનથી આત્મસતુષ્ટ રહેવાને બદલે અસંતોષની જ્વાલાઓ ફેલાવવા મથે છે. તે વિલોપાતા ગૃહજીવન તરફ, રડતી પ્રિયા તરફ, મરેલા બાળક તરફ ઘડીભર નજર નાખી લે છે, પણ એ જે વસ્તુ ઉપર વળીવળીને જાય છે તે તો જીવનનો પુરુષાર્થસંચય કરવાની તમન્ના છે. આખી પ્રજામા એ ભાવના વ્યાપેલી છે. કવિતાએ તેને ઉચિત ઉચ્ચારણ આપવા પ્રયત્ન કર્યો છે.

પરંતુ આ ઉત્સાહ જન્માવવાની પ્રતિજ્ઞા લઈ જન્મતા બધાં કાવ્યો ભાગ્યે જ ઉત્સાહ જન્માવવામાં સફળ નીવડે છે. સાચી લાગણી અને તેનું કુશલ નિરૂપણ એ બે આવાં કાવ્યોને સફળ કરવાને જરૂરનાં છે. જીવનનો ઉત્કર્ષ અને ઉત્સાહ ગાવા નીકળતા નવા કવિઓ આ બંને નથી સાધી શકેલા. સાચું ભાવસંવેદન અને તેનું કૌશલ્યભર્યું નિરૂપણ ઘણાં કાવ્યમાં ખૂટતું લાગે છે. આ કૌશલ ભાવનાં આલંબનોને વર્તમાન પરિસ્થિતિમાંથી ઉપજાવવામાં રહેલું છે. હૃદયના સનાતન ભાવો નવાંનવાં પાત્રો દર વેળા મેળવે છે. તે જ પ્રમાણે કવિતાએ આ ભાવો માટે નવાં આલંબનો—નવી સામગ્રી મેળવવાની છે. નવી સામગ્રી, નવા વાહનો અને નવીન દૃષ્ટિકોણ ઉપજાવવામાં જ આજના કવિની કસોટી રહી છે, અને એ કસોટી આકરી છે એ આપણા અનુભવ પરથી આપણે સમજી શકીએ તેમ છે. એને માટે પૃથ્વી કરતાં યે વ્યાપક સમભાવ, ઊંડી તત્ત્વદૃષ્ટિ, સાચી વિવેકશક્તિ, ઉગ્ર માનવકલ્યાણભાવના અને વર્ચસ્વી કાવ્યકલા તેણે કેળવવાનાં રહેશે.

નવા પ્રાણનું આહ્વાન કરતી આ કવિતા જો સફળ થશે તો મંત્રદ્રષ્ટાની શક્તિ ધરાવશે, પ્રજા હૃદયના સૂક્ષ્મતમ ધબકારા ઝીલતું સિસ્મોગ્રાફ બનશે, શોખીનોની અને આશ્રયદાતાઓની કુંજમાં તે લપાઇ નહિ રહે, પણ પ્રાણવાયુ પેઠે સર્વત્ર વ્યાપશે, અને સૂર્યકિરણ પેઠે કેટલાયે મૂર્છિત જીવન-બીજોને અંકુરિત કરશે.

આ સામર્થ્ય મેળવવાને તેણે મહાન સાહસો ખેડવાનાં છે. કવિઓએ પ્રયોગવૃત્તિ સાથે પ્રયોગદૃષ્ટિ પણ મેળવવી પડશે. વહાલી લાગતી અનેક વસ્તુઓને તે બંધનરૂપ લાગે તો છોડવી પડશે અને નવીન આવશ્યકતાઓને સંતોષવા જરૂરની જણાતી કોઈ પણ વસ્તુ સ્વીકારવાની તૈયારી રાખવી પડશે. આવું મુક્ત અને સાહસશીલ ચિત્ત કવિતાનાં નવા સાહસોને પવનવેગે ધપાવશે.

તેવે વખતે જરૂર પડશે માત્ર કુશલ સારથિની. આપણો દૃષ્ટિસંપન્ન વિવેચક વર્ગ એ ખોટ પૂરી પાડશે. નવીન તત્ત્વોની તટસ્થ સમાલોચના, અને કાવ્યનાં તત્ત્વોની લોકગમ્ય વ્યાપક પ્રસિદ્ધિ એવી કવિતાને યોગ્ય દિશાદર્શન કરાવશે. ગૂજરાતમાં આવા સાહસશીલ કવિઓ અને સમભાવી વિવેચકોની ખોટ નહિ જ પડે.

ત્રિભુવનદાસ લુહાર

## યૌવન

( અનુષ્ટુપ્ )

રૂઝવે જગના જખ્મો,
આદર્શો ને પુરાં કરે;
ચલાવે સૃષ્ટિનો તન્તુ,
નમું તે નવયૌવન.

(ઊર્મિ) ૩૦૫

## નમું

• મિશ્ર •

નમું તને, પથ્થરને? નહીં નહીં
શ્રદ્ધાતણા આસનને નમું નમું;

જ્યાં માનવીનાં શિશુ અંતરોની
શ્રદ્ધાભરી પાવન અર્ચના ઠરી,
કે મુક્ત તલ્લીન પ્રભુપ્રમત્તની
આંખો જહીં પ્રેમળતા ઝરીઝરી.

તું માનવીના મનમાં વસ્યો અને
તને ય આ માનવ માનવે કર્યો;
મનુષ્યની માનવતાની જ્યોત આ
થએલ ભાળી અહીં તેહને નમું.

તું કાષ્ઠમાં પથ્થર વૃક્ષ સર્વમાં,
શ્રદ્ધા ઠરી જ્યાં જઈ ત્યાં બધે જ તું.
તને નમું, પથ્થરને ય હું નમું,
શ્રદ્ધાતણું આસન જ્યાં નમું તહીં.

(કુમાર) સુન્દરમ્

## સંસારવ્યોમે ઉડ્ડણોત્સુક નવજુવાનને

સોનેટ — પૃથ્વી

વિહંગ, ઉડ ! જો લસે અખુટ વ્યોમ આશાભર્યાં !
ચડે નયન જે દિશા, નભ નવીન તે દાખવે:
ચહે હૃદય રંગ જે, સુરકમાન[1] તે ખીલવે;
વિહંગ, ઉડ ઊડ રે ! ઉડ્ડણ ધન્ય હો તાહરાં !

થશે ઉડ્ડણ જાતિએ જમવ જેમ તે માપનાઃ
હશે દૃગ-ઉદારતા મતિવિકાસ, તેવાં બલ;
વિકાસ, દિલનાં રતિઝરણ જેમ ઊંડાં વિમલ:
રતીઝરણ, ઝીલશે કિરણ જેહવાં આત્મનાં.

ભવે ઉડ્ડણ માટ આ નિયતિ[2] જ્યોતિ એ ભૂલ મા.
—થશે ભુલ, ફરી ફરી શ્રમ વિષાદ તો તાવશે
કુસંગતિ ફરી ફરી રતિસુધા ય દૂષાવશેઃ
જશે કથળિ લોહિમા કૈંક બધા ય ઉત્સાહના.

પરન્તુ નિયતિ સ્થિર ધ્રુવ પ્રબોધ કે પાત્રને,
વિહંગ નિયતિજ્ઞ, ઊડ ! અપનાવ આનન્ત્યને !

બલવન્તરાય ક. ઠાકોર

---

## દીવાળી

પૃથ્વી

અરે વરસ આંતરે અહીં ધરે છ, દીપાવલિ !
અનંત જડ દીપમાળ શીદ આ ભૂંડી ભોમમાં !

અહીં મનુજને ઉરે ભડભડે જુદી હોમમાં
સદા વિષજ્જો સમી ભભુકતી મશાલો બળી
બળી જીવન સીઝતી; નયનમાં બળે રે વળી
અખંડ હરખા તણી વિષમજ્વાળ, એ હોમમાં

---

૧. ઇંદ્રધનુષ્ય   ૨ સનાતન સૃષ્ટિક્રમ

વહે અગનધાર, ને ફૂંગવતી હજી વ્યોમમાં
શિખા તણી ઊંચે વિશાળ વિકરાળ ધૂમ્રાવલિ.
તને પ્રગટવું, ભલે પ્રગટ; મા ધરી દીવડા
સુકોમલ સરૂપના વિહિન શક્તિના જીવડા;
અરે ફક્ત એક વર્ષ પ્રગટી રહે તું બની
પ્રચંડ રૂપની મહાનલ સરૂપના આગની
વિરાટ નવશક્તિ, ભસ્મ કર પાપજ્વાલા ભૂંડીઃ
પછી અહીં પધારજે બનીદની રૂડી દીવડી.

(કુમાર) ચન્દ્રવદન મહેતા

## ઉદ્‌બોધન

• મિશ્ર •

રે! તુ સદા મુક્ત સ્વતંત્ર પ્રાણ!
ઘેરી રહ્યો ત્યા શિદ કાલઉંબરે?
સંકોચતો તારી વિશાલ કાય
બેસી રહ્યો ત્યા શિદ ક્ષુદ્ર ઝૂંપડે?
પૃથ્વી તણા ભીતરમા દબેલો
અધારના ગાઢ નિસીમ ભારથી
યુગોતણી નિંદર, કેદી, જો! આ
જાગી ઊઠયો ઝાળ રૂપે જ કોલસો!
પૃથ્વી-ઉરે પાય પ્રચંડ ખૂંપી
ઊભા અહીં વૃક્ષ; કદીક હોડલી
બની જશે એ સફરે સમુદ્રે;
લાગે છ જે સુપ્ત પડયા જળાશયો
તે ના સુતા; દુર્બલ વારિબિન્દુ
નભે ચડી દંગલ-મસ્તી માડશે,
અને પસારી શતલક્ષ બાહુ
ઉલ્લોલ હિલ્લોલત - ભૂમિ ભેટશે.

તું મૂક ના,' ભર્ત્રદે ! દિવ્ય વાચા
પ્રચ્છન્ન તારે ઉર, ઊઠ ગર્જતો;
કંગાલ તું ? કોણ કહે ? સમૃદ્ધિ
પ્રસુપ્ત તારે ઉર સપ્તસિંધુની.
ના પંગુ તું, દુર્બલ ના, ન હીન;
પૃથ્વી તણી ધારણશક્તિ, ને વળી
હિમાચલોની અચલા ધૃતિ યે
તારે વિષે, હા, ઊઠ કાલમર્દન !

(કુમાર) રમણલાલ સોની

---

## હીરો

પૃથ્વી

અધીર ઉર ! ચોદિશે તિમિર ઘોરને દેખતા,
અને કડકડાટ સાથ નભને સુણી તૂટતા
અશાન્ત શીદ તું ભમે ? ભયથી શે નમે ? રુદ્ર યે
નહીં નહિ શકે ડરાવી તુજ પ્રાણને તાડવે !
ન વા અખિલ વિશ્વના અતિ કરાલ ઝંઝાનિલો
બુઝાવી શકશે કદી - હૃદયદીપ તે તાહરો !
નિહાળ ! અતિ ઘોર તે તમપ્રશાન્ત ભૂગર્ભમા,
ન આજની, ન કાલની, અવર વા ન ચિન્તા વ્યથા
ઉરે ઉઠતી જેહને, યુગયુગો તણા જે પરે
મહાન રથચક્ર ભવ્ય જયનાદ સાથે ૫ળે,
ન ત્યાં-તિમિરમાં-પુરી વ્યથિત તે થતો હીરલો.
અરે ! તિમિર અન્ધને ય નયનો સ્મિતે અર્પતો !
પડયો જગખાણે તું માનવહીરો ભલે આજ હો.
જરૂર તવ તેજથી દિવસ કો થશે ઊજળો

(કુમાર) 'સ્નેહરશ્મિ'

---

## આત્મદીપો ભવ

તું તારા દિલનો દીવો થાને,
ઓરે, ઓરે, ઓ ભાયા!—તું તારા.
રખે કદી તું ઉછીના લેતો પારકા તેજ ને છાયા,
એ રે ઉછીના ખૂટી જશે ને ઊડી જશે પડછાયા!—તું તારા.
કોડિયું તારું કાચી માટીનું તેલ, દીવેલ છૂપાયા,
નાની શી સળી, અડી ન અડી પરગટશે રંગ-માયા!—તું તારા.
આભના સૂરજ, ચંદ્ર ને તારા મોટામોટા તેજ-રાયા,
આતમનો તારો દીવો પ્રગટાવી, તું વિણ સર્વ પરાયા!—તું તારા

(લોકવાણી) ઉપવાસી

---

## દ્વિધા

(પૃથ્વી • સૉનેટ)

પણે ઉભરતા મહા ઉદધિઅશ્વ પીઠે ચઢી,
અપાર પૃથિવિ તણા સકળ પાર લેવા લડી:
ઊડી ગગન ફૂંક ફૂંક નભદીપ હોલાવવા:
સરી વિતલ નાગપુત્રી વરમાળ ધારી થવા:
અને અહીં ખળંત આ ઝરણું, ને ઊભા ડુંગરા,
વચાળ નવ પલ્લવે લચિત ઝૂંપડી, સુંદરા
પ્રતિક્ષણ પ્રતિક્ષતી—નીતરતી પીળાં પોપચે;
મૂકી સકળ કૂચવું? હૃદય જુદ્ધ ભારી મચે!

અજંપ મુજ અંગમાં: હૃદય રાગભારે ભર્યું
જ્વલંત મુજ વાઞ્છના-રુધિર ક્યાંક થોડું ઠર્યું
અપ્રાપ્ય સહુ પામવું: નહિ ય મેળવ્યું છોડવું:
પિપાસહૃદયી 'ચહ્યું'—સકળ વિશ્વ જેમાં જડ્યું,
ઊડીશ પુલકી કદિક જગ મૃત્યુનાં ખોળવા!
વિષાદ પણ વ્યાપશે જીવનવિશ્વ છોડી જવા!

(કુમાર) કૃષ્ણલાલ શ્રીધરાણી

## બળતાં પાણી

• શિખરિણી •

નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગર વનો,
પડે ઓળા પાણી મહીં, સરિત હૈયે સળગતી,
ઘણું દાઝે દેહે, તપીતપી ઊડે બિંદુ જળના,
વગોળો હૈયાની, પણ મદદ કૈં ના દઇ શકે

જરી થંભી જૈને ઉછળી દઇ છોળો તટ પરે
પહાડોને છાંટી શીતળ કરવાનું નવ બને,
અરે ! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નનાણોમાં, તેને સમય પર દે ખુદ ન શકે !

કિનારાની આફી જડ કઠણ માઝા ક્યમ કરી
ઉથાપી લોપીને સ્વજનદુખને શાંત કરવું ?
નદીને પાસેના સળગી મરતાને અવગણી
જવું સિન્ધુ કેરા અદીઠ વડવાગ્નિ શમવવા !

પછી ત્યાંથી કો દિ' જળભર ભલે વાદળ બની
વહી આવી આંહી ગિરિદવ શમાવાનું થઈ રૂહે !
અરે ! એ તે ક્યારે ? ભસમ સહુ થૈ જાય પછીથી ?

દવાગ્નિની ઝાળો ઉર ભરીભરીને અણુઠરી
વધુ વેગે દોડે તરસી સરિતા સિન્ધુની ભણી

(કુમાર) ઉમાશંકર જોષી

## યાચના

મોરલા હો ! મુને થોડી ઘડી તારો આપ આષાઢીનો કંઠ,
ખોવાએલી વાદળીને હું, છેલ્લી વાર સાદ પાડી લઉં

ઇન્દ્રધનુ ! તારા રંગ-ઘોઘોમાથી એક માગું લીલું ખુદ,
સાભરતાને આકવા કાજે, પીછી એક બોળવા દેજે.

મેઘમાના ! તારા લાખ તારોમાંથી ખેંચવા દે એક તાર;
બેસાડીને સૂર બાકીના, પાછી સોંપી દૈશ હું વીણા.

રાતરાણી ! તારા ઝાકઝમાળીનું કોઈ નથી મારે કામ,
ગાઢા અંધકાર પછેડા, ઓઢાડી દે ! ઊંઘની વેળા.
કાળસિંધુ ! તારા વીંઝણાનું નાનું એક તો આપ કલ્લોલ,
હૈયું એક નીંદવિહોણું, ભાલે એને વાયરો ઢોળુ.

(જન્મભૂમિ) ઝવેરચંદ મેઘાણી



## શિખરો

[ ઉપજાતિ ]

આકર્ષતા એ શિખરો અનેરા;
પાતાળદેશે દૃઢ પાય સ્થાપી,
પૃથ્વીતણા વજ્રપડો ઉથાપી,
શૃંગે વિંધે આભ અથાગ ઘેરા.

અને અનામી અકલા અનંતે,
આશ્ચર્યથી મુગ્ધ પ્રશાંત ભાવ
ઊભા ઊભા મૌનરુચા ગજાવે,
એના પડે આ પડઘા દિગંતે

ના કાળની પ્હોંચત ત્યાંહિ ફાળ,
દિગમ્બરો યે સરકી પડે ત્યાં,
ત્યાં નગ્ન સૌન્દર્ય સ્વરૂપ શોભા—
લસે ધરી કંઠ અનંતમાળા.

ના વાદળાં કાજળરંગ ક્રુદ્ધાં,
તોફાનના ગર્જન, મેલ છાયા
સ્વપ્ને ય આવે ન, નમોહમાયા;
ત્યાં વિસ્તરે મુક્ત પ્રકાશ રૂડાં

અસહ્ય વેગે શુચિ જ્યોતિ—પાંખે
પ્રદક્ષિણા શાશ્વતની કરંતા,
માથા નિશાની સહજે હરંતા
તારા, નરી પાવકદીપ્ત આંખે

એકાગ્રતાના પ્રખ્યગાસા સાધી
ભેદોતણું અંતર ભેદનારા;
વિશ્રામ લે ત્યાં, શ્રમખેદભારા
ઊતારી પાછા ઉડતા ત્વરાથી.

ત્યા અંતરંગી બની આત્મમિત્ર
અમેય સદાનો અવિનાશ—ડેરે
વાસો ચહું, નિત્ય નવીન ચીત્ર
નિહાળતો અક્ષય નંદનોના.

આનંદની લ્હેર પરે તરંગો,
શાંતિતણા ગર્ભમહીં ગરંતો,
આજન્મ સેવ્યા લહું સ્વપ્નસોના.

પૂજાલાલ

## મુજ પ્રદીપ

કરાલ તમ તાડવે પવન ! છો હવે સૂસવો;
ભલે ધસમસી રહો જલધિમોજ ! પૂરી રહી
અફાટ નભની ગુહા તમનિનાદ કંકાલથી;
બધુ તિમિર, શૂન્યતા જગતકેરી ભૂખાળવી
મથી સહુ રહો ભલે: સહુ મથે ભલે ઠારવા:
છતા નહિ નહીં શમે મુજ પ્રદીપકેરી પ્રભા,
પ્રફુલ્લ મુજ પ્રાણની નહિ શમે કદી પ્રેરણા !

ચનગની, ચનકી, ઠમકી, સરી
મલપતે પદ નીર પરે જશે;
અણુપૂર્યો ઉરના અભિલાષશો
ઊઘડતી જહીં યૌવન પાખડી,
લલિત લોચનમા જવ પ્રેરણા,
પ્રબળ કલ્પનનો રસ આજતી,
ફફડતી પુરુષાર્થની પાખ જ્યાં.

વિલસતો મુજ પૂર્ણ પ્રદીપ એ
નિરખશે તટના તરુવૃન્દ સૌ
ગલિત નેણ ભરી નિજ વિસ્મયે;
સમયના શિશિરે હણી જેમની
પમરતી, પમરી સહુ કલ્પના;
પ્રબળ જીવનના જળ થંભિયા
જરઠ જાડ્ય થકી અવ જેમના.

શુચિ અતીવ પ્રભામય દીપ એ
સુભગ કૈ સરતો સરતો જશે,
જહીં સનાતન સાગર ર્હોડમા
વિવશતા સરિતાની વિરામતી;
નયનો મદ, યૌવન અંગનુ,
ઉર તણો અભિરામ વિલસ જ્યા,
પ્રિયવિલીન રસે પળમા બને.

મુજ પ્રદીપની સ્વર્ણશિખા તણું
તિલક ત્યા ધરશે જળસુન્દરી,
લહરીને ઠમકે અવિરામ જે
રમઝટો મચવી રહી રાસની
અમર એ વિમળા વિધુલેપશુ.
મુજ પ્રદીપ તહીં શુચિ સોહતા
સફળ સર્વ થશે મુજ સાધનો.
અને પમરશે તદા સુભગ પુણ્યની મંજરી !
પરંતુ હરિ ! આશુ ? આશુ ? કયમ ઉગ્ર ઉત્પાત આ ?
પ્રદીપ સુકુમારનો ક્યમ જ દેહ ડોળી રહ્યો ?
પ્રદીપ મુજ ઝખવાઈ સહસાજ શોષે રહ્યો ?
મનોરથ ડૂબી જશે અતળ એક નૈરાશ્યમા ?
અને અવ શમી જશે મૃદુ પરાગ એ પ્રાણનો,
પ્રદીપ મુજ—ના, પિતા ! તુજ પ્રદીપ ? હું માનની !

મનઃસુખલાલ ઝવેરી

## અંતરૂપટ

—: મંદાક્રાન્તા :—

છાયા ઝાંખી નજર પડતી તત્પલે જાય ઉડી
આશા જેવી તુજ દરસના ભાવ સૌ થાય મિથ્યા;
આંખો આડે વમળ રસળે વાદળોના અચિંત્યા,
વૃત્તિ મારી જગતરણમાં જેમ કૈં હોય બુડી:
જાતું ના કાં હૃદય નબળું દુઃખમાં છેક ત્રુટી,
શાને ઘેરે દિનનિશ મને અંતરે અંધ છાયા;
કેવી આ તે નરકસરણિ—શ્વાસની ઘોર માયા,
જાશે શું ના કદિ વિકળ આ ઉષ્ણ ઉચ્છ્વાસ છૂટી?

ના, ના, મારા પ્રિય હૃદય! મૃત્યુ થશે નેત્ર ફુટી.
તે જે તીણું કિરણ ઝગશે, છોડશે અંધ છાયા;
ફોડી શંકા મન મુઝવતી ઊગશે દિવ્ય આશા.
ત્યારે રૂપે મધુરવદના નિર્મળી પ્રાણમૂર્તિ,
જોશે તું તે પુનરપિ સદા સંગિની જોગ માયા:
ભાવો ઘેરા અમર સઘળા ચૂમજે અમૃતાના.

દેશળજી પરમાર

## ભમરી

—: શિખરિણી :—

પ્રકાશે દીવાના ભમતી ભમરી આ પજવતી,
ઉરાડે ઝપાટે ઝબકી જરી મ્હેં ડબડરથી;
જવું ત્હેણે ચાલુ નવ પ્રણયા સાન્નિધ્ય વિસરી,
ભરાએલી રીતે અસહ ચટકો એક દૈ ગૈ.
અચિંત્યો ઉઠયો હું રગ રગ બળ્યો ક્રોધ અદકો,
સીસાપેને દાબી શબવત કરી એક પલમાં.

પીતો હાવા હું કો કવિવરતણી વ્યોમરમણા,
નિહાળું એને ત્યાં મમ સુકુમ હૈયું દ્રવી જતું.
'અરે મ્હેં શેં મારી?' પણ પળ મહીં એ પરિમણી,
અનેરા ઉલ્લાસે પરિશીલન નિષ્કંટક થયું.
ગણી; કાલીદાસે સભર ભરિયો મેઘદૂતનો
મધુરા મોજાંનો પુલકિત બની સિન્ધુ ભરતું.

ન કો દ્યષ્ટાનિષ્ઠે જરીય અણુજાણ્યું જન જગે
છતા સાધ્યા સ્વાર્થે સહુય મલકી વિશ્વ વિસરે?

**રમણીકલાલ અરાલવાળા**



## ૫. નરસિંહરાવને

: પૃથ્વી :

મહા ગિરિસમા ત્હમે નયનસંમુખે છો ઉભા;
કૃતાર્થ તમ દર્શને અમ ઉરો થતા, વન્દતા,
અબોલ બનતાં ઢળે ચરણુમાં ત્હમારાં, પીતાં
વિશુદ્ધ ઉરથીવહન્ત જલ ગૂઢ વાત્સલ્યના.

પડ્યા જખમ વજ્રના શિરપરે ઘણા કારમા,
છતા સહુ ગણી પ્રતીક વિભુના જ સંકેતના—
અભંગ ઉર-આશથી સકલ ઘા વધાવી લીધા
નહીં રુધિર-દુઝતા જગતને વ્રણો દાખવ્યા.

દવે અતલ અન્તરે અનલ-જ્વાલા, જે આવરી
ત્હમે શિખર ઉપરે કદી થવા ન દીધી છતી.
બળે ઉદધિ અન્તરે જ વડવાગ્નિથી સર્વદા,
છતા જગત પામતું અનિલ શીત આનન્દદા.

શિરે વરસતી અગણ્ય જલની ઝડીઓ વતી
કદી દવ ન હોલવ્યા હૃદયનાદ ઉરોલ્લાસથી
જગે અવરનાં દુખો શમવવા વહાવી નદી
સદાશિવ પ્રવાહની પુનિત માત ગંગાસમી.

વિરાટ ઉર આપનું સકલ તાપને આવરે,
તથી ઉર તણા ઝરા ગગન-ચિન્તને છાવરેઃ
જગે વરસતી ઝડી ઉદક જ્ઞાનનું સીંચતી
અને ઉર-વરાળથી તરસ લોકની છીપતી.

પડી વિપદ એકલા સહન શાન્ત ચિત્તે કરો,
અને હૃદયવાદ્યના કરણ ભાવમાથી વળો—
કલા, રસિકતા ભરી, ઉરવિવેક ભાવે ભિના,
ત્હમે અવર કાજ-ગીત, રસ, ભાવનાથી ભર્યા.

મથો વિસરવા સદા હૃદયભાર, સંવેદના,
દઇ જગતને ત્હમે મધુર ગીત આનંદના.
ઉન્હાં નયનનીરથી પ્રજલતા ઉરો હારતાઃ
ન શું અમિત આ દિસે જીવનલ્હાણની ભવ્યતા ?
ક્ષણે અડગતા ત્હમે નવ કદીય મૂકી છતાઃ
ઉભા સ્થિર મહનુભાવ' અણુસણ આપત્તમા.

ધરી પ્રગટ મૂર્તિ શું અહીં ગભીરતા ઉભી ?
વસી નીરવતા હૃદે સભર મૌનેથી ગાજતી !

કૃતાર્થ થઇ દર્શને ઉભયના ઉરો વન્દતા,
અબોલ બનતા ઢળે ચરણમા ત્હમારા સદા.

રમણ ન. વકીલ



## ' બારી બહાર '

વર્ષોની બંધ બારીને આજ જ્યારે ઉઘાડતો
'આવ' 'આવ' દિશાઓથી સૂર એકર્ણ આવતો.

આવે વાયુ પ્રથમ ભિતરે સિંધુના મોજ ચૂમી
ઘૂમી ઘૂમી વન વન વિષે પુષ્પની ગંધને લૈ;
માળે માળે જઈ જઈ લઈ પંખીના ગાન સૂર
લાવે હૈયે નિકટ મુજ જે આંખથી હોય દૂર.

આકાશેથી કિરણ ઉતરી સર્વ એ વાત કે'તા
નાચ્યા કેવા જલ ઉપર ને કેમ પુષ્પો ઉઘાડ્યા
પેઠા છાના કયમ કરી સહુ પંખીના વાસમાહી
વીણ્યા બિન્દુ શબનમ તણા ઘાસ માહી છુપાઈ.

પુષ્પો અને પર્ણ તણી પિછેથી,
પંખી તણા ગાન અનેક આવતા.
સંદેશ એનો સમજું નહિ ને
કા હર્ષના અંતર ધોધ છૂટતા ?

નમાવી ડાળીઓ સર્વ માર્ગમા પુષ્પ પાથરી
'આવ' 'આવ' બધા વૃક્ષો સાદ દે છે ઘડી ઘડી.

પાસેથી કો ઝરણ વહતુ વાત એ જાય, કે'તું
કેવુ આલે ભ્રમણ કરતી વાદળીમાહી રે'તુ,
કેવુ છુપ્યુ ગિરિવર તણી ગહ્વરે થૈ અશબ્દ,
કેવુ છૂટયુ જલધિ જલનો સાભળી 'આવ' શબ્દ.

આલિંગે છે પથ ઉપરની આવીને ધૂળ અંગે
ને લાવે છે અખૂટ કથની માર્ગની સર્વ સંગ
કેવાકેવા પથિક દઇને પાય એ માર્ગ જાતા
કેવા ગીતો—અનુભવ તણા જાય એ સર્વ ગાતા !

ને ખેતરે લાખ ઉભેલ ડુંડા,
લળી લળીને સહુ સાદ પાડતા.
અનેકની હાર ખડી રહી ત્યા,
છતાય કાએ મુજ સાથ માગતા ?

ઉંચે જોવુ અસીમ નભમા વાદળી એક જાતી
સાગ્રાજ્ઞી શી મૃદુલ પગલે માર્ગ એ કાપતી'તી
વાતો કે'તી ઘડીક વીજની, મેઘ કેરા ધનુની,
યાત્રા કેરી વિજનવનની, પર્વતોની રણોની.

નીચે કોઇ ચલિત પગલે જાય છે બાળ ચાલ્યુ,
પુષ્પે પર્ણે તૃણ સકલમા સાભળે હર્ષગાણુ,
એ મે ગાતું કુસુમ તૃણમા જાગતો હર્ષ કંપ,
જાયે ધીમે કમળુલ કને ઝીલવાને પતંગ.

શું એ આંખે મૃદુલ ઉગસે શું ભર્યું હાયનાને,
ડોકેશા એ શબ્દ મહીં શું ? સર્વ શું એ ક્રિયામાં,
બારી બંધે કદિય નવ જે ભાવનાને પિછાની,
તેથી ઉરે નયન મહીં કો આર્દ્રતા આજ જાણી.

અંગાંગે છે પરમ ભરતી મસ્ત સિંધુ સમીને,
લજ્જા કેરી નયન પર છે એક મર્યાદ રેખ,
હર્ષે થાતી પુલકિત ધરા પાયના સ્પર્શથી જે,
જાયે કોઇ યુવતિ નયનો ધન્ય મારા કરીને.

ઉચ્ચરીને અહાલ્લેક *કોઈ સાધુ જતો વહી,
સંદેશો સર્વ સંતોનો બારણે બારણે દઇ,

જાગે લક્ષ્મી પ્રણયી પથમાં જ્ઞાનના કો પિપાસુ,
કોઇ જાના શ્રમિત જનકો' દીન કોઇ દરિદ્ર,
જ્યોતિ કોઇ વદન ઝળકે સ્મિત કેરી અખંડ,
અશ્રુધારા નયન ચકી કો જાય ચાલી અભંગ.

સર્વને બારીએ ઉભો નેનથી નિરખી રહું,
એક એ સાદ 'આવ' નો ઉર સાભળું.

પળે પાછાં અન્તે રવિ કિરણુ સૌ અસ્ત નભમાં,
અને આવે પાછા દ્વિજગણુ સહુ વૃક્ષ ગૃહમાં,
ઝગી ઊઠે નાની સકલ ઘરમાં એક દીવડી,
ચઢ઼ શાંતિ કેરી પરમ ઘડીઓ થાય જગની.

સુધા ભરી તારક પ્યાલીઓને,
કરે ધરીને રજની પધારે,
પંખી, વનો, નિર્ઝર, માનવીને,
પાઈ – દઈ એ સઘળું ભુલાવે.

મેંયે પીધી રજની કરથી લેઇને એક પ્યાલી,
અંગાગે એ મદ ચડી ગયો, આંખડી બંધ થાતી,
તોયે સૌનો ઉર મહી સુણું 'આવ' નો એક સાદ,
ના બારી, ના ઘર મહીં, રહું જાઉં એ સર્વ સાથ.

પ્રહ્લાદ પારેખ

## ફલકુને

—· શિખરિણી ·—

નથી તારા તીરે દ્રુમ શીતળ છાયા પ્રસરતા,
ન વ્હેતા પાણીયે શ્રવણપુર સંગીત ભરતા
ન મોઘા સૌન્દર્યો, નગરવધુનું હાસ્ય છુપતું,
ક્રીડન્તી કન્યા કો' જનલહરી સંગે ન, ફલકુ

અરે, તારું હૈયું રણપટસમું શુષ્ક કહીને
જતા શાપો દેતા પથિકજનને હૈયું બળતું
હવે જાણું છું કે નવ તું' મહીં આકર્ષણ ઉંડા,
છતાં સ્વાને સ્વપ્ને સુભગ રૂપ તારા ઉઘડતા

રમ્યો આ વેણુમાં શિશુ સમયમાં સંગ શિશુના
જહીં તાપે થાકી કર વીરડી ખોદત પટમાં,
તહીં સુકે હૈયે અમીસરણી ધીમે ઝબકતી
ભૂલી જાતા, માતા, રમતશ્રમ પીતા જલઅમી

ન મેં દીઠી માતા જગત મહીં જેના અમી ખૂટ્યા
શિશુ માને એવું કદીય ગણવી વ્યર્થ ભ્રમણા
પછી વર્ષો વીત્યા ઘણું ઘણું ફર્યો દેશ નવલા
દીઠી સિન્ધુને મેં જયદ્રયભૂમિને રસળતી,
પુનિતા ગંગાયે શિવ જુયજટા વીંધી વહતી
પીધા પ્રેમેભાવે જનસમક્ષયકારી જન મીઠા
જહીં કાન્તિ નાથ્યો મરદન કરી કૃષ્ણ ક્રીડતા
યમુનાના કાળા ભ્રમરજલ દીઠા છલકતા,
દીવી બીજી હૈયે પણ નવ ભૂલ્યો, માત, કદીયે
કૃશાંગી કાયા આ ખરબપરી તાપે સળગતી;
ભર્યું જાણું હૈયે અમૃત શિશુ માટે અખુટ, શેં'
જવું બીજે મારે, અવર કદી થાશે શું જનની !

જનમેજય

## વસંત

બેઠો હતો જ્યારે મ્હારા સ્વપ્ન તણી મોજમહીં
સાધનામાં પરોવીને કૃશપ્રાય પ્રાણ;
કોણ ત્યારે આવી? મારી પગદંડી છટા એવી
કુસુમશી જોઈ હતી દિવ્યતણું ગાન!

પાછું ફરી જોયું, અહો! નૂપુરના રમ્ય રવે
દિશદિશ નાચી રહે ભાવનાના સ્પન્દ!
કોમલ એ પગલાંમાં જીવનનો ધ્વનિ વહે
ભૂમિતલે ઊડે જાણે પ્રેરણા કદંબ!

અને એના કેશુડાના રંગભીના છાયલમાં
ઉછળતા યૌવનના દીઠા રવૈર હાસ!
પ્રણયની ઊર્મિ જેમ ઉડંત એ છેડલામાં
ઉડતા કો મેઘધનુ તણો થયો ભાસ!

'કોણ એ?' કહ્યું અને એ મૃદુ પાય થંભી ગયા
નૂપુરનું નૃત્ય ગયું—ભાવનાનું કાવ્ય!
પ્રફુલ્લ એ મુખ ફર્યું મધુસ્મિત પાથરતુ
'વસંત હું વિશ્વતણાં યૌવનનું કાવ્ય!'

'વસંત! વસંત! ઓ!', કહી હું છેક પાસે ગયો
'અહો! તું તો રંગે બધા કુસુમના પ્રાણ!
વિહંગની પીચ્છકલા મહીં નવા પીચ્છ પૂરી
મંજુ એના કંઠમહીં ધરે મૃદુ ગાન!'

'વસંત ઓ! આવ મારૂં જીવન તું રંગવાને
ઉતરીને ધન્ય કોઈ સ્વપ્ન જેમ આવ!
હસંત કો કુસુમની કલીકાશી ભવ્ય બની
ઉઘડવા પ્રફુલ્લવા ઉર મારે આવ!'

સુરેશ ગાંધી

## 'આંખ મળે નહિ'

ઝીલ્લીના ઝમકાર થયાને
જાગી માઝમ રાત
આંખ મળે નહિ.

બા'રે બારણે કોઈ નથી ને
કોની જોવી વાટ ?
આંખ મળે નહિ.

મનનો કાંઈ ઉકેલ ન સુઝે
ઊંડી જાતી રાત
આંખ મળે નહિ.

પળપળતા ભણકાર આવતા
ક્યાંથી આવે સાદ ?
આંખ મળે નહિ.

પ્રેમશંકર ભટ્ટ

---

## મોહપાશ

હું શું જાણું સરલ શિશુદગે આવડો મોહપાશ ?
યન્ત્રે થાતાં ટનટન દશના એક દાડો ટકોર,
ટોપી હાથે, છતરી બગલમાં, કોટને ખાંધ માથે
મૂકીને હું ધમધમ કરતો આવીઓ રાજમાર્ગે;
પ્હોંચ્યું ત્યાં તો, ફટફટ કરતી દોડી ગૈ ટ્રામ મારી,
ક્રોધે થાતાં અરૂણ નયનથી શાપતો ભાવિને હું
વ્હીલે મોઢે, પરિભવ મુજનો કલ્પતો શિષ્ય–સાક્ષ્યે,
રસ્તા વચ્ચે વિકળ થઈ ઉભો ટ્રામની વાટ જોતો

"કાંઈ દેને, પ્રભુ તુજ કરશે, ભાઈ! સારૂં જરૂર,"
એવા શબ્દે જગતનું કરૂણા, પાસમાં કોઈ યાચે.

"આગે જાઓ, પતિત તમસમાં માટ આંહી ન આશ."
"નૈં જાયે જા," મધુર કલરવો, માત નિશ્વાસ ભેગા,
કાનો વાટે સરી જઈ, પડીઆ અંતરોના ઉંડાણે.
પાછું વાળી નજર હું કરૂં તો અંકગાં બાળ દીઠો,
સાક્ષાત્ જાણે દિવસ દશ પરે રેતીમાં જે સુવાડયો,
એને જોતાં કરમ ધરમ સહુ ભૂલીને ટ્રામ જાતી,
વીધી વચ્ચે સ્મરણમય થઈ ભાનને ભૂલી ઉભો.

રાજશેખર

---

## ખોજ

— સ્રગ્ધરા —

સૃષ્ટિક્યારે અણુમાં અમીરસ વરસી, સંહરી ઝેર એનાં,
ચૂમી ચૂસી સમૂળું અખિલ ભૂમિતણું જાડ્ય, સ્ફુલ્લિંગ આપી,
ધાન્યો ક્ષેત્રો ઝરા ને ફળફૂલ સહુમાં ચેતનાઓ વહાવી,
આત્માએ ઊજળો તું નભભર વિલસી શોધતો કોક તત્ત્વ
જૂએ છે શું ધરામાં નયન કરી ઝીણા દીર્ઘ વીત્યા યુગોથી ?
તો યે તારી હજુ યે પૂરી થઈ નથી એ શોધઃ શું એ અનન્ત ?
તારી એ શોધમાંહી જીવન વીતી જતું, તો પછી તારૂં સ્થાન
બીજો આવી લઈ લેઃ રજનિદિન ઘણાં એમ વીતે અભંગ[1]
ક્યારે પૂરી થશે એ ? પ્રિય મુજ કહી દે તારલા આભ ઊગ્યા !
કે એનો અન્ત રહાવા સરરર સરતો ભૂમિપેં તું ઉમંગે,
તેજનો ધોધ હોળી ?
હું યે છું જે અહીંઆં અટુલ રખડનો માનવી કોક પંથી,
ના જાણું શું મ્હારૂં જગત ધર થકી લુપ્તઃ તો યે હું શોધું,
ને તેથી આ મ્હારો જીવનજળઝરો ખૂટતો વ્યોમઝંખીઃ
હું જાઉં તો પછીથી અવર જન લીએ મારૂં સ્થાનઃ ક્યારે
મારી આ ખોજ પૂરી થઈ જ વિરમશે ? અજ્ઞ હું મૂઢ બાલઃ
કે એનો અંત રહાવા ખગ થઈ ઊડશે વ્યોમમાં પ્રાણ મારો,
માટીનો દેહ મૂકી ?

'મોહિનીચન્દ્ર'

(કુમાર)



૨૨

## માનવ

નિસર્ગની નિર્મલ તારતંત્રીથી
છૂટો પડી કો રવ ગુંજતો ગયો,
પ્રમાણ એ તાલ તણું તજી દઈ
અહંત્વમાં એકલ માનવી થયો.

(કુમાર) 'જટિલ'

## ન જાને

[ પૃથ્વી ]

દીઠાં જલધિનાં જલો ઉછળતાં મહાકર્ષણે
પ્રસન્નકર ચન્દ્રના, ગજવતાં મહા ગાન કો.

પ્રસુપ્ત મમ અન્તરે જલ હતાં, ઉગ્યો ચંદ્ર ત્યાં
વળ્યા વિવિધ ગાનના નવતરંગ, એ ચન્દ્રને
મથન્ત ઉર સ્પર્શવા; ત્યહિં વિલીન થાવા ચઢ્યાં.
પડ્યા કદિ વિશીર્ણ નીર–અવકાશ માંહે શમ્યા.

અચાનક ત્યહિં વધે અનિલવેગને વાદળો
પ્રચંડ ધસતા શશાંક ગ્રસવા; જગે પાથર્યો
પ્રકાશ સહુ લુપ્ત થાય; જલ ધારતાં કાલિમા
તરંગગણ શોક ભગ્ન ઉર ઊછળે ને પડે.

સદાય જગ અન્ધકાર ગ્રસિયું રહેશે,–અને
સદાય રડશે તરંગદલ કારમું,–ચંદ્રનાં
ફરી કિરણ વારિનાં ઉર ન સ્પર્શશે કોમળાં ?
અગમ્ય ઘટના દિસે વિધિ રચી, ન જાને કશું.

બાદરાયણ

## એ અપ્રકટને

મધ્યાહ્ન તણા કિરણો તપતા,
બળતી ધરતીના મૃગજળમાં,
આ નિર્જન ઉજ્જડ પાદરમાં,
તુજ ખંડિત સ્વપ્ન મને દિસતા.

નભ ઘેરાતા વાદળદળમાં,
વૃક્ષોના મંદ વિકંપનમાં,
નિષ્પંદ ઊભેલા સરજળમાં,
તુજ અંતર દુઃખ ભર્યાં દિસતા.

ઢળતી સંધ્યાના કિરણોમાં,
ગમગીન નિસ્તબ્ધ સમીરનમાં,
આ શ્યામલ અંધ નિશાતલમાં,
તુજ જીવન તેજ હતા દિસતા.

મમ અંતરમાં સઘળાં દુઃખમાં,
નભતારકના નયને જલ ત્યાં,
ક્ષત ચંદ્ર રેખના દર્શનમાં,
તુજ એ નયનો રડતા દિસતા.

સ્વપ્નસ્થ

## વિરાટની લટો

ખબર મન! પથની શી રીત પડશે?—ધ્રુવ
યોગિનીના જટા કલાપની
લટો ઉદ્દન્ત હશે;
સાચી કુંકુમ-સેંથી ક્યાંથી
બાળકને જડશે?
ખબર મન! પથની શી રીતિ પડશે?

પન્થો સઘળા વિકટી લટકો
વિનાટનીજ હશે ?
એ સઘળી લટ જો ગુંચવાઈ
પથ ક્યાંથી જડશે ?
ખબર મન ! પથની શી રીતે પડશે ?

નટવર. મ. પટેલ.

## એવી તે રાણી રંગે કેમ કાળી ?

આદા સૂરજના પૂજન કાજે ન એટલા દીવા બળે રે,
ગત્રિનણીના પૂજન કાજે કે લાખ લાખ દીવા બળે રે.

આદા જેવા કો તા તા તેજે જગતમા ભાતા ફરે રે,
એના ય રજનીને અંકે પોઢીને મીઠી નિદ્રા કરે રે

સૂરજ જેવા કો છેડયો રહાવા સૃષ્ટિમા ફેરા ફરે રે,
રજની રાણી ન કિંતુ કોટ કે એમના પૂરા કરે રે.

પામે આવી પવનગજ કોડેથી ધીમો પખો કરે રે,
તોય ના નિગણીના પાલવનો છેડયો ઝોલે ચડે રે

ગત્રિ ગણીના બોલે બોલે કે મુખથી ફૂલડા ઝરે રે,
એવા તેજે ભરલ ફૂલ લાખો કે આભમા આઠા ચગે રે.

ટકાય ધરતી ને આભ બે ફૂલે ગત્રિ જો બોલ્યા કરે રે,
એથી શાણી રે ગત્રિ સમજીને મનથી મૂગી રહે રે.

ગત્રિગણીના હસતા મોઘા કે કોઈ દિ પલકી પડે રે,
પનકે ત્યારે અધારા આભે કો નવરંગ રેખા ચગે રે

'એવી તે ગણી રંગે કેમ કાળી' ઘૂવડ મન શોચ્યા કરે રે,
જાગતો ચારે પ્રહર ગ્હી ટૂટ એ કોયડો ઉકેલ્યા કરે રે.

(કુમાર) જેઠાલાલ ત્રિવેદી

# દશરથનો અંતકાળ

'તે સમે ય સખી આની જ રજની, દારુણ તે દિ નિદાઘ,
દક્ષિણ વહ્નિથી કિંશુકે કિંશુકે લાગી હતી તે દિ' આગ
શિરીષ આભનાની નીલિમા ધરી ફૂલી ફૂલી મનકાય,
માધવીકુંજમા માધવીને એની ફોરમ ના સહેવાય

તે દિ' હતી પ્રિયા માધવી પુષ્પ સમી તું ય, પિતાનું વન,
ફોરમે ભરતી, હું યુવરાજ, ને નિર્મળ તે દિ' ગગન

તે રજનીમા હતા આ જ તારના મુક્ત આકાશને ઉર,
બાલિકા શી તે દિ' હતી આ સરજુ, ન્હોતા આ યૌવનપૂર

તે દિન—જે દિનની કરૂં વાત હું—હતો જરીક ગરમ,
મે ધાર્યું કે લાવ સરજુતટનું આપણું મૃગયા-વન
જોઈ આવું જરી, મૃગનાં ટોળાં મળશે કોઈ શિકાર
કરીશ તો, નહિ તો બેસી સૂણીશ અંતરના ધબકાર
સરજુ કરા એમ વિચારી તીર ધનુષની સાથ
પગપાળો સરજુતીર પ્હોંચ્યો, વા મહીં વીંઝતા હાથ

ગભીર સરજુનીરમા અરધો ડૂબતો રક્ત તપન
દેખાય, અંધારે ઝાંખા પડી જતા આમલી પીંપળી વન

આભનાની સામે મૂકી ઉઘાડા ગોપન અંતરદ્વાર,
ધીરેધીરે નદીતીર વહી જતા, દક્ષિણે દૂરનો પ્હાડ

તાનતમાલનું વીંઝે જટાજૂથ, પંખીતણા ટહુકાર
થાતા અચાનક એક પળે, કદિ અન્ય અવાજ લગાર

આવતો ના જરી ભંગ કરાવવા તીણા તમરાના ગાન
સરજુનીરમા રાખી નજર હું ચાલતો તો, કરી દાન
તિમિરથી અકળાતા આકાશને તારાન, સરજુનીર—
—માહી લાધ્યા રવિદેવ સમસ્ત, ત્યાં સંકોરી શ્વેત શરીર

વનના ઝાડ ઝાંખરાથી આવ્યો શશિ અચાનક બહાર,
નદિના નીરમાં તેજ દોડયું એનું કોકીને દે ટહુકાર

મુખમર્દી જરી પાણી રેડ પ્રિયા, અંધારે ઘેર્યું ગગન,
તે દિ' હતો મધુ ચંદ્રમા આભમાં, વાયુથી વ્યાકુળ વન.
ધીરેધીરે મેં કર્યો પ્રવેશ એ નીરવ વનની માય,
કોઇ અતિથિને કારણ વનડે ઢાળી'તી શીતળ છાય.
ચંદ્ર વિચિત્ર ત્યા સાથીઆ દોરતો, તમરા ધરતા ગાન,
માધવી ફૂલના છાબડા હાલવી કરતી ફોરમદાન.
પાદડેપાદડે નાચતા કિરણ, ફૂલે ફૂલે ઊડે ગંધ,
છાયા–પ્રકાશના સંજોગમા જાણે વનડું હર્યથી અંધ.
ગોડી આવે કદિ સ્હેજ અચાનક ઉતલા સમીર લ્હેર,
ખર ખર કરી પાન ખરી પડે નાચતી છાયાની સેર.
શ્રાન્તિ અનુભવી બેઠો ચઢી એક વડલાની ઊંચી ડાળ,
સામી દેખાતી'તી શ્વેતતરંગને ભેટતી સરજુપાળ.
આકાશમા એકે વાદળી ના જડે, ઝાંખું તારકેરૂં તેજ;
એક પછી એક પ્હોર વીતી જતા, લાગતું જાણે 'સહેજ.'
આભનો અરધો પંથ પૂરો કરી પશ્ચિમે ઢળતો ચંદ,
વનના છાયડા પૂર્વ દિશામા ધમતા સુંઘીને ગંધ
ફૂટતા ફૂલની. એવામા સરજુતીર પે સ્હેજ અવાજ
'ભડ ભડ' કરી થયો અચાનક, ને મેં શિકારને કાજ
ધનુષની પર તીર ચઢાવી કાનપે તાણી કમાન,
મૃગયુ ધારીને બાણ ફગાવ્યું, ને—અને-હાયરે ! રામ !

(કુમાર) ગણપતલાલ ભાવસાર

## અન્તિમ તંતુ

(પૃથ્વી-અનુષ્ટુપ)

અનેક ઉરવાદ્યના સુભગ તાર તૂટી ગયા,
પરંતુ રણકારશો નવ ઘન્યમાં ડૂબિયા;
અખંડ અવશિષ્ટ તન્તુ તણું ગાન જે ગૂંજતું
સદાય ધ્વનિ મૂક એ કરુણાના રટે ધારતું.

અનેક રજની વિશે પરમ શાન્ત એકાન્તમા,
ઊંડા હૃદયવાદ્યમાં ધ્વનિ નવા સ્વયં ઊઠતા;
વિરાટ ગ્વશૂન્યતા મહિં સમસ્તયોગે કરી
ધરે હૃદય મૂકતા;—અગ્વ ગાન વાધે ત્યહિં.

પરંતુ અણચિન્તવ્યું હૃદયવાદ્ય શુ થભિયુ ?
ગયું કરુણા ગાનના ધ્વનિ વિશે હવે રાચવું ?
રહેલ અવશિષ્ટ તન્તુ પણ ગૂઢ હસ્તે તૂટયો,
નિગૂઢતર અશ્રુ—સ્રોત્ર પણ નેત્રમા ઊભર્યો.

સૂક્ષ્મ સંવાદી જે તન્તુ આત્મવાદ્ય તણો અહે—
વિશ્વવાદ્ય તણ, છિન્ન એ ન થશો અરે !

સુંદરજી ગો. બેટાઈ

## ગત બાલકોને

સુકોમળ સુપુષ્પ કૈં ખીલી સવાર સાંજે ખરે,
ઉગી ગગન તારલા ક્ષણ રહી કંઈ આથમે,
દીઠા સ્વપન દૃશ્ય તે નહિ સવારના સાપડે,
બન્યા જીવન એ સમા તમ તણા અહીં ભૂપરે.

ગયા: મહુ ગયા' પળ્યા સ્વપથ સૌ' ન એકે રહ્યા
રહ્યા સ્મરણ પાત્રને સ્મરણ દુઃખ જે જે સહ્યા;
હસ્યાં, કંઈ રડયા, કવિ જ્યમ હસે રડે કાવ્યમા,
સ્મરુ હું તમ જીવનો સરલ-કાવ્ય-ઝરણા સમા.

હરિહર ભટ્ટ

## વસિષ્ઠ અરુન્ધતીને

પ્રભાનિકર ઊમટે અમિત વ્યોમ સિન્ધુ તટે,
સહસ્રશત ડૂબતા તરલ તારકો, આથમે
શશિ પ્રખરરશ્મિ, શુક્ર વળી ધૂમકેતુ સમા
પ્રચંડ ગ્રહરાજ તેજ કિરણાવલિ વેરતા.

અજોડ ત્યંહિ જોડલું તમ ઉભું ત્રણે લોકમા
પ્રકાશ-કર વેરતું પ્રણય-બ્રહ્મ સિદ્ધિ તણા.

યુવા પ્રણય પૂરમા ડૂબતી સ્નેહમંત્રો પઢી
તમે ન પલ વિસર્યાં પ્રણવમંત્ર કલ્યાણના
વર્યાં દ્વિપથગામિની પ્રણયબ્રહ્મ સિદ્ધિસટે
વિમૂળ કરી ભાવના પ્રણવ પ્રેમ વૈષમ્યની.

અરુન્ધતી સહે વસિષ્ઠ ઝગતો તને તેજના
વિશાલ નભસાગરે નિરખું ને નમે શિર્ષ આ
અને સ્વપ્નશીલ આત્મ ચઢતો કંઈ કેડીએ
પ્રભો ! વિરલ સ્વપ્નની પ્રણવ પ્રેમે અદ્વૈતના.

પ્રહ્લાદ પાઠક

---

## વહદત[1]

ગઝલ

જતો હતો હું મદ્રેમાની મહીં જ્યારે,
બની કિતાબ સાથ આવતી તું ત્યારે.

થયો ખલાસી હું ત્યારે બની તું નૌકા–
ન જાણ્યું કે'કશે મને ક્યા કિનારે !

મળ્યાં આપણે એકાંત મહીં પહેલાં,
તને યાદ છે, થયું શું તે સવારે ?

---

૧. એકતા

હજાર આફ્તાબ[3] શુદ્દ થયા પછી તે,
કરી સદા[4] મેં ચડી પ્રેમના મિનારે.

બની તું સાજ બન્યો જ્યાહરે તું ગાયક,
બની મેહરાબ,[5] મુજાવર[6] હું બન્યો ત્યારે.

નિહાળી ગુલ તેને, બુલબુલ હું બની બેઠો,
દીધું ચિરાવા હોંશથી તેં જિગર પ્યારે !

થયો જાહરે હું મયકશોની[7] મહીં ત્યારે,
બનાવી જામ તને ચૂમી વારવારે:

મકરબ[8] ગયો પતીલના ભાગ્ય તણો
નાસી–લગામ ! તું જ રહી માત્ર હાથ મારે !

**પતીલ.**

---

## ચિત્રકારની કથા.

[ ઉપજાતિ વંશસ્થ ]

કો ચિત્રકારે ગ્રહી હાથ પીંછી
ને વિશ્વમૂર્તિ તણું ચિત્ર આદર્યું.

આનંદ ઘેરાં નયનો ઉષાનાં,
ને ઇન્દ્ર કેરાં ધનુ–શી ભ્રૂ–લીલા;
વર્ષા તણા બિન્દુ સમાન મીઠાં
ત્યાં—નેત્રમાં પ્રેમજ અશ્રુ મૂકયાં.

ને કેશ ગુચ્છા રચી કૃષ્ણ મેઘશા
વેણી મહીં તારક સર્વ ગૂંથ્યા;
અગમ્ય રંગો વળી અંચિતતા
મૂકયા કપોલે મધુમૂર્તિ કેરા,
ને વ્યોમ શા ભવ્ય લલાટ મધ્યે
ચન્દ્રી સમી કુમકુમ ટીલડી યે.

---

૩. સૂર્ય ૪. સાદા. ૫ મસ્જિદમાં કાબાની તરફ પશ્ચિમ દિશાનો એક કમાન હોય છે તે ૬. દરગાહમાં કામ કરનાર ૭. દારૂપીનાર ૮. ધોરો.

સ્વર્ગંગશી શીર્ષે વહન્ત-ઘેરી,
રચી વળી શ્વેત સુગંધી સેંથી,
ને અંગમાં અન્ય અનંત કેરૂં
લાવી બધું તેજ પૂર્યું ચિતારે.

કટિપરે કેવલ એક આછી
સિન્ધુ તણી મંદ-સુમંદ ગુચ્છી
શૃંગારમાં એકલ મેખલા રચી!

કિન્તુ હજી તૃપ્ત તૃષા થઈ ના,
ને મૂર્તિનું અન્તર મૂકવાના
જાગી ઉઠ્યા કોડ, થતાં જ વારંવાર,
ગૂંથી દીધું ચિત્ત સ્વકલ્પનામાં.

એ કલ્પના કિન્તુ થઈ ન પૂરી,
ને ચિત્રણા એ રહી ગૈ અધુરી
થંભી ગઈ લેખીની ચિત્રકારની,
લાગી ગઈ પ્રેમ તણી સમાધિ!

'નીલકંઠ'

## ટાંકની તરડ

ટાંકને તરડ કેમ? એવો પ્રશ્ન હૃદે થતાં
પુરાણી કો ગાથા માટે જોયા જુના પત્ર;
શિલાલેખો, ભોજપત્રો, જોતાં જોતાં,
પોકળ પત્રમાં જડયું લખ્યું છે' તે અત્ર

એકદા કો નવોઢાએ વિયોગથી દુઃખ પામી,
પ્રી'તમને લખ્યા દુઃખો સંભારી તમામ;
લખાતાં નિઠ્ઠાગીને એ હૈયું ફાટવાને, લાગ્યું,
ટાંક તણું તુરત ત્યાં હારી બેઠી હામ

"બ્હેની મારી ફાટ મા તું, ફાટશે તું ત્યારે પછી,
કવિઓ ને કોવિદોના કાવ્યો થશે કેમ?

ટીકાકારો રૂડી ટીકા લેખકો રસિક લેખો,
વિયોગિની પ્રેમ પત્રો લખી શકે કેમ ?
તારા વિના જગતમા અંધકાર વ્યાપે મારે
હૈયુ ઠરી ઠરીન તુ રહે મારી બ્હેન,
ટાંક ફાટતી રહી સતીની આશિષથી પણ,
હજુયે તગડ રહી પડી જેમ તેમ

રસનિધિ.

---

## સત્ સ્વભાવ

રેનાઈ આવતી છો ને બધી ખારાશ પૃથ્વીની,
સિંધુના ઉરમાથી તો ઊઠશે અમી વાદળી.

(પ્રસ્થાન) પૂજાલાલ.

## કવિ દયારામ વિષે કંઈક
### અથવા
## કવિનું પૂર્વજીવન

### જન્મતારીખ

દયારામભાઈના જન્મકાલ સંબંધમાં બે મતો પ્રવર્તે છે. કોઈ તેને જન્મ સંવત્ ૧૮૨૩ માં થયેલો માને છે, તો કોઈ સંવત્ ૧૮૩૩ માં. રા શંકરપ્રસાદ છગનલાલ રાવળે રચેલા અને નારણદાસ ડભોઇવાળાએ છપાવેલ દયારામના જીવનચરિત્રમાં કવિની જન્મપત્રિકા આપેલી છે, તે ઉપરથી સંવત્ ૧૮૩૩ નો સ્વીકાર થાય એમ છે.

હવે દયારામના ગ્રંથો ઉપરથી શું મળે છે તે જોઇએ. દયારામભાઇની આરંભની કૃતિ ભાગવતનો દ્વાદશ સ્કંધ છે. તેને અંતે સંવત્ ૧૮૫૦ની સાલ આપેલી છે, એટલે જો એઓ સં. ૧૮૨૩ માં જનમ્યા હોય તો તે ૨૭ વર્ષે લખેલું અને ૧૮૩૩ માં જન્મ્યા હોય તો ૧૭ વરસે લખેલું ગણાય.

દ્વાદશ સ્કંધની સમાપ્તિ કરતાં કવિ શું કહે છે, તે જુઓ.

એ કર્યું સાહસ કર્મ શ્રીવંત દ્વિજ દયાશંકરે.
અપરાધ શો ? અંતર્ગતે ઉપદેશ કીધો રંક રે.
એ ગુહ્ય રસ પ્રકાશ કીધો, ગમ પંડિતની જ્યાય.
તે કૃપા કીધી કૃષ્ણજી નિજને કળિજુગ માંહ્ય.
ધર્મ જાણે જગત એવી બુદ્ધિ થઈ મુજને સહી.
ક્ષમા કરજો, પરમ પંડિત! વાક માહારો છે નહીં.
**સંવત્સર પચ્ચાસ, શ્રાવણ, શુક્લ દશમીને દિને**
શુભાવસરે કર્યો પૂરણ સ્કંધ દ્વાદશ સ્થિર મને†.

વળી દયારામની ગીતા જુઓ.

* દી. બા. કેશવલાલ ધ્રુવે સં. ૧૯૮૧ના વૈશાખ સુદી ૬ બુધવારના રોજ શ્રી. ફોર્બસ ગુજરાતી સભા તરફથી આપેલા ભાષણની ગુજરાતી પત્રમાં આપેલી નોંધ

† છેલ્લી પંક્તિમાં 'શુભાવસર' બદલે 'શુક્રવાસર' પાઠ હોવાનું દી. બા. કેશવલાલભાઇ સુયોગ્ય રીતે ધારે છે.

ગુર્જરગિરામાં પદબંધ બાળપણે કીધો મતિમંદ.

× × × ×

ગીતા કથી કથા પાવન સ્વપરકાજ રચી હરિજન.
પ્રભુરામ પિતાનું નામ, નર્મદાતટ વિપ્ર દયારામ.
રાજકોર મહાલક્ષ્મી માત, જેની કીર્તિ સ્વપુર વિખ્યાત.
ગીતા પ્રબોધી પ્રભુએ જ્યારે હું બાળવેષ હતો ત્યારે.

એ ઉપરથી જાણી શકાશે કે તેમણે ઉપલા બે ગ્રંથો બાળવયમાં કર્યાં હશે, અને તેથી, તે સાહસકર્મ કહેવાશે. એ ઉલ્લેખથી કવિનો જન્મ સંવત ૧૮૩૩ હોવાનું માની શકાય છે

આ પ્રમાણે કવિ દયારામ ચાંદોદમાં સં. ૧૮૩૩ ના ભાદરવા સુદિ અગિયારશે સાઠોદરા નાગર કુટુંબમાં જનમ્યા હતા. તેમના પિતાનું નામ પ્રભુરામ અને માતાનું નામ રાજકોર હતું, મહાલક્ષ્મી નહીં. એમના પિતા કારકુની કરતા હતા. ન્હાનપણમાં તેમને સામાન્ય વ્યવહારૂ શિક્ષણ મળેલું, સંસ્કૃતનું જ્ઞાન મળેલું નહીં. તે નીચેની નોંધ વાચતાં જણાઈ આવશે.

### સામાન્ય વ્યવહારૂ જ્ઞાન

હિંદી વૈદકનો ઉતારો કવિએ ભરૂચમાં મામા સુરજરામને ઘેર કરેલો. એ હાથપ્રતની પુષ્પિકા નીચે પ્રમાણે છે —

શ્રી સોમપાધજીની કૃપાથી ગ્રંથ પુરણ્ કરો છે ।। સંવત ૧૮૫૧ ના માહા વદી એકાદસી વાર રવીએ ભ્રગુક્ષેત્ર માહા ગ્રંથ પુરણ કરો છે ।। ઇદં પુસ્તકં લિખીત ભટ પ્રભુરામ સુત દયાશંકર જાતિ બ્રામણ સાઠોદરા નાગર ।। પુસ્તક જેવી પ્રત્ય હતી તે પ્રમાણે લષુ છે ।। લખનારને દોસ ન દેસો ।। અધીક ન્યુન્ય સંભાલી વાચજો ।। જે કોઈ વાચે તા. લખે તા. ભણે તેને નમસ્કાર તા. જે શ્રીકૃષ્ણ છે ।। ચ્ચ ચોપડી કોઇ ચોરી લેસે તેહને પરમેસ્વર પુછસે ।। શ્રિ ।।

### પ્રાથમિક હિંદી કૃતિ.

આ સમયની પ્રાથમિક હિંદી કૃતિ રેવાસ્તુતિનું પદ આ પ્રમાણે છેઃ

### रेवास्तुति

तिहारे सरन मैं तो आयो री रेवाजी !

भवतनया सुखदायक सरिता ! तिहारो दास कहायो री, रेवाजी !
पतितपावनी, अधमऊधारनी, तारनी नाम मोही पायो री, रेवाजी !

उत्तरवाहनी ह्य तट पावनी, विधि तेरो पार न पायो री, रेवाजी !
निर्मल जल जोउ स्नान करत आय सकल पदारथ पायो री, रेवाजी !
दास दयो माइ ! दीन तिहारो प्रेम सहित पद पायो री, रेवाजी !

આ સ્તુતિ જોતા જણાશે કે કવિનું હિંદી ભાષાનું જ્ઞાન તે સમયે બહુ સાધારણ હતું ગુજરાતમા હિંદી સાહિત્યનો પ્રચાર જુના વખતથી ચાલ્યો આવે છે. ભજનો અને પદોની પ્રતિઓમા ગુજરાતી પદો સાથે હિંદી પદો પણ ઉતારેલા હોય છે કેટલાક ગુજરાતી કવિઓએ પરિચયથી સામાન્ય રીતે હિંદી પદો રચેલા સુવિદિત છે

## નામનિવેદન સંસ્કાર

કવિને ૮ વર્ષે ઉપનયન સસ્કાર થાય છે. તે જ વરસમા તેમના પિતા સ્વર્ગવાસી થાય છે, તે પછી બીજે વર્ષે દેવકીનદન મહારાજને હાથે નામનિવેદન સસ્કાર તેમને થાય છે. આ સબધમા भक्तिविधानના ઉતારા જુઓ

जानवीजीके गर्भतें प्रगटे अति सुखकद
दासकु मोद आनद हित देवकीनंदन सुचद ७३
अतिसुंदर आजानभुज, उर विशाल, कमनीय
छबी, विशाल नयन, हरे श्रीगोकुलके जीय ७४
गुरुपदपकज सेवही, हरिकीर्तन गुनगान
वे पुनित मोहे कियो अनुभव प्रगट प्रमान ७५
× × × ×
देवकीनदन देवकीनंदन हिय ही आइ
श्रुतिसिध्धांत पंडित उपमा अन्य न जाहि ८६
पतितपावनके लिये कर दरसनको व्याज
गमन करत परदेसको विरद वहेको लाज ८७
दरस अपूरव जीवनको, पाप संपूरन जाय,
दरस दियो माहा पतितको अपनो विरद सुभाय. ८८
कृपावत भय नाम दे कीनो अपनो दास
बालभाय बूझ्यो न तब, हूओ नाहि प्रकाश. ८९
× × × ×

## ગુજરાતી અને હિંદી સાહિત્યનો દેવમંદિરમાં પરિચય.

૧૨ વર્ષની વયે કવિના માતુશ્રી મરણ પામે છે તે પહેલા દેવકી નંદન રાજકોરને ગીતાનો બોધ કરે છે અને બાળક કવિ દયારામ ઉપર તેની છાપ પડે છે માતાના મરી જવા પછી કાકાની દીકરી ધનગવરી ખાવા પીવાની સવડ સાચવે છે માની ફોઈની દીકરીની દીકરી ખબર લે છે મામા સૂરજરામ રઘુનાથરામ સભાળ લેવા વખતોવખત આવ્યા કરે છે બાળક દયારામ મામાને ત્યા પણ જાય છે

કવિ દયારામભાઈને ગુજરાતી અને હિંદી સાહિત્યનો દેવમંદિરમાં પરિચય થાય છે કીર્તન સાભળવા, જૂના ગાવા, નવા કરવા, તેમ જ જૂનાને મળતી નવાની રચના રચવી, એ તેમનો તે સમયનો વ્યાપાર જણાય છે, જુઓ 'સાભળ રે તુ સજની માહારી રજની ક્યા રમી આવીજી?' એ ગરબી ભાલણના ભાગવત દશમ સ્કંધના પદ ૧૬૮, 'કહે રે મુજને, ભામિની તુ કા શ્વાસે ભરાણી જી?' ઉપરથી, દ્વાદશ માસ રત્નેશ્વરના દ્વાદશ માસ ઉપરથી, ઓડાણા આખ્યાન સામળ ભટ્ટના ગણુકોડજીના શ્લોકો ઉપરથી વળી ભાગવત દ્વાદશ સ્કંધ તથા ગીતા પણ પહેલાની પદ પ્રકૃતિઓ ઉપરથી રચેલ લાગે છે

### ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ,

આ અરસામા ધનવગવરીનો સ્વર્ગવાસ થાય છે **બ્રહ્મસૂત્ર** ઉપરના **અણુભાષ્યની પ્રદીપ** ટીકા લખનાર પેટલાદના ઇચ્છારામ ભટ્ટજી શેરશાયીના દર્શને ચાદોદ જતા તેનતળાવે થોભે છે ત્યા ચાદોદથી ડભોઇ આવતા બાળ કવિને તેમનો સમાગમ થાય છે કવિ તેમને પૂર્ણ કૃતિ સભળાવે છે ભટ્ટજી પ્રસન્ન થાય છે. દયારામ તેમને શકાઓ પૂછે છે, તેનુ તેઓ સમાધાન કરે છે ચિત્તની સ્થિરતા મેળવવા ભટ્ટજી બાળકવિને યાત્રાએ જવાનો ઉપદેશ કરે છે તથા બ્રહ્મસંબધનો પણ ઇશારો કરે છે

### કવિની આર્થિક સ્થિતિ

કવિની આર્થિક સ્થિતિ સારી નહોતી, કારણ કે તેમણે યાત્રાએ જવા માટે પોતા પાસે નાણુ નથી, એમ ભટ્ટજીને જણાવ્યુ હતું ગુરુશિષ્યસંવાદના નીચે આપેલા ઊતારાઓમા એ વાતનો ઉલ્લેખ કરેલો જણાશે

સર્વ શંકાનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ;
ભટ્ટજી મહારાજ કહાવે ડાકોરધીશ જેના ઇષ્ટ;
ભગવદ્‌ભક્ત દયાનિધિ, સાક્ષાત શ્રીજી જેને,
અથઇતિ વૃત્તાંત સહુ ભાખિયું મે તેને.
પૃથક્કરણ કરી સર્વના સમજાવ્યા સિદ્ધાંત;
ઉરઅંધી ભાઇજી તેમણે, નવ થયો અભ્રાત,
કર્મજ્ઞાન ઉપાસના વેદના ત્રણ કાંડ,
મર્મ તેનો સ્વલ્પમા કહી ભાખ્યા વિવિધ બ્રહ્માંડ.

× × × ×

અવળચંડી વાણી માહારી, તદપિ મહાત્મા શાંત.
મેં સુણેલું તે નિવેદન કરી ભાખ્યો સર્વ વૃત્તાંત.
ત્રિકાલદર્શી મહાત્માએ દીધો આશીર્વાદ,
પૂર્વ કૃતિ માહારી કહી સુણી પરમ આહ્‌લાદ.

વ્રજયાત્રા કરી આવ તું, બ્રહ્મસંબંધ તુજને થાશે
મેં કહ્યું, નથી દ્રવ્ય તેટલું, શી પેરે મેં જવાશે ?
કૃપા કટાક્ષે અવલોકી દીધી પ્રસાદી વસ્ત.
તેણે કરી મેં કીધી યાત્રા ખરચ્યે ન થાય તે સ્વસ્થ.

× × × ×

અષ્ટાક્ષર જપવા આજ્ઞા કરી. ન વસી ભ્રાતિ અંતર જરી.
મહદાજ્ઞા મેં ચિત્તમા ધરી, તેણે સહુ ચિંતા પરહરી.
મંત્ર સ્મરીને ડબ્બી ભરી, કહી 'અમૂલ્ય' આપી તે ખરી.
સર્વધામની યાત્રા કરી મહદ પાસે આવ્યો ફરી.
ડબ્બી ખોલી પાસે ધરી બચત મુદ્રા અર્પણ કરી.
જેણે માહારી ગરજ સહુ સરી જિહ્વા સતત શ્રીકૃષ્ણ ઉચ્ચરી,
અતુલિત નામ પ્રભાવ અપાર. પ્રીતિ–પ્રતીતિ ધન્ય તે સાર.'

આ પ્રમાણે સાધન વગરના દયારામભાઇએ ભટ્ટજીની પ્રસાદીથી અષ્ટાક્ષર મંત્રની સહાયતાથી તીર્થયાત્રા કરી.

દયારામભાઇનો કુલધર્મ વૈષ્ણવ હતો ને જ્ઞાતિ ધર્મ શૈવ હતો; એટલે હરિહરની એકતા તેઓ માનતા. પછી દેવકીનંદનાચાર્યે તેમને નામનિવેદન સંસ્કાર કર્યો, ઇચ્છારામ ભટ્ટજીએ તેમના સંશયો ટાળ્યા અને વ્રજયાત્રા

કરવાનુ ઉપદેશી અષ્ટાક્ષર મંત્ર આપ્યો અને શ્રીવલ્લભનાનજી મહારાજે બ્રહ્મસંબંધ આપ્યો

કવિએ યુવાન વયમા જૂના કવિઓનો અભ્યાસ કરેલા સંસ્કૃતનું તેમને જ્ઞાન નહોતું તે વાત તો ઉપર આવી ગઈ છે એટલે બીજા કવિઓને આધારે તેમણે લઘુ વયે બધુ લખેલુ દેવમંદિરમા ગવાતા કીર્તનોને લીધે વ્રજભાષા પ્રત્યે પ્રીતિ અને પૂજ્ય બુદ્ધિ આ લઘુ વયમા જ બધાય છે

**પદલાલિત્ય અને પ્રતિભાનું દર્શન.**

બાળપણની પ્રાથમિક ગૂજરાતી કૃતિઓમા શેષશાયીની ગરબીમા પદલાલિત્ય છે અને પ્રભાતિયામા પ્રતિભાનુ દર્શન થાય છે

**શેષશાયીની ગરબી પહેલી જુઓ.**

પ્રથમ પ્રણમુ શ્રીગુરૂના પાય રે શેષશાયી છોગાળા
શ્રીવલ્લભ વિઠ્ઠલ નજગાય રે ,, ,,
સદા શોભાવે વૈકુંઠ ધામ રે શેષશાયી સુખસિંધુ
નિત્ય લીના નૂતન અભિરામ રે ,, ,,
મોટ મનહર મંદિર ભામે રે શ્રીપતિ શેષશાયી
દરસનથી પાપતાપ નાસે રે ,, ,,
વ્હાલો આનંદ-મંગલ-રૂપ રે શાંત શેષશાયીજી
વિભુ અખિલ ભુવનના ભૂપ રે ,, ,,

હવે પ્રભાતિયુ જુઓ

માતા જગાડે -જગ્ય કાનુડા ! ગોદરે ઊભી ગાય
રહામાસ્હામી સાદ કરે, કે આવાગેજો થાય વિઠ્ઠલ ! વ્હેના રે જાગો
વ્હાના ! વ્હેના વ્હેના, જાગો, જાગો, નંદ કુમાર !
જીવણુ ! વનના મોરના બોલ્યા, સુખના થયા રે સ્હવાર વિઠ્ઠલ ! વ્હેના રે જાગો
ગીર્વાણ વાણી બ્રાહ્મણ વાચે, શાસ્ત્રી પુરાણી, પ્રભાત
વેદધુની વેદિયાઓ કરે ને હરિજન કીર્તન ગાત વિઠ્ઠલ ! વ્હેના રે જાગો
ચમ્ચમ ક ના ચરકના લાગ્યા, જન ચમ્તે બેઠા થાય
વેણુ વજાડે, ધેનુ બરાડે, ગોપીઓ મંગળ ગાય. વિઠ્ઠલ ! વ્હેના રે જાગો
દાતણ કરી અંગોળણ કરિયે, જમિયે શર્કરા ભાત
તાહારે માખણ ઊભો, કાન્હુ !, ગોવાળાનો સાથ વિઠ્ઠલ ! વ્હેના રે જાગો
દામ દયો ભૂતળ ભક્તિ રે માગે દામમા એ ! દામ
દરસન દેજો, દિલમા રહેજો, આપજો વૈકુંઠવાસ વિઠ્ઠલ ! વ્હાના રે જાગો

## શ્રીનાથજીના દર્શનનો પ્રસંગ.

દયારામભાઇ વ્રજની યાત્રાએ ગયા ત્યારે નાથદ્વારમાં શ્રીજી આગળ ભેટ ધરવા પોતાની પાસે કાંઇ ન હોવાથી દર્શનની બંધી થાય છે. આ પ્રસંગે કવિ કહે છેઃ

શરણુ પડયો છુ રે શ્રીહરિ! નથી મારે અવર આશ વિશ્વાસ.
શ્રીવલ્લભના રે લાડીલા! અનન્ય આપ તણો હું દાસ ૧
નથી કોઇ દેવી રે દેવનો, એક છે આપ તણો આધાર
ગુલામ ઘરનો રે રાવજો મનકર્મ વચને, નંદકુમાર! ૨
નથી સાધન બળ રે, ધર્મનું નથી બળ ભક્તિજ્ઞાનવિવેક
સેવા સમરણ રે ના બને, નથી સત્સંગ કર્યો ક્ષણ એક. ૩
બાનુ તમારૂં રે જોઈને મુજને જગત કહે **હરિભક્ત**
જીવણજી! જૂઠો રે હુ છઉં, મુજમન નથી તમમાં આસક્ત ૪
તે અને ઊઘડી રે વાગશે, પાસું દેશો જો મહારાજ.
બળવંત! બાનુ રે લાજશે, હું નિર્લજને શાની લાજ? ૫
× × × ×
જેહેવો તેહેવો રે રાજનો દીન લહી કરિયે કરુણાદાન
દાસ દયાનીરે વીનતી કૃષ્ણ કૃપાનિધિ! ધરજો કાન. ૮

---

દર્શન દો ની રે દાસને, માહરા ગુણનિધિ ગિરિધરલાલ!
નાથ! નિવારો રે ત્રાસને આણો આપના ઉપર વ્હાલ. ૧
નટવર નંદન રે નંદના! ભાવે મદનમનોહર રૂપ.
ચિત્ત ન ચોટે રે માહરૂં અનુભવ વ્યાપક બ્રહ્મસ્વરૂપ ૨
ન જપું અજપા રે જાપને, ન ગમે સુણવો અનહદનાદ,
યત્ન સમાધિ રે ના ગમે, ન ગમે સ્વર્ગ, મુક્તિના સ્વાદ ૩
અન્ય–ઉપાસના રે ના ગમે વણ એક પૂરણ પુરૂષોત્તમ.
સહુ ફીકા લાગે રે સાધનો. પડી મને પ્રેમભક્તિમાં ગમ. ૪
મુને શ્રીવલ્લભ રે ગુરુ ગમ્યા સહુવિધ શ્રીકૃષ્ણજી સમાન
જીવની સાધના રે ના જુએ, વ્હાલો કરે નિજાનંદ દાન. ૫
× × × ×
વૃંદાવનની રે કુંજમાં ન્યા કરો જુગલકિશોર વિલાસ,
દાસ દયાની રે વીનતી, દાસી કરી રાખો મુને પાસ.

## નરભેરામનાં પદ સાથે સરખામણી

તે પછી દર્શનની છૂટી થાય છે. વ્રજ પછી દયારામભાઇ કાશીની યાત્રા કરે છે. દયારામની શ્રીનાથજીની ઉપરની વિનતિ સાથે સમકાલીન નરભેરામના ગોમતીમાં સ્નાન કરવાની ના પાડવા વખતના પદ સરખાવવા જેવા હોઈ અત્રે આપ્યા છે.

( રાગ કાશી )

સરસ્વતી વસો જીભે રે, વેહેવારની વાતે વઢવું છે.
ખાતીલે ન્હાવું ખાવ્યુ રે, તાતની હેડીએ ચઢવું છે. ટેક.
ગોમતી ન્હાયાનું નાણુ આપુ, ત્યારે મારે તમારે શી પ્રીત?
પિતા થઈ પુત્ર પાસે માગો છો એ કિયા તે દેશની રીત?
માશી કે ઉત્તર આપો રે ત્યા સુધી સ્હામા અડવું છે. સરસ્વતી૦ ૧
કેટલું નાણું આપ્યુ દુર્વાસાએ? બળિદ્વાર આવ્યા, જદુવીર,
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના? ખીજાના જાણ્યા કથીર?
વિચારી જુઓ, વ્હાલા રે! પછી પાયે પડવું છે. સરસ્વતી૦ ૨
કાંચનદ્વારિકા પિતાને દેખાડી છાપ મોકલી, નાથ!
શું જોઇ મોકલી, શુ જોઇ ખાળી? વ્હાલા! કહો મુને વાત.
ગુરુ પ્રતાપે કહે નરભો રે, એ ઓસડ કડવું છે.

---

નાણું આપે નરભો રે, વાવરજો, છોગાળા!
ગાઠ બાંધજો તાણી રે, ધોળી ધજાવાળા!
કપટી કેશવ જાણુત, તો શાને આવત પચાસ જોજન!
સાંભળ્યું શ્રવણે જે માધુને છાપે છે; માટે મળવા ધર્યું મન.
દરસન દોને રે દૂર કરી પાળા. નાણું આપે૦ ૧
દેખી ભેખ અજર નથી કરતા, છાપ આપો છો, હરિ!
પાગ ભાળી ખાળી છાપ! છબીલા. પરખ તો એવી કરી!
સમસ્યા લેજો સમજી રે જે કહી, કાન્હડ કાળા! નાણું આપે૦ ૨
હારે છે તું, નથી જ હરવતો. માટે હરિ! હઠ મેલ.
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી આ તલમાં તેલ.
લેવાનું મુજ પાસે રે હરિહરિ–જપમાળા. નાણું આપે૦ ૩

આ પ્રમાણે દયારામનું પૂર્વજીવન સમાપ્ત થાય છે.

# નાટકની પ્રાચીનતાનૂં દિગ્દર્શન[1]

આજનો ઉત્સવ નટસમેલનનો છે એ સમારંભમા, જે વ્યક્તિ નટે નથી ને નાટકકારે નથી તેને આગળ ધરી પ્રવર્તક મડળે મુસ્કેલી ઊભી કરી છે. નથી તેનામા અપૂર્વ પ્રતિભા કે તેના બળે રસિકમડળને આનદ ઊપજાવે. નથી અભિનયકળાનૂ આકર્પણ કે તે વડે પણ એ રજિત કરે. વિખ્યાત નટોની કળાના પ્રદર્શનને પડછે અભિનયના અજાણ પુરુષનૂ વિવેચન કેવૂ? સાહિત્યની પરિભાષામા બોલૂ, તો નાટકના પડછે પૂર્વરંગના જેવૂ. અરે નહિ નહિ, રસમય અકના પડછે સૂચ્ય વસ્તુ સૂચવી જતા વિષ્કભકના જેવૂં, અથવા તો અનેક અકની વચ્ચે પ્રવેશકના જેવૂ જ કહેવાય. ત્યારે તો વિશ્વવિખ્યાત કાલિદાસના અને મહાકવિ ભાસના પ્રત્યેના માનને લીધે તેમના ઉપાસકને પ્રવર્તક મડળે પ્રમુખસ્થાન આપ્યૂ હોય, એમ સમજવૂ, અને પ્રાચીન નાટક વિશે તેણે કઈ કહેવૂ એજ આશય હોય, તો તેને અનુસરી હૂ યત્કિચિત્ કહૂં છૂ શ્રોતાજનો તે વય પ્રત્યેના વિનયથી કે પુરાતનકથા પ્રત્યેના કૌતુકથી કાને ધરશે, એવી સમજથી કહૂ છૂં.

નાટકને પડછે પૂર્વરંગનો મેં ઇશારો કર્યો તે બાબતમા કોઈ પૂછશે, કે પૂર્વરંગ વળી શૂ? હાલની નાટકશાળામા તો, પડદો ઊપડે છે, કે નાટક શરૂ થાય છે પૂર્વરંગ જેવૂ કઈ જોવામા આવતૂ નથી. સદ્ગત રણછોડભાઈ ઉદયરામના **જયકુમારીવિજય**મા અને સસ્કૃત **વિક્રમોર્વશીય**ના અનુવાદમા પ્રસ્તાવના વાચી છે, પણ તેમા પૂર્વરંગ નજરે પડતો નથી પ્રસ્તુત પ્રશ્ન નાટકના અનેક [2]પ્રસ્થાનની ચર્ચા માગી લે છે સાપ્રત કાળમા ભજવાતા નાટકના ગાયનની ચોપડીઓ બહાર પાડવામા આવે છે, તેમા [3]વસ્તુની રૂપરેખા અક અને પ્રવેશ વાર આપી હોય છે, એટલે તેમા પ્રસ્તાવનાની જરૂર રહેતી નથી પૂર્વકાળના નાટકોમા આવા સ્વતત્ર સાધનના અભાવે પ્રસ્તાવના નાટકનૂ આવશ્યક અગ મનાતૂ હતૂ. [4]ભાસના નાટકના અનુવાદમા તમે જોયૂ હશે, કે સૂત્રધાર રગભૂમિ ઉપર પ્રવેશ કરી મગળાચરણ ઉચ્ચારે છે. પછી તે નાટકકારની ઓળખાણ આપે છે. ત્યારપછી નાટકનો [5]પ્રસ્તાવ યુક્તિપૂર્વક ઉપસ્થિત[6] કરવામા આવે છે. એ કાર્યમા નટી

---

૧ આ લેખ ઇ સ ૧૯૨૪ના કલાપ્રદર્શનને અગે તૈયાર કર્યો હતો  ૨ માર્ગ.
3 Plot  ૪ જુઓ પ્રધાનની પ્રતિજ્ઞા, સ્વપ્નની સુદરી અને મધ્યમ
૫ આરભક પ્રસગ  ૬ રજુ.

અને પારિપાર્શ્વિક[7] સૂત્રધારના સહાયક થાય છે. નાટકના પ્રસ્તાવનું એટલે આરંભક પ્રસંગનું આ નિરૂપણ, તે જ પ્રસ્તાવના. નાટકના દેશકાળ કહી સૂત્રધાર નિવૃત્ત થાય છે; અને નાટક શરૂ થાય છે. પહેલાંના વખતમાં જ્યારે સાહિત્ય હસ્તલિખિત હતું, ત્યારે પ્રસ્તાવના પ્રેક્ષકને માર્ગદર્શક થઈ પ્રયોગમાં તેનો પ્રવેશ કરાવતી હતી.

નાટકનું મુખ તે પ્રસ્તાવના. આજથી બે હજાર વર્ષ પહેલાં એ મુખ ઉપર મુખવટો પણ હતો, એ કદાચ તમે નહિ જાણતા હો. મહાકવિ કાલિદાસના **વિક્રમોર્વશીય**ની છાયા જે **પરાક્રમની પ્રસાદી**, તે જેમણે જોઈ હશે તેમને યાદ હશે, કે નાંદી થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે એવું તેના આરંભમાં જણાવ્યું છે. એ નાંદી તે પ્રાચીનતર પૂર્વરંગનાં અનેક અંગમાંનું પ્રધાન અંગ છે. રંગનું એટલે સંગીતના જલસાનું પૂર્વ પ્રકરણ તે પૂર્વરંગ[8]. એમાં બજવૈયા અને નચવૈયા બંને ભાગ લે છે. વાદિત્રો ગોઠવવાં મિલાવવાં, દાદ જમાવવો, એ સંબંધી [9]પ્રત્યાહારાદિ દશ વિધાન, તે બજવૈયાના અધિકારનાં છે. રંગમંડપમાં પ્રવેશ કરી નમસ્કારોત્તર આશીર્વાદપૂર્વક સંગીતની ચીજનો ઉપક્ષેપ કરવો, એ સંબંધી નાંદી પ્રરોચના આદિ નવ અંગ[10] વર્ધમાનકના[11] પ્રયોગ સહિત નચવૈયાના

---

૭ સૂત્રધાર સાથે રહેનાર નટ. ૮ જુઓ ભરતનાટ્યશાસ્ત્ર ।૫। ૭-૮। यस्माद् रङ्गप्रयोगोऽयं पूर्वमेव प्रयुज्यते । तस्मादयं पूर्वरङ्गो विज्ञेयो द्विजसत्तमाः ॥ अस्याङ्गानि तु कार्याणि यथावदनुपूर्वशः । तन्त्री-भाण्डसमायोगैः पाठ्ययोगैस्तथैव च ॥ ૯ જુઓ ભ.ના.શા. ।૫। १७-२१। कुतपस्य तु विन्यासः [1]प्रत्याहार इति स्मृतः । तथा-वतरणं[2] प्रोक्तं गायनानां निवेशनम् ॥ परिगीतक्रियारम्भ [3]आरम्भ इति कीर्तितः । आतोद्यरञ्जनार्थं च भवेदाश्रावणा-विधिः[4] ॥ वाद्यवृत्तिविभागार्थं [5]वक्त्रपाणिर्विधीयते । तन्त्रीजः-करणार्थं च भवेद्धि [6]परिघट्टना ॥ तथा पाणिविभागार्थं भवेत् संस्वदनाविधि.[7] । तन्त्रीभाण्डसमायोगा-[8]न्मार्गासारितमिष्यते ॥ कालपातविभागार्थं भवेदासारितक्रिया[9] । कीर्तनाद् देवतानां च ज्ञेयो [10]गीतविधिस्तथा ॥. १० જુઓ ભ. ના. શા. ।૫। २३-३० । यस्मादुत्थापयन्त्यत्र प्रयोगं नान्दिपाठकाः । पूर्वमेव तु रङ्गेऽस्मिंस्तस्मादुत्थापनं[1] स्मृतम् ॥ यस्माच्च लोक-

અધિકારના છે નાટકના વસ્તુને પ્રસ્તાવનાની જરૂર જણાઈ, તેવી રીતે સંગીતની ચીજને પૂર્વરંગની જરૂર મનાઈ હશે એ પ્રસ્તાવક પ્રકરણના અનેક વિધાન અને અંગ સંગીતના રસિયાને આનંદ ઊપજાવતાં હશે પરંતુ નાટકની પૂર્વે તો એ અકાંડતાંડવ[12] રસભંગ જ કરે, તે સહજ સમજાય એવું છે આ કારણથી બીજો વિસ્તાર તજી દઈ સંગીતના પૂર્વરંગનું એકલું નાંદી[13] અંગ જ નાટકના પ્રયોગના આરંભે સ્વીકારવામાં આવ્યું. પૂર્વરંગનો સૂત્રધાર મધ્યમ સ્વરથી નાંદીના મંગલશ્લોક બોલતો. તે વખતે તેના બે પારિપાર્શ્વિક પ્રત્યેક ચરણને અંતે મસ્તક નમાવતા અને 'આર્ય' તથાસ્તુ'

---

पालानां परिवृत्य चतुर्दिशम् । वन्दनानि प्रकुर्वन्ति तस्माच्च [2]परिवर्तनम् ॥ आशीर्वचनसंयुक्ता स्तुतिर्यस्मात् प्रयुज्यते । देवद्विजनृपादीनां तस्मा-[3]न्नान्दीति संज्ञिता ॥ अत्र शुष्काक्षरैरेव ह्यवकृष्टा ध्रुवा यत । तस्मा-[4]च्छुष्कावकृष्टेयं जर्जरश्लोकदर्शिका ॥ यस्मादभिनयस्त्वत्र प्रथमं ह्यवतार्यते । [5]रङ्गद्वारमतो ज्ञेयं वागङ्गाभिनयात्मकम् ॥ शृङ्गारस्य प्रचरणाच्चारी संपरिकीर्तिता । रौद्रप्रचरणाच्चापि [7]महाचारीति कीर्तिता ॥ विदूषकः सूत्रधारस्तथा वै पारिपार्श्विकः । यत्र कुर्वन्ति संजल्पं तत्रापि [8]त्रिगतं मतम् ॥ उपक्षेपेण काव्यस्य हेतुयुक्तिव्युपाश्रया । सिद्धेनामन्त्रणा या तु विज्ञेया सा [9]प्ररोचना ॥ ११ જુઓ भ ना. शा । ५ । १३ । वर्धमानमथापीह ताण्डवं यत्र युज्यते ॥

१२ નકામો વિસ્તાર ૧૩ नान्दीના ઉદાહરણ માટે જુઓ भ ना शा । ५ । ९८-१०३ । सूत्रधारः पठेत् तत्र मध्यम स्वरमाश्रित । नान्दीं पदैर्द्वादशभिरष्टभिर्वाप्यलंकृताम् ॥ नमोऽस्तु सर्वदेवेभ्यो द्विजातिभ्य शुभं तथा । जितं सोमेन वै राज्ञा शिवं गोब्राह्मणाय च ॥ ब्रह्मोत्तरं तथैवास्तु हता ब्रह्मद्विषस्तथा । प्रशास्त्विमां महाराज पृथिवीं च ससागराम ॥ राष्ट्रं प्रवर्धतां चैव रङ्गे स्योना समृध्यतु । प्रेक्षाकर्तुर्महान धर्मो भवतु ब्रह्मभावित ॥ काव्यकर्तुर्यशश्चास्तु धर्मश्चापि प्रवर्धताम् । इज्यया चानया नित्यं प्रीयन्तां देवता इति ॥ नान्दीपदान्तरेष्वेषु ह्येवमार्येति नित्यशः । वन्देतां सम्यगुक्ताभिर्वाग्भिर्द्वौ पारिपार्श्विकौ ॥ एवं नान्दी विधातव्या ।

એવો અનુવાદ[14] કર્યા જતા. નાંદી બોલાઈ રહ્યા પછી પૂર્વરંગનો સૂત્રધાર પારિપાર્શ્વિક સાથે ચાલ્યો જતો અને નાટકનો સૂત્રધાર એના મદદનીશ લેઈ રંગભૂમિ ઉપર દર્શન દેતો.

પૂર્વરંગના આ એકલ અંગ નાંદીનો પડછાયો ઈસવી સન પૂર્વે બીજા શતકથી ઈસવી સનના છઠ્ઠા શતક સુધી નાટકસાહિત્યમાં દૃષ્ટિગોચર થાય છે. ત્યારપછી તો તે પણ વીસરાય છે; અને નાટકની પ્રસ્તાવનાના મંગલ-શ્લોકને નાંદી સંજ્ઞા મળે છે. પૂર્વરંગનું પ્રરોચના અંગ પ્રસ્તાવનામાં ચિરકાળ દેખા દીધા કરે છે.

પૂર્વરંગનું સવિસ્તર નિરૂપણ **भरतनाट्यशास्त्र**ના પાંચમા અધ્યાયમાં છે. એ **नाट्यशास्त्र**ની રચના ઈસવી ત્રીજાથી ચોથા શતક સુધીના ગાળામાં મૂકાય છે. તેના પહેલાં ભાસ કવિના **अविमारक** નાટકમાં પ્રાચીનતર **नाट्यशास्त्र**નો નિર્દેશ[15] છે. એ જો ઉપલબ્ધ હોત, તો પૂર્વરંગના સંબંધમાં વિશેષ પ્રકાશ પડત. નાટકકાર ભાસના પૂર્વે એ **नाट्यशास्त्र**નું અસ્તિત્વ પ્રાચીનતર કાળમાં નાટકસાહિત્ય સારી રીતે ખેડાયલું હોવાનું પ્રમાણ પૂરું પાડે છે.

પૂર્વરંગને છોડી દેઈ હવે આપણે આ પ્રાચીનતર નાટકસાહિત્ય ભણી વળિયે. અલબત, એ સાહિત્ય અત્યારે તો નષ્ટ જ છે. પરંતુ શુભ સંજોગે તેમાંના એક નાટકનું નામ થોડા વખત ઉપર જાણવામાં આવ્યું છે. એ પ્રાચીનતર પ્રયોગબંધ તે સુબંધુકૃત **वासवदत्तानाट्यधारा** છે. આચાર્ય અભિનવગુપ્તે **भरतनाट्यशास्त्र** ઉપરની **अभिनवभारती** ટીકામાં **नाट्यायित**નું[16] લક્ષણ સમજાવતાં એનો નિર્દેશ કર્યો છે. એ પ્રસંગે વિદ્વાન ટીકાકાર એ નાટક સાથે સંબંધ ધરાવતા બિંદુસારનું નામ પણ નોંધે છે. ઉપરાંત પ્રસ્તુત નાટ્યધારામાંથી ટૂંકું અવતરણ પણ તે આપે છે[17]. આ

---

૧૪ પ્રાર્થનાની પુષ્ટિ. ૧૫ જુઓ *अवि । अत्थि × × णट्टसत्थ ।* ૧૬ જુઓ **भ ना. शा ।२२।४६।** ૧૭ જુઓ **विविधज्ञानविस्तार । १९२३, ऑगस्ट । पृ ३६५ ।** × यावदिति स्वप्ने ( મૂળ પાઠ स्वप्न ) स्वप्नान्तरं तत्राप्यन्यत् स्वप्नान्तरमिति ( મૂળ પાઠ० मित्यादि ) न्यायेन वा भवति ( મૂળ પાઠ भवतु ) पकस्वप्नायितरूपया वा, सर्वथा तन्नाट्यायितम् । तत्रास्य बहुतरव्यापिनो बहुगर्भ( મૂળ પાઠ गर्भः)–

દમા શતકનો દંડી કવિ **दशकुमारचरित** ની સ્કૃત[૧૮] પૂર્વપીઠિકામાં એ નાટકને **वत्सराणनाट्यधारा** એવા નામે સ્મરે છે. ઉક્ત નાટક મહાકવિ ભાસના **प्रतिज्ञायौगन्धरायण**થી પ્રાચીન હોવું જોઇયે, એમ મારૂં માનવું છે. એમા હર્ષરક્ષિત નામે જે પાત્ર છે, તે **प्रतिज्ञा**મા ટૂંકા હંસક નામથી નિર્દિષ્ટ છે[૧૯]. મૂલભૂત હર્ષરક્ષિત ટૂંકાવાઈ વિકાર પામી હંસકરૂપ ધારણ કરે છે, તે કહી આપે છે કે સુબંધુ ભાસથી સારી પેઠે જૂનો હતો. કવિ દંડી કહે છે કે એ સુબંધુને બિંદુસારે એક વાર કેદમા નાખ્યો હતો, તે પ્રસગે ઉક્ત નાટ્યધારા રચી તે બંદીખાનામાથી નીકળ્યો એટલું જ નહિ,

---

स्वप्नायिततुल्यस्य नाट्यायितस्योदाहरण महाकविसुबन्धुनिबद्धो (મૂળ પાઠ निबन्धो) वासवदत्तानाट्यधाराख्यः समस्त एव प्रयोग बन्धः ( મૂળ પાઠ प्रयोगः ) । तत्र हि बिन्दुसार प्रयोज्यवस्तुके उदयनचरिते सामाजिकीकृतोऽमावप्युदयनो वासवदत्ताचेष्टिते । एप चार्थस्तस्मिन (મૂળ પાઠ चार्थः स्तस्मिन् ) सूचय(મૂળ પાઠ सूत्र)रूपेण (મૂળ પાઠ रूपके) दृष्टे सुज्ञातो (મૂળ પાઠ सुज्ञानो) भवति । एकस्तु प्रदेश उदाहियते । तत्र ह्युदयने सामाजिकीकृते वेत्रधर( મૂળ પાઠ सूत्रधार)प्रयोगः 'तव सुचरितैरेव जयति' इति । तत उदयनः 'कुतो मम सुचरितानि' इति सास्रं विलपति। 'पद्मम्व किं(મૂળ પાઠ ×) कटकपिङ्गलपालकैस्तैर्मुक्तो (મૂળપાઠ ०र्भको)ऽहमप्युदयनः सुतलालनीयः। यौगन्धरायण ममानय राजपुत्रीं हा हर्षरक्षित गतस्त्वमसि क तावत् ( મૂળ પાઠ प्रभाव. ) ॥ ' इति ॥ तत्रैव बिन्दुसारः सामाजिकीकृतः परमार्थतामभिमन्यमानः प्रतीहार(મૂળ પાઠ ०मानो प्रतिहारि )वाक्यं प्रत्यात्मगतमिद मनुते ।. આમા મૂળ પ્રતના અશુદ્ધ પાઠ સુધારી કલ્પિત પાઠ મેં યોજ્યા છે.

૧૮ **अवन्तिसुन्दरीकथा**. મહાકવિ દંડીની આ કૃતિ દુર્વાચ્ય અવસ્થામા મદ્રાસ તરફ હાલ મળી આવી છે. એ જ **दशकुमारचरित**ની કવિકૃત અસલ પૂર્વપીઠિકા છે. એના ઉપરથી દક્ષિણના કોઇ પંચશિખ-ઉપનામધારી કવિએ **आनन्द** મુદ્રાથી પદ્યાત્મક **अवन्तिसुन्दरीकथासार** લખેયો, તે પણ મળી આવ્યો છે. આ બે સાથે સરખાવતાં, છાપેલા **दशकुमारचरित**માં આપેલી પૂર્વપીઠિકા દંડીની નહિ પણ કોઈ બીજાની રચેલી છે, એમ સ્પષ્ટ થાય છે. ૧૯ જુઓ **प्रतिज्ञायौगन्धरायण** અથવા

પણ તેણે બિંદુસારનો પ્રેમ સંપાદન કરી તેને સામો પોતાનો બંદીવાન બનાવ્યો[20]. આ રાજા તે મૌર્ય ચંદ્રગુપ્તનો પુત્ર અને ઉત્તરાધિકારી બિંદુસાર અભિત્રઘાત હોવો જોઇયે. એના સિવાય બીજો કોઇ બિંદુસાર ભરતખંડના ઇતિહાસમા જાણીતો નથી.

ઇસ્વી ચોથા સૈકાના અરસામાં સંસ્કૃતિના અંગ તરીકે નાટકની કેવી ખ્યાતિ હતી, તેની ખાત્રી વાત્સ્યાયન મુનિનું **કામસૂત્ર** પૂરી પાડે છે. **નાગરિક** પદવીની યોગ્યતાનું નિરૂપણ કરતા જે ચોસઠ કળા ગણાવી છે, તેમાં **નાટક**ના અને **આખ્યાન**ના **દર્શન**નો પણ નિર્દેશ કર્યો છે[21]. **भरतनाट्यशास्त्र** પણ **ग्राम्यधर्म** એટલે ગ્રામ્યતા દૂર કરનાર તરીકે નાટકના પ્રચારનો ઉલ્લેખ કરે છે[22].

નાટકનું મૂળ પુરાણાં આખ્યાન છે. **रामायण** અને **भारत**માથી વસ્તુ લેઈ કવિઓ નાટક રચના અને નટો તે ભજવતા. નટમંડળી પોતે પણ કોઈ આખ્યાન પસંદ કરી ભજવી બતાવતી હતી. **कामसूत्र**મા **आख्यान**ના **दर्शन**નો જે ઉલ્લેખ છે, તે આવા પ્રયોગને લક્ષિત કરે છે. આ નટકૃત આખ્યાનનો પ્રયોગ તે કવિકૃત નાટ્યનું પૂર્વરૂપ છે. આવા બે ખેલનું વર્ણન **हरिवंश (विष्णुपर्व)**માના ત્રાણુમા અધ્યાયમા આપેલૂ છે. બંને ખેલના આખ્યાન **रामायण**માથી લીધા છે. વજ્રનાભ નામે અસુર બ્રહ્મદેવના વરદાન પામી મહા બળવાન થઈ પડ્યો હતો. તેને શાસન કરવા પ્રદ્યુમ્ન સાબ ગદ વગેરે યાદવો નટના વેષમા વજ્રપુર જાય છે. તેઓ શહેર બહાર પરામા **रामजन्म**નું આખ્યાન ભજવી બતાવે છે. એમા ગણિકા દ્વારા

**પ્રધાનની પ્રતિજ્ઞા**, અંક ૧. વર્ણવિકાર બાબત જુઓ **है. व्या । ८ । १ । २६ । चक्रादावतः ।** અને **है. व्या. । ८ । १ । २६० । शषो. सः ।**

૨૦ જુઓ **अवन्तिसुन्दरीकथा**ના આરંભનો નીચેનો શ્લોક. ઉપલબ્ધ હાથપ્રતમાં છેલ્લા પાંચેક અક્ષર ખૂટે છે, તે મેં ઊમેરી ખંડિત શ્લોક પૂરો કર્યો છે. **सुबन्धुः किल निष्क्रान्तो बिन्दुसारस्य बन्धनात् । तस्यैव हृदयं बद्ध्वा वत्सराणाट्यधारया ॥.** અહીં **वासवदत्तानाट्यधारा** બોલનો ચરણમા સમાસ થતો ન હોવાથી નાયકના ઉપનામવાળું **वत्सराणाट्यधारया** પદ વાપર્યું જણાય છે. ૨૧ જુઓ **कामसूत्र । ३ । नाटकाख्यानदर्शनम् ।**. ૨૨ જુઓ **भ. ना. शा. । १ । ९ । ग्राम्यधर्मे प्रवृत्ते तु...लोके ××× दु खिते ॥.**

ઋષ્યશૃંગના પ્રલોભનથી માંડીને રામચંદ્રજીના જન્મ પર્યંત વૃત્તાંત સમાવ્યો હતો એના સર્વે પ્રસ્તાવ યાદવોએ આમોહક ભજવી બતાવ્યા[23] એમના ઉચ્ચાર બહુ સંસ્કારી હતા અને અભિનય ઉત્તમ પ્રકારના હતા[23]. એ પ્રયોગથી કાન નેત્ર અને હૃદય એક કાળે તૃપ્ત થઈ અસુરો વિસ્મયમાં બૂડી ગયા[23] નગરની ખ્યાતિ વજ્રનાભને કાને પહોંચી અસુરરાજે તેમને આદરપૂર્વક નગરમાં તેડાવ્યા તેના સમક્ષ યાદવોએ **रम्भाभिसार**નો પ્રયોગ કરી બતાવ્યો પ્રથમ ચાર પ્રકારના વાદિત્ર સાથે પુરુષોએ [24]**छलित** કિંવા **छलितक** નામે નાટચ યોજ્યું, અને સ્ત્રીઓએ **रामायण**માંનું **गङ्गावतरण**[25] ગાંધાર ગ્રામે લય અને તાન સમેત ગાયું પછી નાંદી તથા ગ્રાનતરણ[26] કિંવા ગ્રદ્વાર યથાવિધિ કરી રહી પ્રસ્તુત **रम्भाभिसार**નો ખેલ ભજવી બતાવ્યો [27]પૌલસ્ત્ય કુબેરના પુત્ર નલકૂબર ઉપર મોહ પામેલી રંભા તેને મળવા જતી હતી તેના ઉપર માર્ગમાં [28]પૌલસ્ત્ય રાવણે બળાત્કાર કર્યો તેથી ક્રોધાવિષ્ટ થઈ અલકાપતિના પુત્રે લંકપતિને શાપ દીધો એ કથા સર્વના જાણવામાં હશે ઉક્ત પ્રેક્ષામાં પ્રદ્યુમ્ને નલ

૨૩ જુઓ हरिवंश । ९३ । १० । सत्कारमभिनयौ तेषां प्रस्तावाना च धारणम् । दृष्ट्वा सर्वे प्रवेशं च दानवा विस्मयं गता ॥ ૨૪ हरिवंश । ९३ । २३ । આ छालिक्य પાઠ છાપ્યો છે પરંતુ ભોજદેવના सरस्वतीकण्ठाभरणમાં પ્રેક્ષણાના ૭ પ્રકાર ગણાવ્યા છે ત્યાં छलित છે -જુઓ स क । २ । १५८-१५९ । यदाङ्गिकैकनिर्वर्त्यमुज्झितं वाचिकादिभिः । नर्तकैरभिनीयेत प्रेक्षणाक्ष्वेडिकादि तत् ॥ तल्लास्यं ताण्डवं चैव छलितं शम्पया सह । हल्लीसकं च रासं च षट्प्रकारं प्रचक्षते ॥ મહાકવિ કાલિદાસના मालविकाग्निमित्र । १ । માં પણ छलित પાઠ છે આથી મેં તે પાઠ અહીં કલ્પ્યો છે ૨૫ જુઓ रामा । १ । ૨૬ જુઓ ह व । ९३ । ૨૭ नान्द्यन्ते च ततः श्लोकं गङ्गावतरणाश्रितम् । रौक्मिणेयस्तदोवाच सम्यक्स्वरलयान्वितम् ॥ છાપેલી પ્રતમાં गङ्गावतरणाश्रितम् અને सम्यक् हर्षविनयान्वितम् પાઠ છે, તે ભ્રષ્ટ છે પહેલા ફેરફાર પૂર્વગત શ્લોક ૨૪ ઉપરથી કોઈએ ગેરસમજથી કર્યો હોય એમ લાગે છે ૨૭ કુબેર અને રાવણ બ્રાહ્મણી અને રાક્ષસીના પેટથી થયેલા પુલસ્ત્ય ઋષિના પુત્ર હતા. ૨૮ જુઓ ह वं । ९२ । ६० ।

ફૂબરનો, માબે તેના વિદૂષક મિત્રનો, શૂરે રાવણનો અને મનોવતીએ રંભાનો વેષ લીધો હતો.

ઉપરના આખ્યાનદર્શનમાં અનેક બાબતો ધ્યાન ખેંચે છે. એમાં નાંદી ઉપરાંત રંગાવતરણ કિંવા રંગદ્વાર નામનું પૂર્વરંગનું અંગ પણ પ્રયુક્ત કર્યું છે. પૂર્વરંગના પહેલા નૃત્ય અને ગીતનું પણ વિધાન છે. સંગીતના જલસાની સંજ્ઞા, પ્રેક્ષા, તે નાટકના પ્રયોગની પણ સંજ્ઞા છે. નૃત્ત ગીત અને વાદિત્ર **તૌર્યત્રિક** કહેવાય છે તેનું મૂળ જે [29]तूर्य શબ્દ, તે નટના પર્યાય તરીકે વાપરેલો છે; **प्रकरण** બોલ **नाटक**નો અર્થ બતાવે છે; અને નટન ક્રિયાનો નિર્દેશ સર્વત્ર નર્તન બોલથી જ કરેલો છે[30]. એ બધું સંગીત અને નાટકનો અતિ નિકટનો સંબંધ તે સમયમા જીવતો જાગતો હોવાનું સિદ્ધ કરે છે. વર્ણવેલા એ પ્રયોગો પૈકી એકમા પ્રસ્તાવના છે નહિ. નાટક એક જ પ્રવેશનું છે[31]; એટલે કરીને બહુ પ્રવેશવાળા નાટકમા તેમનો ક્રમ જણાવવાને જરૂરની જે अङ्क સંજ્ઞા, તે ઉદ્દ્ભવ જ પામી નથી. **रम्भाभिसार**મા કૈલાસ પર્વતનો દેખાવ પૂરો પાડ્યો છે[32], તે ઉપરથી આહાર્ય અભિનય સારો ખેડાયલો જણાય છે. વાચિક અભિનયના અંગે નટોની વાણીના સંસ્કારનાં ખાસ વખાણ છે[33], તે સૂચવે છે કે જેટલે દરજ્જે યજ્ઞમા મ્લેચ્છિત એટલે ભ્રષ્ટ વાણી નિષિદ્ધ હતી અને શુદ્ધ સંસ્કારી વાણીનો જ આદર થતો હતો, તેટલે દરજ્જે આ આખ્યાનદર્શનના પ્રદર્શનમા પણ વાણીનો સંસ્કાર આવશ્યક ગણાતો હતો; આખ્યાનો જે સંસ્કારી વાણીમા રચાતા હતા, તે જ સંસ્કારી વાણીમા આખ્યાનના પ્રયોગ પણ થતા હતા. બીજા શબ્દમાં કહિયે, તો એ અતિ પ્રાચીન પ્રયોગસંધની ભાષા પુરાણું સંસ્કૃત હતી.

આગ્રજ આખ્યાનશ્રવણ સાથેનો આખ્યાનદર્શનને આત્યંતિક સંબંધ છે. લાંબા સત્રના દૈનિક કર્મજાળમાંથી છૂટા થયેલા ઋષિઓ કર્ણપ્રિય આખ્યાનો સાંભળીને વિનોદ અને વિશ્રાંતિ મેળવતા. શ્રુતિકાળ પછીના આ આખ્યાનકાળનો આરંભ પ્રમવી સન પૂર્વે દશમા સૈકાના યારક ભગવાનના પૂર્વે થયો જણાય છે. શાથી જે **निरुक्त**મા સ્યમંતક મણિની ચોરી વિશેનું એક ચરણ મળી આવે છે[34]. આખ્યાનના શ્રવણમાથી આખ્યા-

---

૨૯ જુઓ ह.वं.।२।३। ९। ૩૦ જુઓ ह वं ।९३ ।४। २८। ૩૧ જુઓ ટિપ્પણી ૨૩ મા ઉતારેલો શ્લોક. ૩૨ જુઓ ह. । वं. । ९३ ।२९।। ૩૩ જુઓ ટિપ્પણી ૨૩મા ઉતારેલો શ્લોક. ૩૪ જુઓ

નના દર્શનનો પ્રબંધ પ્રગટયો વસ્તુમાં તેમ જ વાણીમાં તે આખ્યાનનો આધાર લેતો હોવાથી હું તેને આખ્યાનકાળમાં મૂકું છું સોદગ્મબંધને લીધે તેની પદ્યરચના પણ અક્ષરબંધની જ હું માની લેઉં છું મહાકવિ ભાસ અને કાલિદાસના નાટકોની સર્વાંગસપૂર્ણ રૂપરચના તેના પૂર્વે લાંબા વિસ સકાળની માગણી કરે છે કયાં પરમ પુરાણા શ્રુતિકાળથી ઊતરી આવેલા સાદા અક્ષરમેળ ત્રિષ્ટુપ્ અને અનુષ્ટુપ્, ક્યાં વિશિષ્ટ રૂપબંધ ઉપેંદ્રવજ્રા વસંતતિલકા શિખરિણી ને સ્રગ્ધરા, ક્યાં વિલક્ષણ વૈતાલીય અને આર્યા, ક્યાં સમ અર્ધસમ ને વિષમ બંધ ? આ વિમાસકાળ આશરે ૭ શતકનો હેવી નવતર પદ્યરચનાની ઉત્પત્તિ ભગવાન પાણિનિના સમયમાં એટલે ઇસવી સન પૂર્વે સાતમા આઠમા શતકમાં કલ્પું છું એ મહાન વૈયાકરણ કૃશાશ્વ અને શિલાલીના નટસૂત્રોનો નિર્દેશ કરે છે[૩૫] નાટયશાસ્ત્રનું પૂર્વરૂપ નટસૂત્ર નાટકસાહિત્યના અસ્તિત્વની નિઃશબ્દ સાક્ષી પૂરે છે

માંડ માંડ એક પગલું માંડતું આ બાળક અનેક પગનાં માંડતું થયું અક્ષરબંધના પરિચયમાંથી રૂપબંધ અને માત્રાબંધ લનમાગ્તા શીખ્યું પૂર્વે તેના પાલકોને વ્હાલી સંસ્કૃત વાણી જ જે બોલતું હતું તેણે બે સદી વટાવી, લોકવાણી જે પ્રાકૃત, તેને પણ આવકાર આપ્યો એ સાહિત્યમાં માન પામેલી લોકવાણી બુદ્ધ અને મહાવીર ભગવાને પણ તેમની લોકોપ કારક ધર્મદેશનાના વાહન તરીકે સત્કારી લીધી ૭ સૈકાનું અતિપ્રાચીન નાટક સાહિત્ય નાશ પામ્યું છે વેદને ધર્મબુદ્ધિએ બચાવ્યા ઇતિહાસને સ્વદેશાભિમાને બહલાવ્યા દર્શનશાસ્ત્રોને તત્ત્વજિજ્ઞાસાએ જીવતા રાખ્યા કાવ્ય અને નાટકને ટકાવી તેમનું આયુ લંબાવનારી કોઇ જડીબુટ્ટી ન હતી, એટલે તે લય પામ્યા એમના તિરોભાવના બીજા પણ કારણ છે તે પટંતરે સમજાવવા આપણી ભાષાનો દષ્ટાંત લેઉં છું ઇસવી તેરમા સૈકાની એ પહેલાં ગૂજરાતી ભાષાએ વ્યક્તિત્વ ધારણ કર્યું હતું, તે છતાં તેનું તત્કાલીન[૩૬] સર્વભોગ્ય સાહિત્ય મળી આવતું નથી જૈન ભંડારોમાં જૂના જૂના રાસા સ્તવન અને ફાગના પાના દટાઈ રહ્યા છે તે સાંપ્રદાયિક સાહિત્ય બાદ કરિયે, તો ચૌદમા પંદરમા સૈકાનું સાહિત્ય પણ ક્યાં જડે છે ?

निरुक्तारार अक्रूरो ददते मणिम् ।

૩૫ જુઓ पा. व्या । ४ । ३ । ११०-१११ । पाराशर्यशिला लिभ्यां भिक्षुनटसूत्रयो । અને कर्मन्दकृशाश्वादिनि । ૩૬ તે વખતનું-

એ જૂની ગુર્જરીમા ગ્યાયૂં હતૂ. તે જૂની ગુર્જરી સમજાતી બધ પડી અદશ્ય થઈ. એટલે જૂનુ સાહિત્ય પણ અદશ્ય થયૂં તેવીજ રીતે પૂર્વસંસ્કૃતના એ નાટકો અને કાવ્યો લય પામી ગયા. નવા ઊગતા તારા ભાસ અને કાલિદાસના તેજના અંબારમા એ શમી ગયા.

નાટકની પ્રાચીન ઉત્પત્તિ જોઈ. હવે તેનૂ પ્રાચિન, સ્વરૂપ વિચારીયે. આજકાલ કાવ્ય અને નાટકની યોગ્યતા ગમની જમાનત ઉપરથી અંકાય છે એ રસપ્રધાન **भरतनाट्यशास्त्र**મા પહેલવહેલૂં દષ્ટિગોચર થાય છે૩૭. એ સૌળેક સદી જૂનૂ છે. કાવ્ય અને નાટકની ઉત્પત્તિ તેનાથી બહુ પ્રાચીન છે. તે અત્યન્ત જૂના સમયમા વૃત્તિપ્રસ્થાનનો પ્રચાર હોય એમ મારૂ માનવૂં છે. સાત્ત્વતી કૈશિકી આરભટી અને ભારતી એ ચાર વૃત્તિઓ સાહિત્યશાસ્ત્રમા કહી છે. વ્યુત્પત્તિ વિચારતા સાત્ત્વતી અને કૈશિકી સજ્ઞા સાત્વત અને કૈશિક સાથે સબધ ધરાવે છે **भारत**કાળના સાત્ત્વતો પરાક્રમી હતા. તેમનો આદિપુરુષ યદુ હોવાથી તેઓ યાદવ નામથી જાણીતા છે, સાત્ત્વતોને વ્હાલા પરાક્રમોની વૃત્તિ, તે સાત્ત્વતી કહેવાઈ હશે કૈશિક કે ક્રથકૈશિક વિલાસી હતા. તેમને વ્હાલા ભોગવિલાસની વૃત્તિ તે કૈશિકીના નામે ઓળખાઈ હશે. આજ પ્રમાણે નવા પ્રસ્થાનની વૈદર્ભી ગૌડી પાચાલી અને લાટી રીતિના નામ પણ વિદર્ભ ગૌડ પાચાલ અને લાટ ઉપરથી પડેલા આપણે જોઇયે છિયે ત્રીજી વૃત્તિ જે આરભટી, તેનૂ નિર્વચન **रमस् आरम्भ सरभ** આદિ શબ્દની વ્યુત્પત્તિ સાથે સબન્ધ છે ભારે ઉત્પાત ત્રાસ વધ આદિના પ્રસગ ભજવતી હોવાના કારણથી ત્રીજી વૃત્તિની આરભટી સંજ્ઞા રાખવામા આવી હોય એમ જણાય છે૩૮ પ્રસ્તુત ત્રણે વૃત્તિઓ આખ્યાનકાળના આરંભથી અસ્તિત્વ ધરાવતી હતી **रामायण** રચાયા પહેલા એમનો જન્મ થયેલો લાગે છે એમની આ પ્રતિહાસાતીત પ્રાચીનતાની સરખામણીમા ભારતી વૃત્તિની ઉત્પત્તિ આધુનિક છે એના

૩૭ જુઓ **भ. ना शा** । ६ । ७ । ૩૮ જૈન આગમમા સમવસરણના પ્રસંગે ભગવાન્ મહાવીર સમક્ષ બત્રીસ પ્રકારનૂ નાટ્ય નિર્દેશવામા આવે છે. તેમાં જે **आरम्भड** નાટ્યનો ઉલ્લેખ મળે છે, તેનુ સ્વરૂપ પ્રસ્તુત આરભટી વૃત્તિના પડછે વિચારણીય છે. જુઓ **राजप्रश्नीय**.

પ્રાદુર્ભાવની પૂર્વ મર્યાદા આખ્યાનદર્શનની પ્રવૃત્તિથી અંકાય છે. સૂતના મુખથી ખસી ગિરાદેવી નટના મુખમા વસે છે. શબ્દના ઉચ્ચારણ દ્વારા વસ્તુપ્રબોધ ઉપરાંત ભૂમિકા દ્વારા અને ભાવપ્રકાશન દ્વારા વસ્તુસાક્ષાત્કારના વરદાન દેવી નટ કિંવા ભરતને આપે છે. નટ કિંવા ભરતની આ નવીન વૃત્તિ, તે ભારતી કહેવાઈ હશે.

નવા પ્રસ્થાનના શૃંગાર તથા હાસનૂં આસ્વાદન જૂના પ્રસ્થાનની કૈશિકી વૃત્તિમા, વીર તથા અદ્ભૂતનૂ સાત્ત્વતીમા અને રૌદ્ર બીભત્સ તથા કરુણનૂં આરભટીમા થતૂ હતૂં. સૂત જ્યારે મુખપાઠથી વસ્તુનો બોધ આપતો હતો, ત્યારે નટ નાટ્યથી વસ્તુનો સાક્ષાત્કાર કરાવતો હતો. આખ્યાનકથનમા શ્રવણસુખ જ મળતૂ, આખ્યાનદર્શનમા નયનસુખનો લાભ પણ થતો.

વૃત્તિપ્રસ્થાનનૂ સ્વરૂપ દોઢ બે હજાર વર્ષ ઉપર કેવૂ ભૂલી જવાયૂં હતૂં, તેનો ખ્યાલ આપવા [૩૯]**ભરતનાટ્યશાસ્ત્ર**માથી વૃત્તિઓનો વૃત્તાન્ત અહીં ઉતારૂ છૂં. કહે છે કે દૈવી માયાથી વિશ્વને સંકેલી લેઈ વિષ્ણુ ભગવાન શેષ નાગ ઉપર પોઢ્યા હતા, તે વખતે મધુ અને કૈટભ નામે મહા બળવાન અસુરો પ્રગટ્યા. તેઓએ ગડદાપાટુ મારી કઠોર વાણી ઉચ્ચારી ભગવાનને યુદ્ધ કરવાને તેડ્યા તે ઉપરથી ભગવાન તેમની સાથે સંગ્રામમા ઉતર્યા; અને પોતાની અપરિજ્ઞેય શક્તિ વડે તેમણે બને અસુરોનો નાશ કર્યો. એ યુદ્ધમા ભારતી એટલે વાણીમાથી ભારતી વૃત્તિ પ્રગટી. આ પ્રમાણે એક પ્રકારની ઉત્પત્તિ કહી શાસ્ત્રકાર આગળ જતા જણાવે છે, કે યુદ્ધમા ભગવાને ભાર દેઈ પગલા માંડ્યા તેમાથી ભારતી ઉદય પામી. એમણે સત્ત્વ એટલે સમાર્થ્યથી ખેંચેલા શાર્ઙ્ગ ધનુષના વેગબળમાથી સાત્ત્વતી વૃત્તિ નીકળી આવી. લડતા દાવના સરંભમાથી આરભટી વૃત્તિ ઉત્પન્ન થઈ. બને અસુરોને સંહારી ભગવાને શિખા બાધી તેમાથી કૈશિકી વૃત્તિ જનમી. આ રીતે ચારે વૃત્તિની ઉત્પત્તિ વર્ણવ્યા પછી નાટ્યશાસ્ત્ર ભારતી વૃત્તિનૂ નવૂ જ નિર્વચન આપે છે. એને મધુકૈટભના વધ સાથે કશો એ સંબંધ નથી. ભરત એટલે નટની એ વાણી છે માટે ભારતી, આ શબ્દોએ ભારતી વૃત્તિને તે ઓળખાવે છે. બધી એ ચમત્કારક હકીકત કેવળ કલ્પિત છે એમ કહેવાની જરૂર રહેતી નથી. વૃત્તિની ઉત્પત્તિ આ રીતે આજથી બીજી સહસ્રીમા છેક વીસરી જવાઈ તે સૂચવે છે, કે વૃત્તિપ્રસ્થાન બહુ જ જૂનૂ છે.

૩૯ જુઓ **ભ. ના. શા.** । ૨૦ ।.

[40]भरतनाट्यशास्त्रમા વૃત્તિ વિશે જે વિશેષ વિગત આપી છે, તે પણ ગોટાળા ભરેલી છે. ભારતીના પ્રરોચના, આમુખ, વીથી અને પ્રહસન, એ ચાર અંગ ગણાવ્યા છે, વાસ્તવિક રીતે પ્રરોચના નાટ્યશાસ્ત્રે લંબાણથી વર્ણવેલા પૂર્વરંગનો ભાગ છે. આમુખ તો નાટકની પ્રસ્તાવનાનું બીજું નામ છે. વીથી અને પ્રહસન, તે નાટ્યશાસ્ત્રે વર્ણવેલા [41]દશ રૂપકમાના બે રૂપક છે. વૃત્તિઓમા રસની વ્હેંચણી કરી છે, તેમા પણ ગૂંચવારો છે. સંસ્કૃત વાણીનો પ્રયોગ તે જ ભારતી એવો અર્થ લેઇયે તો તો, આઠે રસનું નિરૂપણ સંસ્કૃતમા કરેલુ નાટકોમા મળી આવે છે એટલે, એના અમુક જ રસ એવી મર્યાદા બાધવાની અગત્ય રહેતી નથી છતા નાટ્યશાસ્ત્રમા અધ્યાયને અતે એમ ઠરાવ્યૂ છે, કે બીભત્સ અને કરુણનૂ નિરૂપણ ભારતી વૃત્તિમા કરવૂ! પછી સાત્ત્વતી વૃત્તિનું નિરૂપણ કર્યું છે, તેમા વીર અદ્ભુત અને રૌદ્રનો સમાવેશ કરી પાછળથી વીર અને અદ્ભુત એ બે જ પ્રસ્તુત વૃત્તિના રસ કહ્યા છે તે પછી કૈશિકીનૂ સ્વરૂપ વર્ણવતા એમા શૃંગાર અને હાસ્ય ગણાવી અધ્યાયને અતે કરુણની પણ ઉમેરણી કરી છે. ચોથી જે આરભટી વૃત્તિ, તેમા રૌદ્રને ભયાનક સાથે ગોઠવી દીધો છે.

આખ્યાનકાળમા નાટકની સરિતાનૂ મૂળ તમે જોયૂ સાહિત્યની એ ગગોતરીના તટે ઊભા રહી ઊંચે દૃષ્ટિ કરશો, તો [42]रामायण भारत અને पुराणની મૌલિક કથાઓના અસખ્ય શિખરો સરમાઇમા માથૂ ઊંચકતા જોશો, અને દૃષ્ટિ વધારે ઊચી ચડાવશો, તો આકાશને વીંધતા શ્રુતિના શિખરો નજરે તરશે. નૃત્ત ગીત અને વાદ્યનું આ ઉત્પત્તિસ્થાન છે. ऋग्वेदमा ઉષા દેવીના સૂક્તોમા નૃત્તનૂ અનેક વાર સૂચન છે. શ્રુતિગીતનું બીજ ગાયત્રીરૂપે આદિવેદમા અકુરિત થઈ सामवेदमा ફાલે છે. उपनिषद्मा વીણાના તાર રણઝણે છે. એ રીતે શ્રુતિકાળમા ત્રિધા સગીત જન્મે છે. આખ્યાનકાળમાં નાટ્ય કિંવા અભિનયવિદ્યાનો આવિર્ભાવ થાય છે. [43]ઉક્ત સંગીત અને નાટ્યને ઉપકારક રાખી નાટક વિકાસ પામે છે, અને

૪૦ જુઓ भ. ना. शा. । २० । ૪૧ જુઓ भ. ना. शा. । १८ ।
૪૨ જુઓ Annals of the Bhandarkar Institute V. 1, मूलरामायण વિશેનો S. N. Tadpatrikar નો લેખ.
૪૩ भ. ना. शा. । ४ । ११-१२ । મા नाट्यं दृष्टम् અને ताण्डवं स्मृतम् । એવો સૂચક ભેદ કર્યો છે.

સમસ્ત કાવ્યસાહિત્યમાં અગ્રસ્થાન લે છે[૪૪]. તે એક અંકથી વધી વધીને ભાસના સમયમા દશ અંક પર્યંત વિસ્તરે છે.

ભાસ અને કાલિદાસનો સમય, તે નાટકના પરમ ઉત્કર્ષનો સમય. ત્યારપછી એકના અઠ્ઠાવીસ ભેદ થાય છે, દશ રૂપક અને અઢાર ઉપરૂપક[૪૫]. એમાના ભાણ, શ્રીગદિત, ભાણિકા, પ્રસ્થાન, રાસક અને કાવ્ય, એ ૭ તો નૃત્યના ભેદ છે[૪૬]. વિલાસિકા પણ લાસ્યના જલસારૂપ જ છે[૪૭]. નાટ્યરાસકમા પણ સંગીતનું પ્રાધાન્ય જણાય છે[૪૮]. આ સાહિત્યનો મોટો ભાગ નામથી જ જાણીતો છે. ઊતરતી યોગ્યતાને લીધે તે અર્વાચીન છતાં એ નાશ પામ્યો છે.

નાટકના વિકાસનો ઇતિહાસ વિચારતા સહજ ધ્યાનમા આવશે, કે તેની ઉત્પત્તિ અહીં જ થઈ છે. જે વિદ્વાનો એમ કહે છે કે ગ્રીક પ્રજાનાં નાટકો ઉપરથી આપણા પૂર્વજો નાટક રચતા શીખ્યા, તેઓ ભૂલ કરે છે. ગ્રીક નાટક વ્હેલામા વ્હેલું ઇસવી સન પૂર્વે પાચમા શતકની આસપાસ રચાયું. ભારતીય નાટક તો તે પહેલા ચારેક શતક આગમચથી રચાતું આવ્યુ હતું. ગ્રીક નાટકમા પ્રસ્તાવના નથી, નાન્દી નથી, રંગદ્વાર નથી, **છલિતક** જેવા કોઇ નૃત્તના પ્રયોગથી તેનો આરંભ થતો નથી અને તે એકાંક મટી અનેકાંક થવા પામ્યું નથી. સગીતિ (Chorus) રૂપી શ્રવ્ય અર્થોપક્ષેપક દ્વારા તે આખ્યાનશ્રવણ સાથે સંકળાયલું છે. ભારતીય નાટક આખ્યાનદર્શન સાથે સંબંધ ધરાવે છે અને એના અર્થોપક્ષેપકો દસ્ય છે. તે સૌ પોકારીને કહે છે કે તેની ઉત્પત્તિ સ્થાનિક એટલે સ્વતંત્ર છે.

મનુષ્યની રુચિ પવનની દિશાની પેઠે બદલાતી રહે છે. પ્રાચીન કાળમાં શ્રવણભોગ્ય સાહિત્ય ઉત્પન્ન થયું અને વખત જતાં **રામાયણ** આદિ વિશાળ સહિતામાં અનેક શાખાએ વિસ્તાર પામ્યૂં. વચગાળામાં પ્રયોગભોગ્ય સાહિત્ય પ્રચારમા આવ્યૂં. ઋષિઓના યજ્ઞવાટમાં[૪૯], બૌદ્ધોની

૪૪ જુઓ **काव्येषु नाटकं रम्यम्**। ૪૫ જુઓ **साहित्य दर्पण** ।૬। ૪૬ જુઓ **दशरूपक** ।१।८। ઉપરની ટીકામા આપેલો નીચેનો શ્લોકઃ-**डोम्बी श्रीगदितं भाणो भाणीप्रस्थानरासकाः । काव्यं च सप्त नृत्यस्य भेदाः स्युस्तेऽपि भाणवत् ॥** ૪૭ જુઓ **सा. द.** ।६। ३०१-३०२। ૪૮ જુઓ **सा. द.** । ६ ।७७-७९। ૪૯ જુઓ **द. वं.** માની પૂર્વે આપેલી નોધ.

સહ્યાદ્રિની ગુફાઓમાં[૫૦], જૈનોનાં મથુરા પાસેનાં લયનોમાં[૫૧] અને સમસ્ત ભરતખંડમાં[૫૨] નાગરિકોની ગૃહ્ય નાટકશાળાઓમાં નાટક વિશ્રામના ઉપદેશના અને વિનોદના સાધનરૂપે પસરી રહ્યું, પમરી રહ્યું. વર્તમાનકાળ વાચનભોગ્ય સાહિત્યનો છે. એનું વિશિષ્ટ રૂપ જે [૫૩]નવલકથા, તે બીજા બધા સાહિત્યને ગૂંગળાવી નાંખવાનું કરે છે. વાચનમાળામાં નવલકથા, પુસ્તકમાળામાં નવલકથા, ત્રૈમાસિક–માસિક–પાક્ષિક–સાપ્તાહિક પત્રમાં નવલકથા અને દૈનિક પત્રમાં પણ નવલકથા નવલકથા જ થઈ રહી છે. એની સામે ટક્કર લે છે તો માત્ર નાટક જ લે છે. એની રેલમાં તે જ એક પગભર ટકી રહ્યું છે. એને પોષવા, એનો ઉત્કર્ષ કરવા, એનો વિજય સાધવા કવિ નાનાવિધ રમણીય નાટક રચો; નટો ઉત્તમ રીતે તે ભજવો; અને પ્રેક્ષકો કવિની પ્રતિભા નાણી જાણો, નટની કળા માણી જાણો!

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.



૫૦ જુઓ અજંટ અને જોગીમારનું ચિત્રકામ. ૫૧ જુઓ લયનશોભિકા ગણિકા દદ્દાનો લેખ, મુનિ જિનવિજયજીકૃત **प्राचीनलेख-संग्रह १.** ૫૨ જુઓ **कामसूत्र** ।૩।. ૫૩ આ સંજ્ઞામાં નવલિકા અંતર્ભૂત છે.

# અનુક્રમણિકા

## (ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧, ૨, ૩, ૪, ૫ અને ૬)